॥ ॐ ॥

નમઃ શ્રીશારદાયૈ ।

# કવિશ્રી ખબરદાર-કનકોત્સવ

નિમિત્ત

# અભિનન્દનગ્રંથ

આચાર્યશ્રી આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ

એઓશ્રીને શુભ હસ્તે

## કવિશ્રીને

સમર્પિત


લેખકો:

ગુજરાતનાં સાહિત્યસેવકો



પ્રકાશક:

કવિશ્રી ખબરદાર-કનકોત્સવ સમિતિ

મુંબાઈ

વિ. સં. ૧૯૮૭ : ઈ. સ. ૧૯૩૧

મુદ્રક—એસ. વ્હી. પરુળકર, મુંબાઈ વૈભવ પ્રેસ,
સર્વંટસ્ ઑફ ઈંડિયા સોસાયટીઝ બિલ્ડીંગ,
સૅન્ડહર્સ્ટ રોડ, ગિરગામ-મુંબઈ.

આવૃત્તિઃ પહેલી

પ્રતઃ ૧૧૦૦

---

પ્રકાશકઃ—ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા
તથા
ગોકુળભાઇ દૌલતરામ ભટ્ટ, (વીલેપારલે)

---

મૂલ્યઃ

આના આઠ માત્ર

મુદ્રણકાર્ય થયુંઃ
પૂંઠું: 'ધી ગુજરાતી' પ્રેસ, સર્કલ, કોટ, મુંબાઈ.
છબીઓઃ જોશી આર્ટ પ્રેસ, કોટ, મુંબાઈ.

# કવિ ખબરદાર કનકોત્સવ અભિનંદનગ્રંથ

## લેખાનુક્રમ

## વિશિષ્ટ ગુણદર્શન



## ચરિત્રવિભાગ

# પુરસ્કાર

ભગવતી સરસ્વતીના આવિષ્કાર સમા કોઈ પણ ગ્રન્થનો પુરસ્કાર કરવાનો મુખ્ય પ્રસંગ એટલે સદ્‌ભાગ્ય; તો પછી જેમાં મહાગુજરાતનાં માનવમણિશાં લેખક–લેખિકાઓએ સરસ્વતી માતની સતત સેવા સર્વ સંયોગોમાં કર્યે જનાર એક પ્રિય કવિબન્ધુને સ્નેહાંજલિઓ સમર્પી હોય તેવા મંગલગ્રન્થનો પુરસ્કાર કરવાનું સદ્‌ભાગ્ય–અને તે પણ 'કનકોત્સવ' સમા શુભ સમયે–એતો કેવલ અમૂલ્ય પ્રભુપ્રસાદ જ !

અને એ અમૂલ્ય પ્રભુપ્રસાદ પણ કેટલોબધો વધારે અમૂલ્ય બને જ્યારે મહાગુજરાતના એક માનીતા કવિશ્રીને 'અભિનન્દન–ગ્રન્થ'નું અર્પણ કરવા આચાર્યશ્રી આનન્દશંકરભાઈ જેવી મહાગુજરાતની માધુર્યમયી વિદ્યામૂર્તિ સ્વયમેવ મોજુદ હોય ? ખરેખર, સમિતિ સંતોષની સીમા અનુભવે છે.

મુંબાઈવાસી ખબરદારપ્રેમી ગુજરાતીઓ–પછી તે હિન્દુ હો કે પારસી, મુસલમાન હો કે ખ્રીસ્તી–એકત્ર થઈને આ પ્રસંગ ઉજવે અને 'સમિતિ'ને સ્થાનિક મુખ બનાવે તે તો સ્વાભાવિક હોઇ સમજાય, પણ સંયોગોએ "અભિનન્દન–ગ્રન્થ"ને મહાગુજરાતની સાક્ષરતાના મુખરૂપ બનાવી 'સમિતિ'નું સેવાક્ષેત્ર વિસ્તાર્યું છે. મુંબાઇ ઉપર મહાગુજરાતની એ મમતા મુંબાઈની 'સમિતિ'ના સાહસને સદ્‌ભાવભરી આંખે જોવરાવશે એ આશા અને શ્રદ્ધા 'સમિતિ'ને બલ દે છે.

'સમિતિ' સમજે છે કે કવિશ્રી ખબરદાર એ જેમ મહાગુજરાતનું ગુજરાતને મહાર્પણ છે તેમ સારી ય પારસી કોમનું પણ છે ! બારસો વર્ષના વસવટનો સાર્થક બદલો.

અને 'સમિતિ' પ્રાર્થે છે પ્રભુને :

"કવિશ્રી જેવા અમારા મોંઘા રતનનું નિરન્તર જતન કરો !" તથાસ્તુ !

સર કાવસજી હૉલ,
મુંબાઈ,
તા. ૬ ઠ્ઠી નવેમ્બર ૧૯૩૧

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી
પ્રમુખ

જીવણજી જમશેદજી મોદી — કનૈયાલાલ માણેકલાલ મુનશી
ઉપ–પ્રમુખો

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા — બરજોરજી ફરામજી ભરૂચા
મણિલાલ ઇચ્છારામ દેસાઇ — ચન્દ્રવદન ચીમનલાલ મહેતા
રસિકમણિબ્હેન દેસાઇ — સાદીક
ફીરોજ રત્નાકર — ગોકુળભાઈ દૌલતરામ ભટ્ટ

મંત્રીઓ

લીલાવતી મુનશી — રાજેન્દ્રરાવ સોમનારાયણ દલાલ

કોશાધ્યક્ષો

અંબાલાલ બુલાખીરામ જાની — યજ્ઞેશ હ. શુકલ

"પારસી લેખક મંડલ" — "રથેસ્તાર મંડળ" (શ્રી. ખરશેદજી વાડીયા)

"પારસી રાજકીય સભા:"

# સંપાદકીય

"કવિશ્રી ખબરદાર કનકોત્સવ સમિતિ" શનિવાર તા. ૧૨ મી સપ્ટેમ્બર ૧૯૩૧ ને દિવસે મુંબાઈ–ઉપનગરવાસી ખબરદારપ્રેમીઓની જાહેર સભામાં રચાઈ. કવિશ્રીને, ગુજરાતમાં લેખક-લેખિકાઓની હૃદયાંજલિઓથી આર્દ્ર "અભિનન્દન ગ્રંથ" અર્પણ કરવાનું પણ નિશ્ચિત થયું; અને એ કાર્ય અમને સોંપાયું. ચાર–પાંચ સપ્તાહોના ઉદ્યોગના ફલરૂપે આ સંચય કવિને તથા ગુજરાતને ચરણે ધરાય છે.

"ગ્રંથ" તૈયારી માટે સમયની તેમજ ઈતર સાધનોની આવશ્યક અનુકૂળતા અમુક જ પ્રમાણમાં હતી. કવિશ્રીનાં કાવ્યોમાંનાં શબ્દચિત્રો અંકિત કરાવવાનો મનોરથ હતો. શ્રી. છોટાલાલ જોશીને એ માટે વિજ્ઞપ્તિ પણ કરવામાં આવી હતી. એમની કલાકૃતિઓ પૂર્ણરૂપે પાછી મળતાં વાર લાગી અને તેથી અત્ર તે દાખલ કરી શકાઈ નથી. જે રૂપે આ ગ્રંથ આપની સમક્ષ રજુ કરી શકાય છે તે માટે કેવલ પ્રભુનો પાડ માનવા જેવો છે. જે જે દોષો આમાં રહેવા પામ્યા છે તે તે અમારી મર્યાદાઓનું પરિણામ. વાચક તેમજ વિવેચક આ સર્વ ધ્યાનમાં રાખે અને આ સામગ્રીને વિલોકે.

આમાં જે સુંદર દેખાય તેનો પહેલો જશ ઉલટથી કવિબંધુને અંજલિ દેવા આગળ આવનાર ગુજરાતનાં સાહિત્યસેવાર્થી લેખક–લેખિકાઓને; બીજો, સમિતિનાં સર્વ સભ્યોને; અને ત્રીજો, પોતે અમારી સમિતિમાં ન હોવા છતાં 'છીએ' એમ માની લઈને સેવા સમર્પનાર ત્રિપુટી શ્રી. નટવરલાલ દેસાઈ, શ્રી. અંબાલાલ જાની, શ્રી. યજ્ઞેશ શુકલને. સેવાઓનાં કાંઇ મૂલ્ય અપાય છે? પારસીબંધુઓનાં ગદ્યપદ્ય લખાણો મળ્યાં તેવાં જ સ્હેજસાજ જોડણી દુરૂસ્તી કરી છપાયાં છે. એ સર્વ ભાઈઓના–એમની સંસ્થાઓના મળેલ સહકાર માટે જુદો આભાર માનીએ? ઈતર લેખોની જોડણી પણ લેખકની જ રાખી છે.

બહુ જ થોડી મુદતમાં એટલે કે લગભગ ૧૨ દિવસમાં અને મુશ્કેલ ગૂંચવણભરી સ્થિતિમાં રાતદિવસ જોયા વગર ખાસ કાળજી રાખી જેવું બની શક્યું તેવું સારૂં છાપી આપવામાં તત્પરતા દાખવનાર "મુંબાઇ વૈભવ મુદ્રણાલય" નો અને એમના પ્રેરક મેનેજર શ્રી. ભાસ્કરરાવ મહાદેવ સિદ્ધયેનો આભાર માનવો જરૂરી છે.

ઘણા પૂછે છેઃ આપો છો ગ્રંથ ને લ્યો છો માત્ર આના આઠ? સમિતિનો ઉત્તરઃ ગુજરાતના બની શકે તેટલાં દિલો ગુજરાતનાં લેખક–લેખિકાની હૃદયાંજલિઓનાં અમૃત પોતામાં ભરે અને અમીમય આંખે કવિને કનકમય જુએ તો જ "કનકોત્સવ" સાર્થક ને? આવા ગ્રંથનાં તો લાખે લ્હાણાં કરવાં ઘટે–કનકનો ઉત્સવ!

અને ઉત્સવનાં કાર્યો પ્રત્યક્ષ કે પરોક્ષ સેવાથી સફલ કરવામાં જેનું જેનું સમર્પણ તેનું તેનું આભાર ઉપર ચોખ્ખું લ્હેણું.

મુંબાઈ
તા. ૬–૧૧–૧૯૩૧

ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા
ગોકુળભાઈ દૌલતરામ ભટ્ટ
સંપાદકો

તા. ક. ગ્રંથનું મુદ્રણકાર્ય ચાલુ હતું તે દરમ્યાન "સાહિત્ય" માસિકનો નવેમ્બર માસનો ખાસ ખબરદાર–અંક બહાર પડયો છે. એમાં કેટલાંક ગ્રંથ સારૂ સ્વીકૃત થયેલ લખાણો છપાયાં છે. તેથી વણછપાયલાં તેવાં લખાણોની પુનરાવૃત્તિ કરી નથી. એકંદરે એકજ લેખ બન્ને સ્થળે આવવા પામ્યો છે. સંપાદકો

# અભિનન્દન–સન્દેશ

## મહાત્મા ગાંધી, પ્રભાશંકર પટ્ટણી, તથા શ્રી મહાદેવ દેશાઇ

( From London, 4th Nov. 1931 )

Congratultions Khabaradar attainment Golden Jubilee. Gandhi Pattani Mahadev.

( લંડનથી, તા. ૪ થી નવેમ્બર ૧૯૩૧ )

ખબરદારના કનકોત્સવ નિમિત્ત અભિનન્દન, ગાંધી–પટ્ટણી–મહાદેવ.

## સાક્ષર શ્રી. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

પથારી વશ હોઇને પણ જેઓએ ગુર્જરીગિરાની આરાધના છોડી નથી એવા સાહિત્યવીરની હું શી પ્રશંસા કરું ! મ્હારો અંતરાત્મા એમના આયુષ્યના ઉત્તરાર્ધનું સંપૂર્ણ આરોગ્ય ઝંખી રહ્યો છે. એમને–એમની કવિતાસમૃદ્ધિને–આવકાર તો ગૂજરાતે અને બહદ્‌ગુજરાતે અંતઃકરણપૂર્વક આપેલો જ છે. એમને અભિનન્દન પૂર્વાર્ધ ઉત્તીર્ણ થતાં સ્થળે સ્થળેથી અપાશે જ. ગૂજરાતમાં નહિ બૃહદ્ ગૂજરાતમાં નહિ, છતાં બંનેને માથે જે મુંબઇ તેમાં થનાર સંમેલનને હૂં સંપૂર્ણ વિજય ઇચ્છું છું.

## સાક્ષર શ્રી. છગનલાલ હરિલાલ પંડયા

ઘણા પારસી વિદ્વાનોનો ઈંગ્રેજી ભાષા ઉપર અદ્‌ભુત પ્રભાવ જોવામાં આવ્યો છે. સંસ્કૃત જેવી કઠિન ભાષાના પણ કેટલાક પારસી ભાઇઓ ઉંડા અભ્યાસી જોવામાં આવ્યા છે. તેમનાં ભાષણો અને ગદ્યલેખો પ્રશંસનીય છે, તથાપિ કોઈ પારસી ભાઇએ ગુજરાતી પદ્યરચનામાં શુદ્ધ ભાષા વાપરીને, ઉંચા આદર્શો રજુ કરીને, પ્રજાનું મનરંજન કરવામાં સફળતા મેળવી હોય તો તે ખબરદાર એકલા જ છે, એવી મ્હારી માન્યતા છે. મ્હોટી ઉમ્મરનાને જ નહિ, પણ બાલવર્ગને પણ પ્રિય થઈ પડે એવી સરલ કવિતા તેઓએ અનેકપ્રસંગે પ્રસિદ્ધ કરેલી છે, અને તે ઉપરાંત સાહિત્ય પરિષદોમાં ભાગ લઇને સાહિત્યની અનેક પ્રકારે તનમનથી સેવા કરેલી છે. ત્હેમની પ્રકૃતિ મન્દ છતાં આ ત્હેમના રુચિકર કાર્યમાં તેઓ જરા પણ પાછા હઠયા નથી. અને પોતાનો અભ્યાસ સતત જારી રાખી ત્હેનાં ફૂલ ગુર્જર પ્રજા સમક્ષ વિવિધ રૂપમાં ત્હેમણે મૂકેલાં છે. તે માટે સમસ્ત વાચકવૃન્દ ત્હેમનું ઋણી છે. એવા અદ્વિતીય કવિશ્રીના "વન" પ્રવેશ સમયે તેમનો ગુણાનુવાદ સાહિત્ય–પ્રેમીઓ કરે એ ઉચિત જ છે. પ્રભુ કવિશ્રીને દીર્ઘાયુષ્ય આપી હજી પણ ગુર્જરી ભાષાને અનેકરૂપે ખીલવવાને શક્તિમાન્ કરો એવી મ્હારી પ્રાર્થના છે.

## સાક્ષર શ્રી. બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

સાહિત્યોત્તેજના, કવિફિલસૂફ નવલકાર લેખક આદિનો પુરસ્કાર, પુસ્તકાલયની સ્થાપના, કોઇપિણ વિષય ઉપરના નિયમિત અભ્યાસ માટેની સંસદ્, સમિતિ, આદિનો આરંભ કે એને મળતી સાહિત્યપ્રીત્યર્થ હરકોઇ પ્રવૃત્તિમાં સન્દેશ, આદર્શવાક્ય, ધ્વજચિહ્ન, આદિલેખે મહાકવિ કાલિદાસનું નીચેનું મહાવાકય ઉત્તમ છે:

**સરસ્વતી શ્રુતિમહતાં મહીયતામ્ । ગિરા હજો પ્રથિત બહુશ્રુતોતણી.**

## શ્રી. મુલજી દુર્લભજી વેદ

કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર જોગ, પરમપ્રિય કવિબન્ધુ,

શ્રી સરસ્વતીની પરમ સેવામાં શ્રી ગુર્જરી વાક્‌દેવીને ચરણે તમારો ચિરંજીવી અને લોકભોગ્ય ફાળો છે. વાણીની વિરલ સરલતા તમે સાધી શકો છો. પ્રેમગીતાની એક એક કડી ગાતાં શ્રી વ્રજની અનન્યભક્ત ગોપીકાનાં ચિત્ત શ્રીકૃષ્ણને વધુને વધુ પામતાં હતાં. એવી રીતે કૃતિએ કૃતિએ તમારી કવિતા ભાવ અને ભાવનાના વિસ્તારમાં–વાણીદેહની સુન્દર સરલતામાં વધતી રહી છે. સુન્દરીની સહજ શોભા તો આછા–સરલ શૃંગાર છે. સુકવિતાની શક્તિ સરલતાથી સિદ્ધ થાય છે. અક્ષરલીલાની ચિરંજીવી વિરલતામાં તમને અમરતાની વિભૂતિની પ્રાણપ્રતિષ્ઠા પ્રાપ્ત થાય–એ મારા તમને આશીર્વાદ છે. આજ સુધીની સતત સેવા માટે તમને મારાં અભિનન્દન છે. શ્રી સરસ્વતીની સવિશેષ સેવા માટે પ્રભુ તમને જ્યોતિ, શક્તિ અને જીવન બક્ષે એ જ મારી પ્રાર્થના.

## કાવ્યાલંકાર શ્રી. ગિરિધર શર્માજી

પ્રિય ચન્દ્રશંકરભાઇ,

આપનાં સ્નેહમય આમંત્રણ મળ્યાં. કવિ ખબરદારને મળવાનો પ્રસંગ આપની સાથે જ મળ્યો હતો. ગુજરાતના સર્વોત્તમ મહાકવિ શ્રી ન્હાનાલાલભાઈ, આપ, હું અને કવિ ખબરદાર એમને ઉતારે જ મુંબાઇમાં મળેલા તે ધન્ય પળ હજી મ્હને યાદ છે, અને મ્હને સાફ કહેવા દ્યો કે એ પ્રસંગ ન બન્યો હોત તો 'પ્રભાતના તપસ્વી'ના લેખક પ્રતિ મ્હને સારા વિચારો ન આવત. ગત જ્યેષ્ઠ શુકલ અષ્ટમીને દિને મ્હેં વન-પ્રવેશ કરેલો છે અને વન-પ્રવેશ કરતા કવિ ખબરદારને હું દીર્ઘાયુષ્ય ઇચ્છું છું. એમની 'ગરવી ગુજરાત', એમના 'ભારત ટંકાર'નાં કેટલાંય ગીતો મ્હને બહુ સારાં લાગ્યાં છે. 'કલિકા'માં પ્રિયાના આરાધના ભર્યાં કવિતો (એ નવીન છન્દ નથી–એક જાતનાં કવિતો જ છે) માં ઘણે સ્થાને રસ અનુભવ્યો છે. કેટલાંય "ભજનો" સારાં લાગ્યાં છે. એવું અને એથીય વધુ સરસ કવન કરી ગુર્જરીની સેવા કરવા એઓશ્રી ઘણું જીવો.

---

## શ્રી. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્ટર

કવિશ્રી ખબરદારના અભિનન્દન-સંગીતમાં મ્હારો સૂર પૂરતાં જણાવતાં આનન્દ થાય છે કે મ્હારે મન કવિ ખબરદાર એટલે રાષ્ટ્રનાં આન્દોલનો સાથે સ્પન્દન અનુભવતું કવિહૃદય–એક રાષ્ટ્રીય મહાપ્રસંગ એવો ભાગ્યે ગયો હશે જેણે કવિહૃદય પાસે કાવ્યોદ્ગાર નહિ કઢાવ્યો હોય. કવિત્વનાં સનાતન અને માનવતત્ત્વોની દૃષ્ટિએ તેમજ ઇતર તત્ત્વોની કસોટીએ કવિનાં કાવ્યો ઉંચી ભૂમિકાનાં ગણાયાં છે, પણ ભારતનો અને ગુજરાતનો આધુનિક રાષ્ટ્રધર્મ રાષ્ટ્રીય તત્ત્વને પ્રાધાન્ય અપાવે છે ને એ કસોટીએ કવિ ખબરદાર એટલે પ્રથમ પદ. પુનઃ અભિનન્દન કવિશ્રીને અને સન્માનભર્યાં વન્દન !

## શ્રીમતી વિદ્યાબ્હેન રમણભાઇ નીલકંઠ

ગુજરાત માટે ગર્વ ધરાવનાર આ સાચા ગુજરાતી કવિ જેમણે પોતાના કાવ્યપ્રવાહને રેલાવી ગુજરાતમાં દેશભક્તિ, પ્રભુભક્તિનાં પૂર ઉભરાવ્યાં છે તેમને પરમાત્મા દીર્ઘાયુ કરે અને તેઓ પોતાની શક્તિનો લાભ પ્રજાને આપે એવી મારી ઈશ્વરપ્રાર્થના છે.

## ડૉ. કાન્તિલાલ છગનલાલ પંડયા

ભાઈશ્રી ખબરદારને મ્હારાં બહુ બહુ અભિનન્દનો અને અનેક સ્નેહભરી શુભેચ્છાઓ. હજી ઘણા કાળ લગી ગુજરાતને પોતાની મોંઘી પ્રસાદી આપ્યા કરે એવું સારૂં આરોગ્ય ને દીર્ઘ આયુષ્ય ખાસ ઇચ્છું છું.

શ્રી. છગનલાલ ઠાકોરદાસ મોદી, શ્રી. રામમોહનરાય જસવંતરાય દેસાઈ, શ્રી. મોહનલાલ દવે, શ્રી. રવિશંકર રાવળ, શ્રી. બચુભાઈ રાવત, શ્રી. છગનલાલ રાવળ, શ્રી. ચાંપશી ઉદ્દેશી, શ્રી. વિઠ્ઠલદાસ ખીમજી પટેલ, શ્રી. જયન્તીલાલ મહેતા, લે. ક. જોરાવરસિંહજી ગોહેલ, શ્રી. નૃસિંહપ્રસાદ ભટ્ટ, શ્રી. કિશોરલાલ મશરૂવાલા, શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, શ્રી. પ્રમોદિની યાજ્ઞિક વગેરેના સન્દેશ, સમયાભાવે છાપી શકાયા નથી.

---

કવિ ખબરદાર

અર્ધશતાબ્દિને આરે



સ્નેહભરી રસવતી પ્રભુભાવભીની
દેશાભિમાન ભરતી નવછંદવાળી
આહ્‌લાદતી 'ખબરદાર' પ્રબોધનારી
ગાઈ રસાળ કવિતા કવિ! તેં મઝેની.

.hi Art P. W. Bombay r.

હસ્તાક્ષરમાં એક અપ્રકટ કાવ્ય

## ગુણીયલ હો ગુજરાત!

(ગાડી આવી ગુજરાત)

ગુણીયલ હો ગુજરાત! અમી તારી આંખડીએ રે,
ભવરણમાં ભલી ભાત પડીએ તુજ પાંખડીએ રે.

લીલમલીલી લચી રહી રે લક્ષ્મી શી આ તુજ કુંજ;
રસસાગર તુજ આંગણ ઉછળી ભરી દે મોતીના પુંજ:
અમી તારી આંખડીએ રે.

મંદિર મહેલ ને મસ્જિદો રે તારી કળાના ફૂલ;
સંધ્યા ઉષા ને ચંદનીથી વધુ તારી કળા છે કમાલ!
અમી તારી આંખડીએ રે.

ગાજે તુજ ગિરિકંદરે રે કેસરીના વીર નાદ:
એન વેળા તુજ શૂર સંતાનો આપે શા વીર્યપ્રસાદ!
અમી તારી આંખડીએ રે

આભાભર્યાં દેવધામથી રે સોહે અધિક તુજ ચોક;
યુગયુગને નવજ્યોતે અજવાળે સંત તારા પુણ્યશ્લોક:
અમી તારી આંખડીએ રે.

સ્વર્ગંગાની ઉરછોળ શા રે ગાજે તુજ ગરબા ને રાસ;
એ રસનાં અમીવર્ષણ એવાં વરસે કયે બીજે વાસ?
અમી તારી આંખડીએ રે.

મેઘ ઉડી ધરા ઉતરે રે, એવા છે અમ ઉરબંધ:
માત અદલ સદા પૂજશું સ્નેહે આજ ઝીલી અમ સ્કંધ!
અમી તારી આંખડીએ રે.

અરદેશર ફરામજી ખબરદાર

# સુન્દર અને ભવ્ય



**આચાર્ય શ્રી. આનન્દશંકર બાપુભાઈ ધ્રુવ, એમ. એ., એલએલ. બી.**

મહાકવિ અને અલંકારશાસ્ત્રના આચાર્ય દણ્ડી કહે છે:

**इदमन्धं तमः कृत्स्नं जायेत भुवनत्रयम्।**
**यदि शब्दाह्वयं ज्योतिरासंसारान्न दीप्यते ॥**

આ સમસ્ત ત્રણે લોક અન્ધ આંધકાર બની જાય, જો એમાં આદિકાળથી શબ્દાખ્ય જ્યોતિ ન દીપતું હોય તો: જે આંધકારમાં ન કોઇ કોઇને જોઈ શકે, ન એ અંધિકાર પોતે પોતાને પણ જોઈ શકે.

સામાન્ય શબ્દનો આવો મહિમા છે, તો કવિના શબ્દનું તો શું જ કહેવું ? કવિના શબ્દની પાછળ જે પ્રતિભાનું તેજ ઝળકે છે એ વિશ્વમાં ફરી વળીને પ્રકાશ પાથરે છે. એટલું જ નહિ; પણ એની ‘ક્રાન્ત દૃષ્ટિ’* વિશ્વને પાર જઇને ત્યાંનાં અવનવાં તેજ આપણી આ જડ અને મર્ત્યભૂમિ ઉપર ઊતારે છે, વિશ્વમાં રહીને વિશ્વને ઊજાળનાર દૃષ્ટિ કરતાં વિશ્વની પારનાં તેજ પૃથ્વી ઉપર ઊતારનાર કવિઓ મ્હોટા છે.

જરા ઉંડા ઊતરીને જોઇએ તો વિશ્વમાં ફરી વળતું, જો કે એની પાર જવા યત્ન ન કરતું, એવું પ્રતિભાચક્ષુ પણ વસ્તુતઃ વિશ્વનો પદાર્થ નથી, પણ વિશ્વપારનું જ્યોતિ છે. અને એ જ્યોતિથી પ્રકાશ પામતું વિશ્વ પણ આ ચર્મ-ચક્ષુનું વિશ્વ નથી, પણ દિવ્યચક્ષુને ગોચર એવું સ્વર્ગ છે.

એ સ્વર્ગમાં અસંખ્ય દૃશ્યો છે, જે પરમાત્માની વિભૂતિઓ છે. અને એના બે પ્રકાર છે–સુન્દર (beautiful) અને ભવ્ય ( sublime ), જેને ભગવદ્ગીતામાં ‘શ્રીમત્’ અને ‘ઊર્જિત’ શબ્દોથી નિર્દેશ્યા છે. શ્રીમત્ અને ઊર્જિત એ એક બીજાથી જુદાં જ રૂપ છે, છતાં એનો સમન્વય એના અધિષ્ઠાનભૂત પરમાત્મામાં થાય છે, તેમ પરમાત્માની વિભૂતિરૂપ કવિની પ્રતિભામાં પણ એ સામાન્યાધિકરણ્ય પામે છે યદ્યપિ આપણી દ્વૈત દૃષ્ટિમાં એ ભિન્ન ભિન્ન ભાસે છે. એકનું તત્ત્વ સમ, સુરેખ પ્રમાણમાં, અને બીજાનું વિષમ, વિશાળ અપ્રમેયતામાં રહેલું છે. ઉદાહરણ લઇએ તો, એકનું ઉદાહરણ સુન્દર ગુલાબ, બીજાનું ભવ્ય કબીરવડ. મ્હોટાં ઉદાહરણો લઇએ તો એકનું ઉદાહરણ સુન્દર સન્ધ્યા છે, અને બીજાનું નગાધિરાજ ઉપરથી પડતો ગંગાનો ધોધ છે. કલાશાસ્ત્રનાં ઉદાહરણો લઇએ તો, એકનું વંશીધર કૃષ્ણચન્દ્ર, બીજાનું ઊર્જસ્વી મુદ્રાથી નૃત્ય કરનાર નટરાજ. ઉભયનું એકત્રિત ઉદાહરણ શોધીએ તો એક વિશ્વરૂપી રાસના મધ્યમાં વિરાજનાર કૃષ્ણ ભગવાનનું છે; બીજું, અનન્ત સમુદ્રમાં શેષની શય્યા ઉપર સૂતા નારાયણ, પાસે પદ્મા–લક્ષ્મીજી, અને નાભિપદ્મમાંથી પ્રકટ થતા બ્રહ્મા–નું ચિત્ર છે.

પૂર્વોક્ત સુન્દર અને ભવ્ય, વા ભગવદ્ગીતાની વાણીમાં શ્રીમત્ અને ઊર્જિત, એ બંને વિભૂતિનું દર્શન મહાન કવિઓમાં પણ સમાન હોતું નથી, તેમ ભાગ્યે કોઈ પણ કવિ બંનેની વધારે ઓછી ઝાંખી કર્યા વિના રહે છે.

આ બે પરમાત્માની વિભૂતિના પ્રકાર, જે કવિપ્રતિભાના વિષય છે, એ કવિશ્રી ખબરદારની કવિતાને દિન પ્રતિદિન અધિક સુભગ અને તેજસ્વી કરો, અને “ગુણવંતી ગુજરાત”ના એ માનીતા કવિ દીર્ઘાયુ થાઓ એટલી એમની આ વિશિષ્ટ જન્મતિથિને દિવસે અમારી પ્રભુને પ્રાર્થના છે.

---

* સાયણાચાર્યનો શબ્દ.

# કવિ ખબરદારનાં કાવ્યરત્નોની એક ટૂંકી–ઉડતી–નોંધ

દી. બ. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ., એલએલ. બી.

મરહૂમ બહેરામજી મલબારીને ઘણે અંશે કવિ ખબરદાર મળતા આવે છે. બંનેનું મૂળ વતન સુરત જીલ્લો તે તો વખતે મહત્વની બાબત ન ગણાય. છતાં કાવ્યશક્તિ, દેશદાઝ, દેશભક્તિ અને તત્ત્વચિંતન પરત્વે પારસી હોવા છતાં હિન્દુઓના રીતરિવાજ અને હિન્દુ ધર્મનાં રહસ્યોનાં અપૂર્વજ્ઞાનમાં જાણે ઓતપ્રોત થઈ ગયા હોય, જાતે હિન્દુ જ હોય એવો ભાવ અને એવું ભાન, એ સર્વે બાબતમાં સામ્ય–મળતાપણું–તેમની બંનેની કૃતિઓ જોતાં સહજ જણાઈ આવશે. મલબારીએ પોતાના કાવ્યસંગ્રહોને આપેલાં નામ–અનુભવિકા, સંસારિકા, ઉપરથી સંદેશિકા, ભજનિકા, કલિકા, કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, એવાં નામો કવિ ખબરદારને સૂઝયા હોય તો નવાઈ નહિ. મલબારીની કાવ્યકૃતિઓ અને સાહિત્યસેવાને પૂરતા પ્રકાશમાં આણી, યોગ્ય સ્થાન પ્રાપ્ત કરાવી એક કવિએ બીજા પ્રત્યે બંધુકૃત્ય કર્યું છે, અને તે સંબંધે હિન્દુ તથા પારસી બંને કોમ તેમની ઋણી છે. મલબારીના સમય પછી ગુજરાતી પદ્યસાહિત્યે, ગુજરાતની દેશદાઝે, ગુજરાતની દેશભક્તિએ એક જાતની એવી વિશેષતા પ્રાપ્ત કરી છે કે જેની અવગણના કોઈ પણ સાહિત્યપ્રેમી વ્યક્તિ કરી શકે નહિ, ને કરવા જાય તો તો સ્થાનચ્યૂત થઈ જાય. એ ભાવ ને એ લાગણીઓને તીવ્ર રૂપે દેખા દઇ રહ્યાં છે કે સર્વને એ રંગે રંગાવું પડે છે. હોળીના ઉડતા એ કસુંબલ રંગથી જેને છંટાવાની ભીતિ હોય, રંગાવાનો કંટાળો હોય, તેને ખૂણો જ શોધવો પડે છે, ખૂણે ભરાઈ રહેવું પડે છે, અને વખતે ત્યાંએ થોડા છાંટા ઉડે છે. પદ્યરચના અને પદ્યમાં ગવાતા ભાવોએ, કાંઇક નવુંજ રૂપ પકડયું છે, અને એ ભાવોને વહેતાં કાવ્યોનેજ હાલનો જમાનો આદર આપે છે, તેજ પ્રમાણે દેશદાઝ, દેશભક્તિને દેશસેવા એનો આ યુગ છે. એ ભાવનાને જે કવિ પોષે તે દેશના ઉદ્ધારમાં દેશનું શ્રેય કરવામાં સમયોચિત ફાળો આપે છે. એની જો તે અવગણના કરે છે તો લોકો તેની અવગણના કરે છે. ત્યારે આ કસોટીએ કસતાં કવિ ખબરદારનાં કાવ્યોનું કાંઈ પણ મૂલ્ય અંકાય એમ છે કે એમની કૃતિઓ મૂલ્યવિહીન છે, આ પ્રશ્નનો એકજ ઉત્તર હોઇ શકે, કે તે બહુ મૂલ્યવાન છે. "કલિકા" જેવું ખંડકાવ્ય, કે "જેમાં પ્રભુના જેટલોજ પ્રેમ પણ અનંત છે, કારણ કે પ્રભુ પોતેજ પ્રેમ છે" (પિછાન પૃષ્ટ ૧૧); "પ્રેમમાં સમાય તેજ પ્રભુમાં સમાય" (પૃષ્ઠ ૮), એ તત્ત્વજ્ઞાનનું દોહન કર્યું છે, તે કવિના અધ્યાત્મજ્ઞાનના એ પ્રદેશની ગાઢ માહીતીનું કંઇક અંશે દર્શન કરાવે છે. મતલબ કે કવિના કાવ્યકલેવરમાં તત્ત્વજ્ઞાન, તત્ત્વચિંતન, એવાં અટપટાં અંગો પણ નજરે પડે છે, અને પ્રણય તો નહિ, પરંતુ પ્રેમ જેવા સામાન્ય પાર્થિવ વિષયને પણ કવિનું તત્ત્વચિંતન, કાંઇક અવનવાજ વાગા પહેરાવે છે. અલબત્ત વિષય ગૂઢ હોવાથી એમનાં બીજાં કાવ્યો જેટલું એ કાવ્ય સમાજપ્રિય, લોકપ્રિય નહિ થાય, પરંતુ એ લખાએલું છે પણ એમના જેવા સમભાવિઓ, એ વિષયમાં રસલેનારાઓ માટેજ.

આપણા હિંદુઓના ધર્મનાં રહસ્યો, આપણા ધાર્મિક સિદ્ધાંતોમાં કવિ કેટલા બધા ઓતપ્રોત થઈ ગયા છે. તેનું દૃષ્ટાંત "ભજનિકા" પૂરૂં પાડે છે. એ સંગ્રહ અર્પણ કર્યો છે "સતગુરૂ"ને ચરણે એટલે કે ગુરૂશિષ્યનો સંબંધજ આપણા હિન્દુઓના આચારનું એક મુખ્ય અંગ છે, તેનો આધાર કવિએ લીધો છે. "આલાપ" નરસિંહ મહેતાના "સમરને શ્રીહરિ, મેલ મમતા પરી"થી પ્રારંભ્યો છે, ને વિષયની વહેંચણ, "ભક્તિ," "જ્ઞાન" "વૈરાગ્ય," એ રીતે કરી છે; સંગ્રહીત કાવ્યોને "ભજનો" કહ્યાં છે. અને એ "આલાપ"ના છેવટના ભાગમાં પોતાના જીવનમાંના આધ્યાત્મિક અનુભવો વર્ણવતાં નરસિંહ મહેતાને થએલા શ્રીકૃષ્ણનાં દર્શનની હકીકત જે અશ્રદ્ધાવાન જગત હસી કાઢે છે, તેને ધડો આપવા માટે જણાવેછે કે, "હું પોતે પણ એક ઘડી એવાં પ્રભુદર્શન પામી ધન્ય બન્યો હતો." સદ્ભાગ્યે હિન્દુઓના ધર્મ અને ધાર્મિક સિદ્ધાંતોમાં રસ લેતા, તેનું અધ્યયન કરતા, તેને કાંઇક રીતે અનુસરતા, એક કરતાં વધારે પારસીભાઇઓ છે, એ વાત અજાણી નથી. માત્ર શરમની વાત એટલીજ છે કે આપણે તેમના ધર્મને ધાર્મિક સિદ્ધાંતો પરત્વે બિલ્કુલ નહિ જેવી માહીતી ધરાવીએ છીએ, અગર જોકે જેમ તેઓ તેમ આપણે સેંકડો વરસ થયા સાથે રહેતા આવ્યા છીએ.

"સંદેશિકા" પણ થોડેઘણે અંશે બ્રહ્મજ્ઞાનના પ્રદેશમાં વિચરે છે. "કવિઓના હૈયાના ફુવારામાં બ્રહ્માંડના રસધારાના ઘોષ નિરંતર વહેતા રહે છે. એ ઘોષના ધ્વનિમાં એ ફુવારો પણ રસપ્રફુલ્લ ઉડતો જાય છે. એ ફુવારાનાં રસબિંદુ એટલે એ બ્રહ્મના સંદેશા. પ્રત્યેક સાચો કવિ એ બ્રહ્મનો સંદેશવાહક છે. (પ્રસ્તાવના પૃષ્ઠ ૨) એ સંગ્રહમાં "સંદેશ" અને "રસપ્રભુતા" વાળાં કાવ્યોમાંથી તેના લાલિત્ય ઉપરાંત કવિના હૃદયમાં થતા થનગનાટનું એક અજબ ચિત્ર મળી આવે છે.

"પ્રકાશિકા" માંનું "ભરતભૂમિનું જયગીત," કવિ હૃદયમાં દેશદાઝના ફુટી આવેલા અંકુરો–આજથી લગભગ પચીસ વર્ષ પર ફુટી આવેલા અંકુરો–નું આપણને ભાન કરાવે છે. ત્યારબાદ એ અંકુરો ફુલ્યા, ફાલ્યા, વિકસ્યા અને તેણે ગુજરાતી સાહિત્ય પ્રદેશમાં ચારે તરફ સૌરભ ફેલાવ્યું. "ભારતનો ટંકાર" ધર્મયુક્ત દેશભક્તિને ભપોળે છે, સ્વાશ્રયમાંજ ઉન્નતિનું મૂળ જુએ છે. સ્વશક્તિનેજ દેશના ઉદ્ધારનું સાધન ગણે છે, અને "જીવન" જેને કવિ "સતત યુદ્ધ" રૂપે જુએ છે, તે "જીવન(યુદ્ધ)ને ટકાવવા અને જયવંત કરવા શૂરાતનની પ્રથમ આવશ્યકતા છે," (પ્રસ્તાવના પૃષ્ઠ ૧૧) માટે વીરરસને પોષવો, યોદ્ધાઓને પ્રોત્સાહન આપવું એ કવિઓનો, બારોટોનો, ચારણોનો અનાદિ કાલથી ચાલતો આવેલો જે ધર્મ છે, તે ધર્મનું ભાન થતાં, કવિએ "ભારતનો ટંકાર" કર્યો, ભારતનું નગારૂં વગાડવું, ભારતી વીરનું કૂચગીત લલકાર્યું, કુરૂક્ષેત્રમાં થએલા શંખનાદ જેવો શંખનાદ કર્યો. અને એ યુદ્ધના નેતા, ભડવીર ગાંધીજીને આવકાર્યા, (સંદેશિકા પૃષ્ઠ ૯૩) ગુજરાત અને ગુજરાતીઓ માટેનાં લાગણીપ્રાધાન્ય કાવ્યો, નર્મદાશંકર, મલબારી, કે નાનાલાલનાં કાવ્યોથી ઉતરે એવાં તો નથીજ.

છેવટ છેવટ ગુજરાતના યજ્ઞકુંડમાં, ગુજરાતની વેદી પર, બલિદાન રૂપે હોમાવા તૈયાર થએલી ગુજરાતી બ્હેનોને કવિશ્રી ભૂલ્યા નથી. યુદ્ધઆકાંક્ષિણી એ બ્હેનોએ વીરતા ને શૌર્ય દાખવતાં પોતાની કોમળ લાગણીઓ, પોતાનો જાતિસ્વભાવ, સુકુમારતા અને મનોહરતા વેચી ખાધાં નથી. તે નિત્ય છે ને રહેવાનાં. ગુજરાતણોની એ ભાવના પોષવા, ઉત્તેજવા, વિકસાવવા કવિએ તેમને "રાસચંદ્રિકા" અર્પી છે, અને ખરેજ કોઈ નિર્મળ ચાંદરણી રાતે તેમાંનાં થોડા ઘણા રાસની હેલી વરસાવી ગુર્જર બ્હેનો પોતાના રાસવિલાસનું દર્શન કવિશ્રીને કરાવે તો તેમને પણ જીવનનો એક ઓરતો વીતે, કવિ કદી ન ભૂલે એવી રસની લ્હાણ માણે.

---

# કનક–અભિનંદન

### શ્રી. દત્તાત્રેય બાલકૃષ્ણ કાલેલકર

'ગુણવંતી ગુજરાત' ના દેશભક્ત કવિને જોવાની ઇચ્છા બહુ જૂની હતી તે થોડા જ દિવસ પહેલાં પૂરી થઈ. બારડોલીના સત્યાગ્રહના વખતમાં એક સ્ફૂર્તિભર્યું કાવ્ય લખી કવિશ્રી ખબરદારે પ્રજાના પુરુષાર્થ સાથે કવિહૃદય કેટલું ઉછળે છે એનો પુરાવો આપ્યો હતો. ખબરદારમાં ગુર્જરી ગિરા, ગુર્જરભૂમિ અને ગુજરાતી સમાજ પ્રત્યે અખંડ પ્રેમ છે, અને એમની એ પ્રેમધારા દૂર પ્રદેશમાં રહેવાથી અને લાંબી લાંબી માંદગીઓ ભોગવવાથી વધારે જુસ્સાદાર બની છે. એ પ્રેમને લીધે ગુજરાતના જાહેર જીવનના દરેક પાસા તરફ કવિશ્રી ધ્યાનપૂર્વક લક્ષ રાખે છે. એ જ પ્રેમને લીધે ભાષાશુદ્ધિ વિષે એમણે એટલો આગ્રહ કેળવ્યો છે. અને એજ પ્રેમને લીધે ઉત્તમમાં ઉત્તમ વિચારો ગુજરાતી ભાષામાં ગ્રથિત કરવાનો એમનો અખંડ પ્રયાસ ચાલુ છે.

કવિશ્રીને મળવાની ઇચ્છાનું બીજું પણ એક કારણ હતું. મારી કલ્પના પ્રમાણે કવિ કલ્પનાસમ્રાટ હોય એટલું બસ નથી; મનુષ્ય જીવન વિષેનું એનું જ્ઞાન ઊંડું હોવું જોઇએ, સંસ્કૃતિનો એ ઊંડો અભ્યાસી હોવો જોઇએ, માનસશાસ્ત્ર અને સમાજશાસ્ત્રના ચિંતનને પરિણામે મનુષ્યજીવનના આદર્શ નિહાળવાની શક્તિ એનામાં હોવી જોઇએ. રવીન્દ્રનાથ ઠાકુર એવા આદર્શ કવિ છે, એટલે એમનો સહવાસ દુનિયાના આટલા બધા લોકો શોધે છે. કવિ ખબરદારને મળતાવેંત મેં જોયું કે એમની કવિતાના મૂળમાં ઊંડી ફિલસૂફી રહેલી છે. જેની પાસે જીવનની ફિલસૂફી નથી તેને હું કવિની પદવી નહિ આપું. કોરા ફિલસૂફોએ લોકોમાં ફિલસૂફી પ્રત્યે અરુચિ ઉત્પન્ન કરી છે. નહિ તો ફિલસૂફી જેવો રસિક વિષય માણસ માટે બીજો નથી.

કવિશ્રીને મળવા ગયો ત્યારે તેઓ એક લાંબી માંદગી ખંખેરી નાંખવાની તૈયારીમાં હતા. ઘણા લોકો પોતાની નવરાશનો પણ ઉપયોગ નથી કરી શકતા, પછી માંદગીની તો વાત જ શી કરવી ? કવિ ખબરદારે પોતાની ફુરસદ કવિતાદેવીને ચરણે અર્પણ કરી છે, અને માંદગીમાંથી સ્વભાવની કડવાશ કે ખટાશ કેળવવાને બદલે વિશ્વપ્રેમની સાર્વભૌમ ફિલસૂફી તારવી કાઢી છે. પોતાના જીવનની ફિલસૂફી એમણે એક બૃહદ્ કાવ્યમાં લખી કાઢયાનું જણાવ્યું. એનાં છાપેલાં પાનાં એમણે મને બતાવ્યાં. હું તો કેવળ એની પ્રસ્તાવનાજ વાંચી શક્યો.

એમની વાતચીતમાં અને એમની પ્રસ્તાવનામાં પણ એમનો આત્મવિશ્વાસ સહેજે તરી આવે છે. ઔપચારિક વિનયના અને નિરાગ્રહની કદર કરવાના આ જમાનામાં એમનો આત્મવિશ્વાસ ખાસ ધ્યાન ખેંચે છે અને રુચિ ઉપજાવે છે.

ભારત વિષેનું એમનું અભિમાન અને એમનો પક્ષપાત સ્પષ્ટ છે. જે પોતીકું છે તેને વિષે પક્ષપાત રહે એ સ્વાભાવિક છે, પણ એટલા ખાતર પરાયા વિષે કેટલાક લોકો જે તિરસ્કાર કે તુચ્છભાવ કેળવે છે તે ખબરદારમાં નથી. અન્ય દેશની સંસ્કૃતિ અને સાહિત્યના ક્ષેત્રમાં તે તે દેશે કરેલા પુરુષાર્થ પ્રત્યે તેમના મનમાં આદર ઓછો નથી. હિંદુસ્તાનના બીજા મોટા કવિઓની પેઠે ખબરદારે પણ અંગ્રેજી ભાષાને પોતાની કાવ્યશક્તિનો કરભાર આપ્યો છે. હમણાંજ લખેલા એક કાગળમાં તેઓ પ્રેમથી લખે છે: "આપણી સેવાના માર્ગ ભલે ભિન્નભિન્ન હો, પણ આપણા હૃદયમાં રહેલી પરમ જ્યોતિનો પ્રકાશ આપણી શક્તિ, ગતિ, મતિ, અનુસાર આપણા માનવબંધુઓની સેવામાં ફેલાવવો, અને જે એકમાંથી અનેક થયા તે અનેકને પાછા એકના અમર સ્નેહમાં ગ્રથિત કરવા બનતું કરવું એ જ આપણા સર્વનું ધ્યેય અને લક્ષ્ય હોવું જોઇએ." ગીતાધર્મને અનુસરનારા બધાનો જ એ જીવનસિદ્ધાંત છે કે વિવિધ ભૂતોમાં એક જ અવિનાશીને જોવો, વિવિધતામાં એકતાને જ નિહાળવી અને પોષવી. પ્રગતિવિરોધી અને રજોગુણી લોકો જ્યાં નથી ત્યાં પણ ભેદભાવ ઉત્પન્ન કરે છે, અને જ્યાં હોય ત્યાં તે ટકાવવા ને વધારવા પ્રયત્ન કરે છે. જ્યાં ભેદ દેખ્યો ત્યાં ઉચ્ચનીચ કે કનિષ્ઠનો દરજ્જો પણ નક્કી કર્યા વગર રજોગુણી માણસથી રહેવાતું નથી. સાત્ત્વિકતાનું શ્રેષ્ઠ લક્ષણ જ એ છે કે બધે પ્રેમની સમાનતા જુએ.

કવિશ્રીને મળ્યા પછી એ પ્રેમયોગીના સમગ્ર કાવ્યરાશિનું સવિશેષ અધ્યયન કરવાનું મન થયું છે. નવરાશ તો માંદગીમાં જ મળે એ ખરું છે, પણ એટલા ખાતર કંઈ નવરાશની ઇચ્છા કરાય ? કવિશ્રીએ માંદગીમાં અપ્રતિમ કાવ્યો આપ્યાં એટલા ખાતર આપણે તેમની માંદગી વધાવી નથી લેવાના, પણ આ કનક-અભિનંદનને પ્રસંગે એમને દીર્ઘ આયુષ્ય સાથે સુંદર આરોગ્ય પણ આપણે ઇચ્છીએ. માંદગીના અનુભવ પછીની નિરામય અવસ્થામાં એક નિરાળો જ કાવ્યનો પ્રવાહ શરૂ થશે.

# અરદેશર ફરામજી ખબરદારની કાવ્યરચનાની તવારીખ

શ્રી. રૂસ્તમ બ. પેમાસ્તર, બી. એ., એલએલ. બી.

બાળક અરદેશર ખબરદારનો જે દિવસે જન્મ થયો, તે દિવસ, ખરેજ મહાન હતો. એ દિવસ કારતકી પૂનમનો હતો કે જે દિન હિન્દુ ભાઈઓની દેવદીવાળીનો છે. એઓ ૧૩ વર્ષના થયાં તેવાજ કવિતા લખવાને પ્રેરાયા હતા. અને ૧૫ વર્ષની ઉમરે આવતાં તો તે વેળાનાં ચોપાનિયા 'માસિક મજાહ' માં કાવ્યરચનારાઓની હરિફાઈમાં ભાગ લઈને ૧૦૦ દષ્ટાંતિક દોહરા લખી, સરસાઈ મેળવી હતી. આ દોહરા એમણે બે ત્રણ અઠવાડિયાની ટુંક મુદતમાં લખી મોકલ્યા હતા. એ કંઈ માત્ર દોહરાજ ન હતા. પણ તે માટે એવી શરત આગળથી નક્કી થઇ હતી કે તે દરેક દોહરો કાંઇક રીતે દૃષ્ટાંત રજુ કરતો હોવો જોઇએ. આવા દૃષ્ટાંત લખવાનું કામ કાંઇ સહેલું ન હતું. વળી તેમાં કેટલાક દુનિયાઇ અનુભવની જરૂર જોઇતી હતી. ખબરદારે એકે એક દોહરો એવો મોકલ્યો કે તેમાં દરેકની અંદર, યા તો ઉંડા અભ્યાસનો કે દુન્યવી માહિતગારીનો ભાસ થતો હતો. આવા એક ચુનંદા લખનાર કોણ છે તે જાણવાને કુદરતી રીતે અધિપતિઓને ઉલટ થઇ. અને એ લખનાર વિષે ખબર કાઢી. આ માટે મારા પૂજ્ય પિતાજી તેમજ મારા પાસે ખબર મેળવી અને અમે એમની ઉમર, કેળવણી, વગેરેને લગતી ઓળખ લખી મોકલી. આ વખતે એમની વય ૧૫ વર્ષની હતી. આ ઉપરથી અધિપતિએ દોહરા છાપી તેને મથાળે જણાવ્યું કે એક ૧૬ વર્ષના બચુકલા પારસી કવિ તરફથી એ લખાયા હતા. એ દોહરા તે વખતે વખણાયા હતા અને તે દિવસથી આ કવિ જાહેરની જાણમાં આવ્યા. એજ અરસામાં મુંબાઇમાં મરકી ફેલાવાથી એમને મુંબાઇથી મોકલી દેવામાં આવ્યા અને ત્યારથી સ્કૂલની કારકીર્દિ ખતમ થઈ. આ વેળા તેમણે ન્યુ હાઇસ્કુલ (ભરડા) મધ્યે અંગ્રેજી છઠ્ઠા વર્ગ સુધીનો અભ્યાસ કર્યો હતો. ત્યાર પછી આ કવિએ પોતાના વતન દમણ ખાતેની જાગીરી ઉપર ખેતીવાડી ઉપર ધ્યાન દોડાવ્યું પણ સાથે સાથે પોતાનો વાંચનનો અભ્યાસ વધાર્યો અને કાવ્ય પણ રચવા માંડ્યાં. મુખ્ય કરીને એઓ પોતાના ગામમાં કૂવા ઉપર મૂકેલા રેંટ નજીક બેસી કાવ્ય રચતા હતા. જાણે રેંટનું ગાણું તેમને ચેતન આપતું હતું.

આવી રીતે આ કવિએ લગભગ એક દાયકો પોતાને વતન ગુજાર્યો, જે દરમ્યાન એમણે એક પહેલું મોટું પુસ્તક પ્રકટ કર્યું. આ કાવ્યપુસ્તક એમણે મર્હૂમ પ્રસિદ્ધ લેખક તથા સંસારસુધારક બેરામજી મલબારીને બતાવ્યું, જેમને આ જવાનીયાને જોતાંજ પ્રથમ શંકા ઉપજી. પણ થોડીકજ પળની બાબતમાં તેમને ખાત્રી થઇ કે આ તેમનું જ રચેલું પુસ્તક હતું. એમાં વર્ષાવર્ણનના વિષયે મી. મલબારીનું વિશેષ ધ્યાન ખેંચ્યું. તે ઉપરાંત તેમણે પ્રકાશિકા, વિલાસિકા વગેરે પુસ્તકો લખ્યાં છે. પછી ધંધાર્થે ખેતી છોડીને તેઓ મદ્રાસ ગયા, અને ત્યાં ઠરે ઠામ થયા છે. એ દરમ્યાન એમની કાવ્યશક્તિ ઘણી ખીલી છે. અને તેનાં ફળો ચાલુ મળતાં રહ્યાં છે.

પારસીઓમાં ગુજરાતી કવિતા લખનારાઓમાં સ્વ. મી. મલબારી, 'માસિક મજાહ'વાળા મી. દાદી તારાપોરવાલા, ફિરોજ બાટલીવાલા, જમશેદજી ન. પીટીટ, એવાં થોડાંક નામો મોખરે આવ્યાં છે. પણ કવિ અરદેશર ખબરદારે તો એ બધાને ઘણા પછાત નાંખી પોતે પહેલી હરોળમાં મોખરે આવ્યા છે અને પારસી નામને અત્યંત કીર્તિવંત બનાવ્યું છે.

પારસીઓ આજ ૧૨ સદી થયાં હિન્દુસ્તાનમાં આવી વસ્યા છે. તેમાં એક ખબરદારેજ ગુજરાતી કાવ્યરચનામાં, શુદ્ધ ગુજરાતી ભાષાને દીપાવી છે. અફસોસની વાત છે કે અમારા પારસીઓને એમનાથી જે જેબ મળી છે, તેની તેઓ પૂરતી રીતે કદર આંકવાની શકિત ધરાવતા નથી. અને હાલની તેઓની કદરશનાસીમાં બહુ પછાત પડ્યા છે તેઓએ તો પોતાના આવા નામાંકિત જાતભાઇને આગળ પાડવામાં ખરેખરી મગરૂરી માનવી જોઇએ છે. પણ તેમનામાં તેમ કરવાની શકિત ન હોવાથી અફસોસ ઉપજે છે.

ભાઈ અરદેશરે ગુજરાતી કવિ તરીકેજ નહિ પણ અંગ્રેજી કવિ તરીકે નામના મેળવી છે. ૧૯૧૪ માં છેલ્લું મહાયુદ્ધ શરૂ થયું તેવીજ એમણે ઈંગ્લંડના Review of Review's ઉપર યુદ્ધ વિષે અંગ્રેજી કાવ્ય લખી મોકલ્યું હતું. તેને મી. સ્ટેડ જેવા મહાન અધિપતિએ આગળ પડતું સ્થાન આપ્યું હતું.

ખુદા એમને દીર્ઘાયુષ બક્ષે અને ગુજરાતી કવિતાની વધારે સેવા બજાવવા અને તે સાથે પારસી નામના વધારવા સામર્થ્ય આપે !

# કવિવર ખબરદારઃ એક પ્રશસ્તિ

## કવિ લલિત

કવિવર ખબરદારનાં ભજનો 'ભજનિકા' નામે સંગ્રહરૂપે પ્રસિદ્ધ થયાં ત્યારેજ તેમના કવિહૃદયને અને તેમાંના અખંડ ગુંજનને હું તો ઝીલી શક્યો. એ તો એટલી મારી જ ત્રૂટી. બાકી તેમનાં અન્ય કાવ્યોમાં રસ, કલા અને કલ્પના કાંઇ ઓછાં નથી. મને તો એ કવિવરનું વિશિષ્ટ સ્વરૂપ તો તેમનાં ભજનોમાંજ દેખાયું. ત્યારે ભજન એટલે શું ! તેજ પહેલાં તો સમજી લઇયે. ભજન એટલે તો ભાવગીત. તેમાં ઊર્મિ ઉછળે તે સાથેજ શમતી નથી. પરંતુ ભજનના ભાવ તો સરોવરનાં સ્થિર ધીર ને ઊંડા જળ સમાન અગમ્યરમ્ય લાગે. ભજનની લ્હેર તો દરેક ગાનાર કે સાંભળનારને ધીરગંભીર ડોલાવે. ભજનમાં પોતપોતાનાં જીવનનાં નવનીત જ હોય.

ભજનિકામાંના ઘણાં ભજન ગાઉં છું ત્યારે હૈયું હીંચે છે. છતાં કવિવર પોતે જ્યારે ગાતા હશે ત્યારે તો કંઈ અનેરી લ્હેર જામતી હશે. કવિ પોતાનો અનુભવ ગાય ત્યારેજ તે ઓળખાઈ જાય.

મારાં ગીત ગાઉં છું ત્યારે તેનાં સર્જનની પુણ્યપલ લંબાતી લાગે છે ને જગત્ વધારે સુંદર ભાસે છે. મારાં કાવ્યોનો મારો અનુભવ આવો છે. તેની સાથે બીજા કવિઓનાં કાવ્યો વાંચતાં કે સાંભળતાં મને તેમની સરખામણી કરવાનુ તો સૂઝે પરંતુ તે તો કવિ પોતેજ ગાતા હોય ત્યારેજ. એના ગાનના નૈસર્ગિક નાદ ઉપરથી, તે વખતનાં તેનાં નયનોની લ્હેર ઉપરથી તથા વદનરેખા ઉપરથી કવિના હાવભાવ, ગીતમાં કે ભજનમાં કે કાવ્યમાં હોય તે બધા મને તો સ્પષ્ટ રીતે વ્યક્ત થતા દેખાય છે. તે ત્યારેજ હું ઓળખી જાઉં છું કે કવિ માત્ર માનવીજ નથી કે સંસારનો જીવન કલાધર જ નથી, પરંતુ એ બન્ને સ્વરૂપને સૌમ્ય બનાવનાર રસાત્મા છે. છતાં હજી એવો કવિ દેવસમાન દર્શન કેમ નહિ આપી શકતો હોય એમ પણ મને ક્યારેક ઓછું લાગે.

પરંતુ જીવતરના એવાં અધુરાપણામાંજ માનુષી મધુરતા છે એ વાત આપણા રસમીમાંસકો પણ સમજી લે તો વધારે મર્મજ્ઞ થઈ રહે.

કવિવર ખબરદારનું પ્રથમ દર્શન મને મુંબઈમાં બીજી ગુજરાતી સાહિત્યપરિષદ પ્રસંગે થયેલું. પ્રોફેસર ગજ્જર સાહેબે મને ખાસ તેડાવેલો ને તેમના સાહિત્યસહાયક સ્વર્ગીય ભાઈ રણજીતરામે મને સત્કારેલો ત્યારે નવાજૂના ઘણા રસાક્ષરોનાં મને દૂરથી દર્શન થયેલાં. પરંતુ કવિવર ખબરદારને જોયા ને "ગુણવંતી ગુજરાત" નું દિલઉછાળગીત ગજાવતા સાંભળ્યા કે તુર્ત મને થયું કે ગુજરાતના પ્રાચીન કવિઓએ તો સંગીતથી જ સ્વદેશને સતેજ રાખેલો તેમજ આજના કવિ પણ આમ ગાજે તો ગુર્જરીનો સૂર જગતભરમાં રેલાય. તે વખતે હું હજી જાહેરમાં બહુ ગાઇ શકતો ન હતો. પરંતુ પછી અમે મળ્યા ને કવિરાજ કલાપીજી જેવા કૈંક ચ્હેરામ્હોરાવાળા પંજાબી જવાનસમા કવિવર ખબરદારને મેં તો પૂરા ઓળખી લીધા. પારસી લેખક મંડળમાં સાથે હતા. ત્યાં મારા મહાશાળાગુરૂ ગીમી સાહેબ મળ્યા. કવિમણિ કાંતજીએ મારૂં નવું ઓળખાણ આપ્યું. તેવા ઘણા પ્રસંગોમાં કવિવર ખબરદારનો ઉલ્લાસ સ્મિતભર્યો લ્હેરાતો જોઈ મને અપૂર્વ આનંદ થતો.

ત્યારે કવિના ઉલ્લાસમાં ને જ્ઞાનીના આનંદમાં શો ફેર હશે ! કવિ હમેશાં ભાવભૂખ્યો હોય છે ત્યારે જ્ઞાની ભાવનાભૂખ્યો હોય છે. કવિની સરલતા ખુલ્લી હોય છે. પરંતુ સંસારને સરલતાનો અનુભવ ઓછો એટલે કવિના રસાત્માને જોવાને બદલે માત્ર તેની સર્વ સામાન્ય માનવતાનેજ તે જોયાં કરે. ત્યારે પણ તે માનવી દેખાય જને !

કવિદર્શન એટલે કુદરતની વિભૂતિનું દર્શન છતાં પ્રભુદર્શન તો નહિજ. એટલોજ કવિ ઉતરતો. તોપણ રસ પ્રભુતામાં ક્યારેક એ કલાકર પ્રકૃતિની ચમત્કૃતિઓને પણ આંટી દે. પરંતુ એવા રસના સૃષ્ટાનું દર્શન માત્ર તેની કાવ્યમીમાંસામાં કદી નહિ થાય. રસમીમાંસકો ક્યાંથી જાણી શકે કે કાવ્ય કે ગીત કે ભજનના જન્મસમયે કવિને કેવાં આંદોલન આવે છે ! કવિ પોતે પણ કહી ન શકે. એ તો અનુભવીજ પરખી શકે. એટલે કવિ હોય તેજ બીજા કવિને પૂરો પીછાની શકે. સાહિત્યનાં બીજાં અંગોની રસમીમાંસાના રસાક્ષરો ભલે તેમાં જયવંત નીવડે. પરંતુ કવિહૃદયમાં ઉતરતાં તેમને ક્યાંથી આવડે !

કવિ ખબરદારની એકાવનમી જન્મજયંતીને પ્રસંગે ગુણજ્ઞ ગુજરાત તેમને કૃતાર્થતાથી ખૂબ સત્કારે તેમાં એ વ્યક્તિનુંજ વિભૂતિપૂજન માત્ર નથી પરંતુ ગુર્જરી કાવ્ય અને કવિની મર્મજ્ઞતા પણ છે. ગુજરાત એટલે જીવન ગૌરવથી મલપતો પ્રદેશ. મહાત્મા ગાંધીજી ગુર્જરીમૈયાનું દૂધેભર્યું નરરત્ન છે. તેઓ કાવ્ય નથી રચી શકતા માટેજ એક કવિ ન કહેવાય કે રસાલંકૃત આલેખન ન કરે તેથીજ રસાક્ષર ન કહેવાય તો ભલેને રસમીમાંસકો એમજ માન્યા કરે છતાં એ રસાત્મા છે ને ચંદ્રની પેઠે અનેક દુઃખી હૃદયને દયામૃતથી તે ઠારે છે.

એમ જ કવિ પણ જીવનને પૂર્ણ કરે છે એ વાત પ્રકાશિકા કે અનુભવિકાથી માંડી કલિકા સુધીનાં કાવ્યોમાં સાચે ભાવે શોધશે તેને તો જરૂર ઝીલાશે.

એમનાં કાવ્યો વાંચતાં, ગાતાં ને સાંભળતાં મને તો કવિવરનો રસાત્મા હૃદયભર્યો દર્શન દે છે. પ્રભુની સર્જન વિભૂતિ એક કવિ પણ છે એવી શ્રદ્ધાભક્તિથી જો આપણે તેનાં કાવ્યો કરતાં વિશેષ તેને જ સત્કારિયે તો જ કવિમાં પણ આપણને કદાચ પ્રભુદર્શન પણ થઈ જાય.

ગુજરાત એટલે જ ગર્જનદેશ. જ્યાંનાં સાગર સરિતા ગિરિવનકુંજો સિંહ ને કોકિલમયૂર ગર્જ્યા કરે છે ત્યાંની માનવગુર્જરી તો અજબ જ ગર્જતી કેમ ન લાગે ? પરંતુ તે ગુર્જના શાની ?

તે કવિને પૂછો. કવિવર ખબરદાર તો કાવ્યોમાં ગર્જી રહ્યા છે કેઃ—

ઘુંટડા ભરી ભરી પીઓ કો રસનાં સરોવરો છલકાય

એ સરોવરોમાં જીવનનો રસ કલાચિત્રો રચતો ગાજે છે ને ચોમેર ઉછળતો રેલે છે.

કવિવર ખબરદારનો એકજ પ્રધાન સૂર ઉછળતા ઉલ્લાસનો છે. કવિનો એ ઉલ્લાસ ઉચ્છૃંખલ નથી પરંતુ પાવનકર ઉત્સવલીલાભર્યો છે.

ગુજરાતનાં સદ્ભાગ્ય છે કે એક પારસી સજ્જન બાંધવનું કવિહૃદય તેમનાં કાવ્યોમાં ને સંસાર-જીવનમાં આમ ગર્જે છે. દમણગંગાનો જાયો મદ્રાસથી ગુજરાતમાં પધારે ને તેમનાં કાવ્યોથી તરબોળ થયેલ સ્વદેશ તેને સુવર્ણ-જયંતીમાળા પહેરાવે એ તો પુણ્યકૃત્ય જ છે.

કવિ અને સંસાર એ બન્ને નિરાળાને ન્યારાજ છે. ક્યાં નિરંકુશ કવિ ને ક્યાં સંબદ્ધ સંસાર ! છતાં સંસાર-જીવનનો જયકલાપ પૂરતાં તો કવિજ શીખવે.

કવિવર ખબરદારની પ્રત્યેક કાવ્યપંક્તિ પ્રભુતાને પન્થે દોરનારી સોનાની સાંકળની કડીઓ જેવીજ છે. કોઇમાં રસભાવ લ્હેરે છે તો કોઇમાં નરી કલાજ છે તો કોઇમાં ઉદાત્ત કલ્પના પણ છે.

ફુલો સર્જનનાં કાવ્યો છે. તેમાં દરેકની ચમત્કૃતિ ન્યારી ને નિરાળી ક્યાં નથી ! કમલ, ગુલાબ, મોગરો કે બકુલ એ બધાંના અનુરંજનજ ઝીલાય.

મને તો લાગે છે કે કવિવર ખબરદારનાં કાવ્યો આપણો પારસી સમાજ ખૂબ ઝીલે તો તેમની બોલી ને લેખ ભાષામાં બહુ સારો ફેર પડે.

હિન્દના સંપૂર્ણ સ્વરાજ્યના પ્રાંતવિભાગ, ભાષાવાર પડે ત્યારે ગુર્જરી રસગૌરવ તેના સાગર ને સિંહ સમાન ધીર ગંભીર હિન્દભરમાં તેમ જગતભરમાં અભય ભરતું ગર્જી રહે એજ પ્રભુ પ્રાર્થના છે.

———

# કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર અને તેમની કવિતા

### શ્રી નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી

જ્યારે ગુજરાતી કવિતાની ક્ષિતિજમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારે પ્રથમ દેખાવ દીધો તે વખતે આ લેખકનું ધ્યાન તે તરફ ખાસ કરીને આકર્ષાયું હતું. તેમની કવિતામાં જોયું તો ગુજરાતી ભાષાની તેમાં એવી શુદ્ધિ જણાઈ કે જાણે તે કોઇ કસાયલા જન્મથીજ ગુજરાતી હિન્દુ લેખકની હોય નહિ ! અને જ્યારે તેના લેખકનું નામ જોયું, ત્યારે મી. અરદેશર ફરામજી ખબરદાર ! એક પારસી ગૃહસ્થની આવી શુદ્ધ ગુજરાતી ભાષા અને તે પણ કવિતાબદ્ધ ! આથી આ લેખકના અંતઃકરણમાં કવિશ્રી અરદેશર ફ. ખબરદારની શક્તિનો સ્વીકાર એક પ્રકારના સાનંદાશ્ચર્યની સાથે સ્વાભાવિક રીતે થઇ ગયો. કવિશ્રીનું પ્રથમ દર્શન આ લેખકને "બુદ્ધિપ્રકાશ" માં થયાનું સ્મરણ છે, અને તે વખતે જે છાપ આ લેખકના અંતઃકરણપર પડેલી તે છાપ અત્યારે પણ જેવી ને તેવીજ અનુભવાય છે.

ત્યાર પછી જેમ જેમ કવિશ્રીની કૃતિઓનો અધિક અધિક પરિચય આ લેખકને થતો ગયો, તેમ કવિશ્રીની પદ્ધતિને કયા વર્ગમાં મૂકવી તેનો નિર્ણય પણ સાહજિક રીતે થઇ ગયો. આ લેખક પોતેજ શ્રીદલપતશાહી પદ્ધતિનો હોવાનું સદભિમાન ધરાવે છે, અને તેને એક પ્રકારનું એવું મમત્વ કવિ શ્રી ખબરદાર માટે પણ બંધાયું કે-" આ પારસી કવિ પણ અમારી દલપતશાહી પરંપરા( School )ના છે. "

કવિશ્રી ખબરદારની દેશાભિમાનની કવિતામાં તેમના સમયની પરિસ્થિતિની અસરને લીધે જુસ્સો કાંઇક વધારે પ્રજ્વલિત રૂપમાં દેખાવ દે છે, તો પણ તેનો પાયો તો કવીશ્વર શ્રીદલપતરામની વીરરસમય કવિતા ( શૂરવીર છત્રીશી વગેરે ) ના ઓજસયુક્ત પ્રસાદમાંજ રહેલો છે, એમ સાવધાન સમાલોચના કરનારને જણાયા વિના રહેશે નહિ. તેજ પ્રમાણે કવિશ્રી ખબરદારની કવિતામાં નીતિમર્યાદારક્ષક તત્ત્વ પણ દલપતશાહી ધોરણ પરજ છે.

જે સમયે કવિ શ્રી ખબરદારનો ઉદય થયો, તે સમયે જે અનુકરણે દેશને ઇતર વિષયોમાં જોખમ ભરેલા શંકાસ્પદ માર્ગે ચઢાવ્યો છે અને જેનાં વિનાશકારક પરિણામોએ પોતાનું ભયાનક પોત કેટલેક અંશે પ્રકાશી પણ દીધું છે, તે પાશ્ચાત્ય અનુકરણ કરનારાઓનો જન્મ સાહિત્યના ક્ષેત્રમાં પણ થઈ ચૂક્યો હતો. છતાં પણ આ લેખકના જોવામાં જે જે કૃતિઓ કવિશ્રી ખબરદારની આવી છે, તે બધી ઉપરથી આ લેખકની એવી માન્યતા બંધાઈ છે કે કવિશ્રીને એ પાશ્ચાત્ય અનુકરણનો ચેપ લાગ્યો નથી, અને તે દલપતશાહી આદર્શનોજ પ્રતાપ છે. કોઈ બંધુ આ માન્યતામાં ફેરફાર કરાવે એવી કોઇ કૃતિ કવિશ્રી ખબદારની આ લેખકના ધ્યાન પર આણે તો તે સંબંધી યોગ્ય વિચાર કરી, આ લેખક પોતાની માન્યતા ફેરવવાને પણ તૈયાર છે.

આ પ્રવાહગ્રસ્ત જમાનામાં કવિશ્રીની કવિતા પોતાનું દિવ્ય કર્તવ્ય બહુ સારી રીતે અદ્યાપિ લગી સિદ્ધ કરતી આવી છે, એમ આ લેખક આનંદ પૂર્વક કહી શકે છે. ચાલુ જમાનામાં **કવિતાના** અને **કાન્તાની** એક-સરખી દશા થઈ રહી છે. બંને પોતાનું અસલ પોત ગુમાવતી જાય છે, એમ એક પક્ષ કહે છે, ત્યારે બીજો પક્ષ વિદેશીય આવેશમાં બાંહ્યો ચઢાવી કહે છે કે **કવિતા** અને **કાન્તા** બંનેની ઉન્નતિ થતી જાય છે, બંને પ્રગતિશીલ થઇ છે, અને બને આઝાદીના ગુલશનમાં ચમન ઉડાવી રહી છે. બંને પક્ષમાંથી કોણ ખરૂં છે અને કોણ ખોટું છે ? એ બાબતનો કજિયો આ ' કવિશ્રી ખબરદારના કનકોત્સવ " જેવા આનંદના માંગલિક પ્રસંગે કરવાનું આ લેખકને બિલકુલ પસંદ નથી. તોપણ વાસ્તવિક–અવાસ્તવિક તથા હિતાહિતનો તટસ્થ બુદ્ધિથી વિવેક કરવાને કવિકર્મપરાયણ બંધુઓને આ માંગલિક પ્રસંગે જેવો શુભ અવસર શ્રી ઇશ્વરકૃપાથી પ્રાપ્ત થયો છે, તેના આનંદનો લાભ સર્વે આનંદ-પૂર્વક લે એના જેવું સૌભાગ્ય બીજું શું હોઇ શકે ?

**પુરાતન કવિસંપ્રદાયનો એ સુનિષ્પન્ન સિદ્ધાન્ત છે, કે કવિતાનું સાર્થક્ય આનંદ આપવાની સાથે સદુપદેશ આપવો તેમાંજ રહેલું છે.** બીજી તરફ નૂતન કવિવૃન્દનો એ દાવો છે, કે સાહિત્ય અથવા કવિતાનો લક્ષ્યબિન્દુ માત્ર આનંદ આપવાનોજ છે. અત્યારે કાન્તા સંબંધી પણ આવા બે મતો પરકીય સંસ્કારની

અસરથી પ્રચલિત છે. એક તો એ મત છે કે-કાન્તા એ જનજાતિઓની પરંપરા નિભાવવાને **જગજ્જનની** તરીકે માનનીય છે. જ્યારે બીજો નવો મત એ છે કે-સ્ત્રીનું **જનનીપદ** (અર્થાત્ Child-producing machine તરીકે) અત્યંત અનિષ્ટ છે, પણ તેણીનું સર્વોચ્ચ પદ તો **વિશ્વરમણી** તરીકે જ છે. માનવજાતિને વારસામાં મળેલા વિવેકને પૂછીને નિર્ણય કરીશું, તો આપણને તરત સમજાશે કે-સ્ત્રીને માટે **જગદ્રમણી** કરતાં **જગજ્જનની**નું પદ વધારે ગૌરવવાળું અને પ્રતિષ્ઠાપૂર્ણ છે. ખાલી આનંદ એ ખોટી ખુશામદ જેવો હોય છે, અને તેનો જેને શોખ લાગે છે, તે મનુષ્ય વસ્તુજ્ઞાનશૂન્ય અને આખરે શ્રેયઃપ્રેયઃથી વંચિત થાય છે. ઉજાગરા કરી પૈસા ઉડાવી નાટક સિનેમા કે ખેલ તમાશા અને એશઆરામથી મેળવેલો ખાલી આનંદ તે પણ આનંદ તો ખરો, પણ તે કાં તો કેવળ કાંઈ પણ વાસ્તવ ફળહીન હોવાથી, અથવા તો ઉજાગરાથી અને બળવ્યયથી ઉપજતા વ્યાધિ અને દ્રવ્યવ્યયથી ઉપજતા અર્થકૃચ્છ્રરૂપ દુષ્ફળ ઉપજાવનાર હોવાથી પરિણામે કલેશ અને પીડા વગેરે અનર્થનેજ આપનાર છે. તેજ પ્રમાણેનું જોખમ કેવળ **જગદ્રમણી** પદમાં છે, જ્યારે **જગજ્જનની** પદની ઉપયુક્તતા અને મહિમા કાંઈ જુદાજ પ્રકારનું ઐશ્વર્ય ધરાવે છે.

જ્યારે મનના ક્ષણિક મલિન મનોવિકારોનેજ પૂછીને આપણે નિર્ણય ઉપર આવીએ છીએ, અને વિવેકને વેગળો મૂકીએ છીએ, ત્યારેજ આપણે સ્ત્રીજાતિને **જગદ્રમણી** પદ આપવાને પ્રેરાઈએ છીએ. આ પ્રેરણામાં ક્ષુલ્લક પશુભાવનું પ્રાધાન્ય છે. પણ જગત્સ્રષ્ટાના પરમ દિવ્ય સંકેતની ઝળકનો મોંઘામાં મોંઘો માનવભાવ તે **જગજ્જનની**પદની પ્રેરણામાં સ્ફુર્યા કરે છે. પ્રાચીન કવિપરંપરા અથવા સંપ્રદાયની આ વાસના નૂતન કવિવૃન્દની વન્ધ્યા વિલાસવૃત્તિની વાસનાની સૃષ્ટિરૂપ **વિશ્વરમણી**પદમાં રહેલી ભાવના કરતાં વધારે સંગીન અને સફળ છે-જગન્નિર્વાહને માટે અનિવાર્ય છે. તેજ પ્રમાણે કવિતા પણ એકલો આનંદ આપવાને માટે જ નિર્માણ થયેલી છે એવો મત ગમે તેવો આપાતરમણીય ઉપલકિયા દૃષ્ટિને જણાય, તોપણ તે પરિણામ-લક્ષી વિચારની કસોટીએ ગ્રાહ્ય થઈ શકે તેમ નથી. જે **વસ્તુ ઉપયોગિતાવાળી નથી હોતી, તે ગમે તેવી રસોત્પાદક, આનંદજનક યાને રૂચિકર હોય તો પણ તે પુરાતન કવિસંપ્રદાયને, નિષ્ફલ હોવાથી, અભિમત નથી, અને તે કાંઈક વધારે સંગીન મત છે.** આ અન્તિમ વિવેકને ઉદ્દેશીનેજ **અગ્નિપુરાણ**માં કહેલું છે કેઃ—

नरत्वं दुर्लभं लोके विद्या तत्र सुदुर्लभा ।
कवित्वं दुर्लभं तत्र शक्तिस्तत्रसुदुर्लभा ॥
व्युत्पत्ति दुर्लभा तत्र विवेकस्तत्र दुर्लभः ॥ ४ ॥

(**ભાવાર્થઃ**—આ લોકમાં મનુષ્ય જન્મ દુર્લભ છે, તેમાં પણ વિદ્યા બહુ દુર્લભ છે, તેમાં પણ કવિત્વ દુર્લભ છે, તેમાં પણ શકિત બહુ દુર્લભ છે, તેમાં પણ વ્યુત્પત્તિ બહુ દુર્લભ છે, અને તેમાં પણ **વિવેક** દુર્લભ છે).

આથી ઉપદેશરૂપ ફલહીન અથવા દુષ્ટ ઉપદેશવાળી એટલે ફળદૂષિત કવિતા એક તરફ અને બીજી તરફ પુરાતન કવિસંપ્રદાયના નાયક **શ્રીમમ્મટાચાર્ય**ના—

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासंमिततयोपदेशयुजे ॥

(**ભાવાર્થઃ**—કાવ્ય એ યશને માટે, અર્થને માટે, વ્યવહારની માહિતી માટે, અશુભના નિવારણ માટે, અને સત્વર પરમનિર્વૃતિ (આનંદ) માટે અને પ્રિયતમાએ આપેલા ઉપદેશ જેવા મૃદુ અને મધુર ઉપદેશને માટે છે). એ મત પ્રમાણે ફળસંપન્ન કવિતાનો વિવેક એ સર્વથી દુર્લભ છે, એ વાર્તા સુનિષ્પન્ન થાય છે.

અન્ય શ્રુતિસ્મૃતિ આદિક શાસ્ત્રોનું ફળ જેમ સદુપદેશમાં રહેલું છે તેજ પ્રમાણે કાવ્યનું ફળ પણ સદુપદેશમાં જ રહેલું છે. પણ ફરક એટલોજ છે કે શ્રુતિ વગેરેનો ઉપદેશ રાજાના હુકમ અથવા ગુરૂજનની આજ્ઞા જેવા રૂપમાં આવે છે, અને કવિતાનો ઉપદેશ પોતાની પ્રિયાની સલાહ જેવા કોમળ અને હૃદયંગમ રૂપમાં આવે છે; **અર્થાત્ આનંદની સાથે ઉપદેશ કવિતા આપે છે.** તો આનો ફલિતાર્થ તો એજ થયો કે **ઉપદેશરૂપ ફળ તો અન્ય**

ધર્મશાસ્ત્રોનું તેમજ કવિતાનું પણ હોવુંજ જોઇએ; અને જો એ ઉપદેશરૂપ ફળનો અભાવ હોય અથવા તો એ ઉપદેશરૂપ ફળ દુષ્ટ હોય તો એ કવિતા પણ વંધ્યા અથવા દુષિતા ફલાજ હોવાથી નિરૂપયોગી અથવા ત્યાજ્ય છે. **કવિતાનો આત્મા તો રસજ છે, એ વાત સર્વ કવિમાન્ય હોવા છતાં પણ સદુપદેશફળવડેજ કવિતાનું સાફલ્ય છે;** આ સિદ્ધાન્ત પણ પુરાતન કવિસંપ્રદાયનો નિર્વિવાદ છે. પણ અત્યારે તો **"એકલો રસ ( આનંદ ) આપે તેજ કવિતા"** એવો મત એટલો તો ફેલાયલો જણાય છે કે સાહિત્યરૂપ મસાલો જે મુખ્ય પૌષ્ટિક ભોજનને ખાવાની રૂચિ ઉપજાવવા માટે ઉદ્દીષ્ટ હતો તે મુખ્ય પૌષ્ટિક ભોજન તો એક કોરાણે રહી જાય અને પેલા મસાલાના જ ફાકડા ભરી કૃતાર્થતા માનવામાં આવે છે અથવા તો કુપથ્ય વસ્તુઓને સાહિત્યના મસાલા સાથે મેળવી ઝાપટવામાં આવે એ સ્થિતિ આવી પહોંચી છે. યુરોપ આદિ પાશ્ચાત્ય પ્રદેશોમાં પ્રથમ આ સ્થિતિ ઉપજી; અને પશ્ચિમના અનુકરણને વેગે ચઢેલા આપણા દેશી સાક્ષરો પણ એજ દશામાં પકડાતા ગયા. **"જીભને ભાવતું ખાવું, અને મનને ફાવતું ગાવું."** એ દરજ્જે વાત આવી પહોંચી. પથ્યાપથ્ય વિચારને દેશવટો દેવામાં આવ્યો. કવિઓ જેવા નિરંકુશ વર્ગ પણ સંપ્રદાયનો જે સ્વતઃ સ્વીકૃત અંકુશ હતો, તેને ઉડાડી દેવામાં આવ્યો, અને અત્યારે સાહિત્યની અને સાહિત્યકોની જે લજ્જાસ્પદ દશા નજરે પડે છે, અને તેની અસર પ્રજાના દરેક વિભાગ પર થવા પામી છે, તે આપણે સઉ કોઇ જોઇએ છીએ. આ અસર સારી છે કે ખોટી, આથી પ્રજાનું ભાવી ભયંકર થશે કે ખુશનુમા થશે, વગેરે આગાહીઓ કરવાની જવાબદારી આ લેખક પોતાને માથે અત્રે લેવા માગતો નથી. સર્વે કોઇએ પોતાના હૃદય પર હાથ મૂકી પોતાના અંતર્યામીની સાથે એકાન્તમાં આ વિષે વિચાર કરવો એટલીજ વિનંતી કરી, આ લેખક પોતાના કર્તવ્યની પરિસમાપ્તિ માને છે.

આ લેખકને શ્રી. ખબરદારની કવિતાઓમાં ખાસ કરીને ઉપર સવિસ્તર ચર્ચવામાં આવ્યો છે, તે દોષ પ્રાયશઃ જોવામાં આવ્યો નથી. **શ્રી. ખબરદારની કવિતામાં રસનિષ્પત્તિની સાથે ઉપદેશરૂપ તત્વ પણ ઘણું સ્પષ્ટ રીત્યે તરી આવે છે.** કવિશ્રી ખબરદાર પુરાતન કવિસંપ્રદાયને એમનાં ઘણાં ખરાં કાવ્યોમાં અનુસરનારા જણાય છે, તે છતાં એમણે કેટલાંક સૃષ્ટિસૌન્દર્યનાં અને પ્રકૃતિદર્શનનાં કાવ્યો લખીને નૂતન પદ્ધતિનાં ભૂતના પડછાયા જેવાં કાવ્યો રચીને નૂતન કવિવૃન્દને બતાવી આપ્યું છે, કે **પુરાતન કવિસંપ્રદાયને અનુસરનારા કવિઓ એવાં નૂતન છમકલાં પણ કરી શકે છે, અને તેમાં પણ તેઓનું શબ્દબળ પાશ્ચાત્ય અનુકરણ માત્ર કરનારાઓ કરતાં કાંઇક વધારે સચોટ હોય છે, અને ઔચિત્યમાં તો બેશક વધારે ચઢિયાતા જ હોય છે.** આ પ્રકારની શ્રી. ખબરદારની કવિતાઓ કેવળ રસાભાસવાળી છે, છતાં પણ એવી પાશ્ચાત્ય નકલીઆઓની કવિતા કરતાં અધિક અંશે ગુજરાતી લેબાસમાં છે. આવા પ્રકારની કવિતાઓના તત્પ્રકારગત દોષો તો તેમાં આવ્યા વિના રહે એ અશક્ય છે. તો પણ એ દોષોને વિરલતમ બનાવવામાં કવિશ્રી ખબરદારે જે પોતાની કલાવિધાનની શક્તિ દર્શાવી છે, તે પુરાતન કવિસંપ્રદાયમાં રહેલા બળનો સજીવન પુરાવો છે. આ વિષય એક સવિસ્તર વિવેચનાત્મક નિબંધમાં ચર્ચવા યોગ્ય હોવાથી તેનો અત્રે વિસ્તાર કર્યો નથી. પણ ઇશ્વરેચ્છા હશે, તો કોઈ પ્રસંગે આ વિષય પર વિશેષ પ્રકાશ નાંખવામાં આવશે. પરંતુ અત્ર સંક્ષેપમાં સાર રૂપે એટલું તો જણાવવું જોઇએ કે–"પાશ્ચાત્યની નકલ કરનારી કવિતા" એ નામના નૂતન પ્રકારના કાવ્યના સ્વગત દોષો–જે—

**गूढार्थमर्थान्तरमर्थहीनम् । भिन्नार्थमेकार्थमभिप्लुतार्थम् ।**
**न्यायादपेतं विषमं विसन्धि । शब्दच्युतं वै दश काव्यदोषाः ॥**

( नाट्यशास्त्रे–अ० १६–श्लो० ८४ )

કાવ્યના દશ દોષો બતાવ્યા છે, ( અર્થાત્–ગૂઢાર્થ, અર્થાન્તર, અર્થહીન, ભિન્નાર્થ, એકાર્થ, અભિપ્લુતાર્થ, ન્યાયહીન, વિષમ અને વિસંધિ તથા શબ્દચ્યુત એ દશ દોષો ), તે પાશ્ચાત્યાનુકરણી કવિતાના દોષોને–કવિશ્રી ખબરદારે પોતાની શબ્દરચનાની શકિતથી બહુ અલ્પતવને પમાડ્યા છે. આ એમની કવિતામાં રહેલી ખાસ ખુબી છે.

તેજ પ્રમાણે કવીન્દ્ર શ્રી. ભામહાચાર્યે તેમના ગ્રંથના પરિચ્છેદ ૪, શ્લો૦ ૨ માં નીચે પ્રમાણે કાવ્ય દોષો બતાવ્યા છે:—

...कालकला...विरोधि च ।
प्रतिज्ञाहेतुदृष्टान्तहीनं दुष्टं च नेष्यते ॥

કવિશ્રી દંડી પણ એ દોષોનેજ ગણાવે છે અને જણાવે છે કે એ દોષો ઉસ્તાદ કવિઓએ પોતાની કવિતામાં આવવા દેવા નહિ.

ઉક્ત દોષોનાં નામ નીચે પ્રમાણે છે: દેશવિરોધી, કાલવિરોધી, કલાવિરોધી, લોકવિરોધી, ન્યાયવિરોધી આગમ( શ્રુતિસ્મૃત્યાદિ શાસ્ત્ર )વિરોધી, પ્રતિજ્ઞાહીન, હેતુહીન, અને દૃષ્ટાન્તહીન.

ઉપર જણાવેલા ગૂઢાર્થાદિ દોષો કરતાં આ **દેશવિરોધીથી** માંડીને **આગમવિરોધી** પર્યન્તના દોષો તો બહુજ ભયંકર અને વિનાશકારક છે. આ દોષોવાળી કવિતા તો પ્રજાને તેના સ્વરૂપલક્ષણ અર્થાત્ પોતાથી ભ્રષ્ટ કરી ધીમે ધીમે પ્રજાનો નાશ જ કરી દે એવા છે. ગૂઢાર્થાદિ બીજા દોષો તો ફક્ત કવિતાને પોતાનેજ સ્વગત હાનિ કરીને બેસી રહે તેવા છે. અત્યારે ભારતવર્ષમાં હિન્દુ મહાપ્રજાને પોતાને નષ્ટ કરી હિન્દુ જાતિનેજ માટીમાં મેળવી દે એવી કવિતા અને ઇતર સાહિત્ય વધતું જાય છે. તેના જે પરિણામો આવશે, તેના યશઅપયશ, પુણ્ય-પાપને માટે વર્તમાન યુગના "સાહિત્યકો" જ જવાબદાર છે. આ મુદ્દાની બાબત શ્રી શારદાસંતાનબંધુ વર્ગની સમક્ષ આ પ્રસંગે રજુ કરવાની સાથે આ લેખકને એક વાતની નોંધ લેતાં અત્યંત આનંદ થાય છે કે—**કવિશ્રી ખબરદારે પોતાની કવિતાને ઉક્ત પ્રજાપોતવિનાશક દોષોથી મુક્ત રાખવાને ઘણી કાળજી રાખેલી જણાય છે–અથવા તો એમની એ સ્વાભાવિક અપ્રમત્તતા છે.** તેને લીધે તેઓશ્રીને આ લેખક હાર્દિક ધન્યવાદ આ કનકોત્સવને સુમંગલ અવસરે અર્પણ કરે છે, તથા શ્રી શારદામ્બાને અંતઃકરણપૂર્વક પ્રાર્થે છે કે પ્રજાતત્વરક્ષક કવિતાસરિતાના મૂળરૂપ સ્વધર્મમાં અચળ સુવર્ણમેરુ સમાન અનેક સુકવિઓવડે ભારત-વસુંધરા પોતાનું સંતોલન અનંત સમય પર્યન્ત જાળવો !!! અસ્તુ ! અસ્તુ !!

---

## કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર એટલે શું ?

### શ્રી. મટુભાઈ હરગોવિન્દદાસ કાંટાવાળા, એમ. એ.

તેત્રીસ વર્ષ ઉપર વડોદરા કૉલેજમાં મિ. પટેલ નામના પારસી વિદ્યાર્થીથી 'ખબરદાર' નામના કોઈ જુવાન કવિ છે એવી ખબર મળેલી. એ બંને સગા છે. તે પછી મિ. પટેલ 'વિકાજી' નામના મુંબાઈમાં પ્રસિદ્ધ વકીલ થયા. થોડાં વર્ષો વીત્યાં, અને પૂ. કેશવલાલ ધ્રુવના પ્રમુખપદે મુંબાઈમાં મળેલી સાહિત્યપરિષદે સમસ્ત ગુજરાતને અરદેશર ખબરદારને જાણીતા કર્યા.

જેમ જેમ વખત જતો ગયો, તેમ તેમ ગુજરાતને ખબરદારનો પરિચય વધતો ગયો. દૂર મદ્રાસ વસતા હોવા છતાં ગુજરાતે એમનું નિકટનું સામીપ્ય અનુભવ્યું છે: અને એ ગાઢ પરિચયને લીધે ખબરદારના વનપ્રવેશને ટાંકણે આજ ગુજરાત પોતાનો પ્રેમ અને આભાર પ્રગટ કરી રહ્યું છે.

દમણગંગાના સુંદર તીરે ખેલતાં, એના ખળખળ વહેતા પ્રવાહમાં રમતાં, એની આસપાસ પક્ષીઓનો મધુર કલરવ સુણતાં, ખીણો અને ટેકરીઓની વચ્ચે છવાઈ રહેલી લીલોતરીમાં ફરતાં, ખબરદારે જે અપૂર્વ સૃષ્ટિસૌંદર્ય દીઠું, અને તે કુદરતની લીલાની પાર જે પ્રભુનો સાક્ષાત્કાર કર્યો, તે સૌંદર્ય ને તે અચળ તત્ત્વ ત્યારથી તેમની કવિતામાં કાયમનો વાસ કરી રહ્યાં; એમના કવિત્વને દીપાવી રહ્યાં.

"પેટ કરાવે વેઠ." ધંધાર્થે ખબરદાર દૂર મદ્રાસ જઈ વસ્યા. પણ જે ગુજરાતે એમને અમીનાં પાન કરાવેલાં, તે ગુજરાતને એ કેમ વીસરે ! ધંધાની ધમાલમાં જંજાળોની વચ્ચે, ચિન્તાઓ છતાં અનેક દુઃખોને વીસરીને એમણે કવિ તરીકે જીવવાનું ચાલુ રાખ્યું. એમને અજાણ્યો અને અસહ્ય રોગ વર્ષોથી રીબાવ્યાં કરે છે, એની થોડાને ખબર હશે: દગલબાજ દુનિયામાં એમના ભોળપણે મોટી ઉમરે ધંધો ગુમાવ્યો, ધન ખોયું, આબરૂ રાખવા નવી વિપત્તિ વોહોરી લીધી, એની બહુ થોડાને ખબર હશે. સાચો ગુજરાતી શૂરવીર અને પ્રામાણિક હોય જ,

**રોગ અને નિર્ધનતા એ બંને સંતોને અનાદિ કાળથી વરેલાં છે; દુઃખો અને વિપત્તિઓમાંથી પસાર થનાર જ ખરેખર મહાન થઇ શકે. ઘસાય તો જ સુખડ સુવાસ અર્પે; જેમ વધારે ઘસાય, તેમ વધારે ખુશબો. કવિ ચંદન જેવો છે. એણે ઘસાયે, દુઃખ ખમ્યેજ છૂટકો. રોગ અને દુઃખ જેમ જેમ વધારે અનુભવાતાં ગયાં, તેમ તેમ એમનું કવિત્વ વધારે ખીલતું ગયું, વધારે સુંદર બનતું ગયું, વધારે પરિપૂર્ણ થઈ રહ્યું. ભવ્ય સાદાઇ એ જો કવિતામાં હોઈ શકે, તો તે જગતભરમાં એમની વાણીમાં એકલી જોઇ શકાય.**

ખબરદાર કોણ એ કહી બતાવવા કરતાં 'ખબરદાર શું' એ પ્રશ્નનો જવાબ આપવો વધારે કપરો છે. કોઈ કહેશે એ પ્રશ્ન નિરર્થક છે; 'ખબરદાર શું' એવો પ્રશ્નજ ન હોય. પણ ખબરદાર એ 'પુરૂષ,' 'કવિ' કે 'સંત' નથી— એ 'જીવતી જાગતી ભાવના' છે.

કેવી ભાવના? સૌથી પહેલાં તો એ સમસ્ત ગુજરાતી પ્રજાઓની એકતાની ભાવના પોતામાં મૂર્તિમંત કરી રહેલા છે. એમણે જેટલે દરજ્જે સાચું પ્રાંતાભિમાન પોષ્યું કે ખીલવ્યું છે, તેટલે દરજ્જે ગુજરાતના કોઈ કવિએ પોષ્યું કે ખીલવ્યું નથી. હિંદુસ્તાનની હાલની બધી ભાષાઓમાં ભાષાની દૃષ્ટિએ, ગુજરાતી ભાષા સૌથી વધારે સમૃદ્ધિવાન છે, અને ગુજરાતી લિપિ સૌથી વધારે કળામય છે. આપણી ભાષાની સમૃદ્ધિ કેવી ને કેટલી છે, એ ખબરદારની કવિતામાં, પ્રેમાનંદની કવિતાથી બીજે નંબરે, સૌથી અસરકારક રીતે જોઇ શકાય. જેમાં કશા એકત્વની ચિરસ્થાયી ભાવના નથી એવી હિંદી ભાષાની તરફદારી, ભલે, રાજકીય દૃષ્ટિથી ગુજરાતીઓ હાલ કરતા હોય. પણ ગુજરાતી ભાષાની વ્યાપક અને એકધારી અસર કદી વીસરી શકાશે નહીં. અને એ વ્યાપક અસર ઉપજાવવામાં શું હિંદુ કે શું મુસલમાન, શું પારસી કે શું ખ્રિસ્તી, બધા ગુજરાતીઓએ જબરો હિસ્સો આપ્યો છે. દૂરના મદ્રાસમાં વસી, કવિતા કરીને આ મહાન ગુજરાતીએ એ વ્યાપક અસરની મૂર્તિમંત પ્રતિષ્ઠા કરી છે.

પણ ખબરદાર આ મૂર્તિમંત પ્રતિષ્ઠાથી સંતોષ પામ્યા નહિ. એમણે આખા દેશનું હિત જોયું છે, ને એક પ્રજાનાં સ્વપ્ન સેવીને, પ્રાંતાભિમાનને સફળ કરી બતાવ્યું છે. સાચું પ્રાંતાભિમાન દેશાભિમાનને વશ વર્તે; અને તેવી રીતે દેશાભિમાનનો લય માન પ્રેમ કે વિશ્વપ્રેમમાં પરિણામ પામવો જોઇએ. 'ગુણવંતી ગુજરાત' ને ગાનાર. 'ભારતનો ટંકાર' કરી શકેલો. દશબાર વર્ષથી જે સ્વદેશ–પ્રીતિ અને સ્વરાજ્યની ચળવળ ચાલી રહી છે–ગુજરાતીઓને ખેંચી રહી છે, તેમાં ફક્ત એકલા ખબરદારે પ્રાણ રેડયો છે. એથી એમનું દેશાભિમાન કેવા પ્રકારનું હશે તે સમજી શકાશે.

ખબરદાર એટલે શું! આ પ્રશ્ન ફરી પૂછવાનું મન થાય છે. હા, એ 'કવિ' છેઃ પણ કવિ તો ઘણા છે. એમનું કવિત્વ 'આર્ય' છેઃ અને આર્ય છે માટે જ સાચું છે. અંગ્રેજી વિદ્યા પામ્યા પછી આપણને આપણી કવિતા સૃષ્ટિસૌંદર્યમાં સાવ મોળી લાગવા માંડી છેઃ માયાનું આવરણ છવાઈ રહ્યું છે. પૂર્વમાં ને ખાસ કરીને હિન્દમાં એ કુદરત-પૂજા ન ખપે. 'તરણા ઓથે ડુંગર રે, ને ડુંગર કો દેખે નહિ,' એમ પ્રભુની લીલા જોવામાં ને મહાલવામાં આપણે પ્રભુનેજ ભૂલીએ, તો એવી આપણી કવિતા વાસ્તવિક છે? જે કવિતામાં પ્રભુની વાત જ ન હોય, તેમાં ભલે લાલિત્ય હોય, પ્રસાદ હોય, રસ હોય, અલંકાર હોય, બધું હોય, પણ તેમાં પ્રાણ નથી, આત્મા નથી. મડદાને ઠારીએ મઠારીએ એવી એ કવિતા કહેવાય. ખબરદારની કવિતામાં પ્રભુભક્તિનો અંશ, આત્માના જેવો, અછતો હશે, પણ હોવાનોજ; એનો અર્થ એવો નથી કે એમની કવિતા નકામી ભક્તિના સૂર જેવી છે. પશ્ચિમની કવિતા-માંથી જે જે સારૂં હોય, તે તે અંશ લેવાની એમણે આનાકાની કરી નથી; પરંતુ એ અંશોને આર્યત્વ પોષે એવી રીતે નમાવી દેવામાં એમની ખરી કળા રહેલી છે. એ કુદરતના કવિ છેઃ પણ કુદરતના સરજનહારના પણ કવિ છેઃ અને એને લીધે એમની કુદરતનું સૌંદર્ય કાંઈ ઓર દીપી નીકળ્યું છે. ખબરદાર એટલે પ્રભુની કુદરતના કવિ. આવો કોઇ કવિ હાલ બીજા પ્રાંતમાં મળી આવતો નથી. ને તેથી જ ગુજરાતને માટે મગરૂરીનું કારણ છે.

ભલે ખબરદાર જગત–મશહૂર ન થયા હોયઃ પણ વિશ્વકવિઓની હરોળમાં ઉભવાનું એમનું સામર્થ્ય ગુજરાત પીછાને છે. ગુજરાત એમને નોબલ ઈનામ ન આપી શકે; પણ ગુજરાત પાસે જે પ્રેમ ને ઉમળકો છે, તે બધો તે આજ એમના વનપ્રવેશ સમયે એમના ચરણે ઠાલવીને એ પોતાને કૃતકૃત્ય થયેલું માને છે. પ્રભુ! ગુજરાતી કવિતાના ઉદ્ધાર અર્થે તું ખબરદારને અતિ દીર્ઘ આયુષ્ય અને સંપૂર્ણ આરોગ્ય બક્ષજે!

# કવિશ્રી ખબરદાર અને તેમની કાવ્યકૃતિઓ

**શ્રી. અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ.**

ગુજરાતી સાહિત્યના કાવ્યક્ષેત્રમાં કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારે ખબરદારી તેમજ હિમ્મતથી ઝંપલાવ્યું અને કાવ્યપ્રવૃત્તિને પોતાનું મુખ્ય જીવન-કર્તવ્ય ગણી, એક થાણું જમાવવા સંકલ્પ કીધો ત્યારે, મને લાગે છે કે તેમના, સાચેજ સિંહ જેવા સમર્થ આત્માએ વર્તમાન પરિસ્થિતિનું અવલોકન કરી, એ ક્ષેત્રમાં કીયા કીયા મહારથી થાણદાર થઈ પડેલા, કવિ પોતાનાં થાણાં જમાવીને પડ્યા છે, તેમાંના કોણ કોણ સમભાવશીલ છે, અને કોણ કોણ અસહિષ્ણુ હોઇને નવી વ્યક્તિને પોતાનું થાણું જમાવતો નિહાળી સળકે તેમજ ધુમરાઈ ઉઠે એમ છે, અને તેને હરેક હેલોહરકત લગાવવાને મથે એમ છે, તેનો અવશ્ય ખ્યાલ કર્યો હશે. તેમના જેવા શક્તિશાલી વિચારશીલ વ્યવહાર-દક્ષ, ધીર, અને ઉદાત્ત કવિની દૃષ્ટિ બહાર એ પરિસ્થિતિ રહી શકી હોય એમ મને લાગતું નથી. આથી હું કલ્પી લઉં છું કે ગુજરાતી કાવ્યક્ષેત્રમાં ઝંપલાવતાં કવિશ્રી ખબરદારે ખબરદાર કવિ ધીરા ભગતનાં આ વચનોથી પોતાના કવિ થવાના મનસૂબાને સાવધ રહેવા આમ આત્મગત પ્રબોધ્યો હશે કે,

> " ખબરદાર મનસૂબાજી ! ખાંડાની ધારે ચઢવું છે,
> હિમ્મત હથીયાર બાંધી રે, સત્ય લડાઇએ લઢવું છે. "

મનસૂબાજી ! કવિ થવા તો તત્પર થયા છે, પણ ખબરદાર ! તારે વિકટ સ્થિતિમાં કામ કરવાનું છે, માટે સાવધ રહેજે ! કવિત્વ-શક્તિ પાંગરાવતાં, પમરાવતાં અસિધારાવ્રત પાળવાનું છે. આકરી અગ્નિપરીક્ષામાંથી વિના આંચે પાર નીકળવાનું છે. ભાષાશાસ્ત્ર તેમજ સાહિત્યશાસ્ત્રમાં નિષ્ણાત કવિઓની ટીકારૂપી સરાણે ચઢેલી અસિ-ખાંડા-ની તીખી ધાર ઉપરથી આસાની તેમજ સહીસલામતીથી તારે પસાર થવાનું છે. થાણદાર થઈ પડેલા કવિ ટીકાકારો તને લેશ પણ ચસવા દે તેમ નથી. તારી પાકી ખબર જ લેઈ નાંખવાના ! તારે જીતવાને માત્ર આત્મબલ અને હિમ્મતરૂપી હથીયાર ઉપર ઝઝુમવાનું છે; તારે લઢાઈ પણ સત્યનીજ લઢવાની છે.

વળી કવિશ્રીએ પોતાના મનસૂબાને જેમના મારા સામે લઢવાનું હતું તેમની શક્તિ વિષે પણ આમ ચેતવ્યો હશે કે,

> " કવિમહારથીઓ ને કંઇક અનુયાયી ધીર અને સુપ્રતિષ્ટ,
> એવા ધોરીંધરોએ ગઢ ઘેર્યો રે તેને જિતી પાર પડવું છે.
> અતિ બલિષ્ટ સવારી રે એ સાથે આથડવું છે. ખબરદાર ! "

છતાં મનસૂબાજી ! તારે વગર ગભરાયે એવા સજ્જ ગઢ અને એવી સજ્જ સ્વારીને ખાખરવીખર કર્યેજ છૂટકો છે. તારો આત્મબળનો સન્જાવ સુદૃઢ હોઇને નિર્ભેપદ પમાડે એવો સનાતન અને શુદ્ધ છે. તારે તો કેવળ

> પ્રેમપલાણ ધરી, જ્ઞાનઘોડે ચઢી, સદ્ગુરૂ શબ્દલગામ,
> શીલ, સંતોષ, તે ક્ષમા ખડ્ગ ધરી ભજન ભડાકે રામ,
> ધર્મઢાલ ઝાલી રે, નિર્ભ્રે નિશાને ચઢવું છે. ખબરદાર !

વળી આથી લગીર આગળ વધી, એ પણ હું કલ્પી લઉં છું કે કવિશ્રી ખબરદારના આત્માએ એ મહારથીઓને આમ પણ આંદોલનો દ્વારા પાઠવ્યું હશેજ કે,

> " થાણદાર થયા રે થાણાને રાખો ઠેકાણે,
> દુર્લભ છે સૌજન્ય જ રે સુજ્ઞ હોય તે મ્હાણે.
> પાંચ પ્રકૃતિના કર શુભ બાંધી વૃત્તિ રાખો થીર થાણે,
> ધીંગો ધણી છે ખબરદારનો એને ઓળખી લેજો એંધાણે. થાણદાર. "

મેં દોરેલું આ કલ્પનાચિત્ર કવિશ્રી ખબરદારની પોતાની તેમજ તેમની કાવ્યકૃતિઓ પ્રત્યે કેટલાક ગુજરાતી કવિ મહારથીએ દાખવેલ સૌજન્યવૃત્તિના જાણકારોને વાસ્તવિક લાગશે, એમ હું સમજી શકું છું.

ગુજરાતી કાવ્યસાહિત્યને સમૃદ્ધજ નહિ, પણ અમર કરવા જેઓ સતત અને સંતત શ્રમ ઉઠાવ્યે જ રહ્યા છે, એક એકને ટકોરે મારે એવી દશ દશ વિવિધ રસાળી કૃતિઓ ગુર્જર દેવીને ચરણે ધર્યા છતાં, ન ધરાતાં હજી નવનવી કૃતિઓ, મહાકાવ્ય ‘ યુગરાજ ’, નાટક ‘ અમર દેવી ’ આદિ તેમને ચરણે ધરવાનો જેમનો ઉમંગજ નહીં, પણ અભિનિવેશ એકધારો જાગૃત છે, એવા બિરાદર ખબરદાર ગુજરાતી પ્રતિષ્ઠાપાત્ર કવિઓમાં અગ્ર પદ મેળવી શકે, એથી તો હરેક સુજ્ઞ ગુજરાતી બંધુએ અભિમાનથી પ્રફુલ્લ થવું જોઇએ. પરંતુ તેને બદલે જ્યારે તીખુંતીખાં ટીકાબાણોથી તેમને કોઈ થાણુદાર ગુજરાતી કવિમહારથી કવચિત્ કવચિત્ વધાવતા જોવામાં આવે ત્યારે કવિશ્રી ખબરદારની ઉચ્ચ કોટિની કાવ્યશકિત અને ઉદાર આત્માથી પરિચિત, મારા જેવી સ્નેહાલ વ્યકિત, ઉપર દોર્યું છે તેવું ચિત્ર દોરવાને પ્રેરાય, એ કુદરતી છે.

ખરેજ કવિશ્રી ખબરદાર એ ગુર્જર દેવીના મુકુટનો એક અમૂલો મણિ છે. સાચો, ગુર્જરી કુલતારણહાર, સપૂત છે. એની વાણી એ ધન્ય વાણી છે. એ, એક આર્ય–હિન્દુ હૃદયમાં સર્વથા રમી રહે તેવાં તત્ત્વવિમર્શન, અધ્યાત્મચિંતન અને પ્રભુદર્શનનો રસભર પરિચય કરાવનારી વાણી છે. સામાજિક અનિષ્ટ રૂઢિઓનાં ગંદીલાં પાણીને ઉછાળનારી ગંદીલી એ વાણી નથી, એ સમાજજીવનને ઉજમાળા પંથે દોરનારી વિમલ વાણી છે. એ વાણી શુદ્ધ અને સાદી છે, તે સાથે સરસ અને સચોટ છે; મીઠી તેમજ હૃદયસ્પર્શી છે. એ વાણી કવિશ્રીના શબ્દપ્રભુત્વનો, અલંકાર–કૌશલ્યનો, રસનિપુણતાનો, ભાવ અને ભાવનાલેખનનો સુંદર પિંગળ અને સંગીતના સૂક્ષ્મ અભ્યાસનો, ગુજરાતી ભાષા અને ગુજરાતી સાહિત્યના સર્વગ્રાહી જ્ઞાનનો ગુજરાતી જનતાને પ્રસન્ન પરિચય કરાવે છે. એ વાણી, તેમના પારસી હૃદયમાં ગુજરાતી જનતા પ્રત્યે ઊંડેઊંડ સમભાવ ધરાવતો આત્મા છે, એમના સુખે સુખી અને દુઃખે દુઃખી થતો સંસ્કારી આત્મા છે, એમની પ્રભુભક્તિના રસોજ્જ્વલ પડછંદા પાડતો આત્મા છે, તેમનાં હૃદયમાં રમતા ભાવોને લાગણીભર આલેખનારો આત્મા છે, એની જ્વલંત પ્રતીતિ કરાવે છે. ઉપરાંત પ્રકૃતિએ કવિશ્રી પ્રેમાળ અને કર્તવ્યસંનિષ્ઠ હોઇને તેમની કૃતિઓમાં કોઈ પ્રત્યે સ્પર્ધા કે અસૂયાથી પ્રેરિત કટુતા આલેખાયલી જણાતી નથી, મરને પણ મર ન કહે તેવી સૌમ્ય છે. આ તેમની વાણીની એક વિશિષ્ટતા છે. તેમની વાણી મર્માળી છે, ઝેરીલી નથી; દર્દભરી છે, કલેશકારી નથી; હૃદયહારી છે, હૃદયસંતાપક નથી; આંતરનાદથી હલમલતી છે, પ્રસાદવતી છે, વિષાદ–નિરુત્સાહનાં આવરણને ભેદનારી છે.

તેજ પ્રમાણે કવિશ્રીની કાવ્યરીતિ સરલ અને સુગમ છે, પ્રવાહી, ભાવવાહી છે, ગૂઢ કે સાંકેતિક નથી; ગમે તેમ કૂદકા ભરનારી નથી; વ્યાકરણશુદ્ધ અને ભાષાશુદ્ધ છે, શબ્દો અને વાકયોના મનસ્વી તોડફોડવાળી નથી; ઇષ્ટભાવને તત્કાલ ઉગાવે અને જમાવે એવી છે; છંદવૃત્તાનુસારી છે, સ્વચ્છંદોચ્છલ નથી; અલંકારવતી છે, આડંબરી નથી; સંગીતક છે, વિગીતક નથી; નવીન ભાત પાડનારી છે, લક્ષ્ય–વેધી છે, અવનવું દાખવવા ખાતર અવળપંથી ભાત પાડનારી નથી; પ્રણાલિકાનુસારી છે, છતાં અંધશ્રદ્ધા–ભરી પ્રણાલિકા પૂજનારી નથી.

કવિશ્રીનું વિચારદર્શન હૃદયંગમ છે, સંકુલ તેમ અટપટું નથી, અળવીતરૂં નથી; ગહન છે, છતાં દુર્ગમ નથી, સુગમ છે; વિશાળ છે, છતાં યથેચ્છ વિહારી નથી; વાંચકો પચાવી શકે તેવું પથ્ય છે; તેમને અજીર્ણ કરાવે, અણગમો ઉપજાવે એવું જાડું નથી; પણ ઉલટું રૂચિ ઉત્તેજે એવું સરસ છે. તે વિવિધ વિષયોને હસ્તામલકવત્ સ્પર્શે છે અને સુંદર રીતે કુશલતાથી નિરૂપે છે, અને વિવિધ દૃષ્ટાંતો અને રૂપકોથી રસે છે. તેમનું વિચારદર્શન સામાન્ય નથી, પણ કંઈ ને કંઈ નવી પ્રેરણાનાં આંદોલનો સહૃદયી વાંચકની મનો–ભૂમિમાં જગવતું શક્તિમંતું છે. કેટલીક વાર તો એ વિચારદર્શન પોતાનો આત્મા જાણે ગુંજી રહ્યો હોય તેવું રસનિમગ્ન ભાન અનેક પ્રસંગોએ વાચકને કરાવે છે. જાણે નરસિંહ કે દયારામનાં આર્ત કાવ્ય, અશ્રુકાવ્ય વાંચતા હોય એવું કેટલીક વાર તેમનાં દર્દભર્યાં, હૃદયઉકેલભર્યાં, આત્મનિવેદનભર્યાં છંદોબદ્ધ અને ગીતબદ્ધ વિચારદર્શનો વાંચતાં વાચકને થાય છે. કવિશ્રીનાં વિચારદર્શનો તેમના દિલની દિલાવરી પ્રકટ કરે છે, પારસી હોવા છતાં હિન્દુ ધર્મનાં ઉદાર સર્વગ્રાહી તત્ત્વોને અપનાવનારાં છે. આ પણ તેમના વિચારદર્શનની એક વિશિષ્ટતા છે.

કવિશ્રીનો કવિઆત્મા એક સુધન્ય વિરલ આત્મા છે. પ્રભુપ્રસાદ ઉપરાંત સદ્દગુરૂપ્રસાદ અનુભવનારો દિવ્ય-આત્મા છે. એ સદ્દગુરૂનું શરણું સાધીને 'તેમના અદ્દભુત પારસમણિસ્પર્શથી' 'પ્રભુજ્યોતિના ભર્ગથી જ્યોતિઃ–સંપન્ન થયલો આત્મા છે. એ

હરિવર મારા ! આજ ઉલટતી રસમસ્તીમાં ગાઉં રે
અંતરને નસેનસ ઉભરાતા આનંદે અકળાઉં રે.

આમ ગુંજી ઉઠતો, પ્રભુમાં રસમસ્ત થયલો મુક્ત આત્મા છે. એ આત્માના ગુંજારવસમી તેમની, ગુર્જરી વાણી અને ગુજરાતની ઉત્કર્ષવન્તી તેમજ ગૌરવવન્તી સ્તુતિગાથાઓ ગુર્જરી સંસ્કારી પ્રજાના વિશિષ્ટ પ્રસંગોમાં શોભાનાં આદિ અંગ બને છે, ગણેશનું મંગલ સ્થાન લે છે; રસિક જનતાના કંઠને સૂરાવટથી સોહાવે છે.

કવિશ્રીની કાવ્ય–કૃતિઓ વિશિષ્ટ છે. બહુધા 'ઇકા' અન્તવાળી એ કૃતિઓ માર્દવ અને સૌષ્ઠવથી વિલસે છે. તેમનો 'ભારતનો ટંકાર' ગુર્જર બંધુના દેશાભિમાનના હૃદયતાર ઝણઝણાવે છે; દેશસેવા, જનસેવા, ભૂતસેવાની ભાવના જ્વલંત રીતે ઉત્કટાવે છે, તદર્થે જીવન જીવવા અને પ્રસંગ પડયે જીવન અર્પવાને પણ પ્રબોધે છે. તેમની 'રાસચંન્દ્રિકા' રાસરસિયણ ગુર્જરી સુંદરીઓના હૃદયને થનગનાવે છે, તેમના ભાવ, જીવનના ઉલ્લાસ, સંયોગવિયોગની લાગણી, દુઃખની દર્દભરી કથની, સુખની આનન્દલહરી સરસ રીતે વ્યક્ત કરે છે. જાણે તેમની હૃદયમંજુષામાં સંચાયલી, આર્દ્ર ઉર્મિઓના પડઘા પાડતી હોય નહિ ! તેમની 'ભજનિકા' ભાવિક જનતાની ભક્તિ–ભૂખ શમાવવા મથે છે; તેમના આર્તતાના નાદ વ્યક્ત કરી, તેમનાં દિલ હલકાં કરે છે; જે કર્તવ્ય પંથે પ્રેરે છે. પ્રભુશરણ, આત્મનિવેદન, પ્રભુદર્શનનો તલસાટ, પ્રભુવિરહનું દર્દ, એ સૌ ભક્તિતત્ત્વો તેમની ભજનિકા ભાવભર આલેખે છે.

તેમની 'દર્શનિકા' તો સર્વ કાવ્યકૃતિઓરૂપી મંદિરનો સુવર્ણકળશ કહી શકાય તેવી છે. ૭ હજાર પંક્તિનું આ સળંગ–અસળંગ, હૃદય ડોલાવતું મહાકાવ્ય તેમની કાવ્યમાળાના મેરૂસ્થાને વિરાજે છે. તેનાં છૂટક છૂટક મુક્તક યુગ્મ વાંચો તોયે ભાવપ્રવાહ અસ્ખલિત આનંદ ઉપજાવે છે. તેને વિચારસંભાર સભરભર્યો તેમજ પ્રેરણાત્મક લાગે છે. જાણે કોઈ હિન્દુ હૃદય જ ઝણઝણી ઉઠયું હોય તેવો આર્દ્ર અનુભવ, આ કાવ્યમાંના વેદાન્ત–દર્શનના, ધર્મ અને તત્ત્વજ્ઞાનના, આર્યવિજ્ઞાનના વિચારખંડોનાં વાંચન સહૃદયી વાચકને કરાવે છે. કવિશ્રી સાચું જ કહે છે તેમ ઉમદા દિલાવરીથી આ મહાકાવ્યદ્વારા તેમણે "માનવજ્ઞાનના સંચિત ભંડારમાંથી બાદશાહી લૂંટજ" કરી લેવાનો મોકકો વાચકને કરી આપ્યો છે ! કવિએ એમાં "ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય" સુંદર, મનહર રીતે આલેખ્યો છે. તેના વિવિધ સકલ મુકતકોથી કવિશ્રી સામાન્ય આર્યહૃદયને મુંઝવનારા, ઉકળાવનારા, માનવજીવન અને સૃષ્ટિની અસ્થિરતા, વિવિધ ધર્મપંથોના ભેદોપભેદનાં વિચારમંથનો, આત્મવિકાસની આતુરતા, સ્નેહધર્મ અને વિશ્વપ્રેમનો તલસાટ અને તેના અનુભવનો આનન્દ, એ સૌ ગંભીર સવાલોના સંકેલ ઉકેલ સમજાવે છે.

આટલી ટુંકી સમીક્ષા દ્વારા કહેવાનું તાત્પર્ય એજ છે કે કવિશ્રી ખબરદાર વર્તમાન ગુજરાતી કવિઓમાં એક અગ્રસર છે. આધિ, વ્યાધિ અને ઉપાધિના સંતાપો લગભગ નિરંતર વેઠતાં છતાં, સાંસારિક વેદના સહતાં છતાં, કવિશ્રીએ ગુજરાતી સાહિત્યની એકધારી સેવા બજાવી છે તેમ તેના ગ્રંથપૂરમાં ગૌરવવન્તો ઉમેરો કરી, ગુજરાતી આલમમાં ચિરંતન જીવવન્તું, યશસ્વન્તું સ્થાન પ્રાપ્ત કર્યું છે, અને તે ગ્રંથપૂરથી જ નહીં પણ ઉત્કૃષ્ટ ગુણલક્ષણવતી કૃતિઓથી એ અંતમાં કવિશ્રી સાથે આપણે પણ એકતાર થઈ પ્રભુ પાસે યાચીશું કે—

"એક આશા અમર સર્વ અંતર તણી,એક શ્રદ્ધા બધાં જીવન કેરી;
એક જ્યોતિ અચળ સકળ આત્મા તણી, ભાવના એક મનની અનેરી.
જીવવું એટલે જળવું ને ઝબુકવું, તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો !
આવજો સ્નેહજયકાર કરતાં અદલ સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો !

---

તા. ક. આ લેખ, અર્ધશતાબ્દિને આરે પૂગેલા કવિશ્રીને સ્નેહાંજલિ રૂપે લખાયલો હોઇને તેનું માપ મર્યાદિત કરવું પડેલું છે. એટલે જે વિષાનો આ લેખમાં કરાયલાં છે તેમાંના કેટલાંકનાં દૃષ્ટાન્તો આપી શકાયાં નથી, તેમ જ વિવરણ અને વિવેચન કરતાં પણ સ્વાભાવિક સંકોચ રાખવો પડ્યો છે. અં. ગુ. જાની.

# કવિશ્રી ખબરદાર

શ્રી. હિમ્મતલાલ ગણેશજી અંજારીયા, એમ. એ., એલ્એલ્. બી.

'કાવ્યરસિકા' બહાર પડવા સાથે ગુજરાતી વાચકોમાં એક આશા જન્મી હતી. કવિવર દલપતરામની શૈલીનું સુંદર, સુઘડ, નવીન સ્વરૂપ કાવ્યરસિકામાં પ્રકટપણે દૃષ્ટિએ પડતું હતું. તે કાવ્યો જૂનાં કાવ્યોની યાદ આપે તેવાં હતાં, છતાં તે નવાં હતાં. દલપતશૈલીના અભ્યાસની ઉંડી છાપ હતી, છતાં નવા જમાનાની અસર તેમાં સોએ સો ટકા હતી. શબ્દની ચમત્કૃતિ, સાદા ભાવોને સરળ રૂપમાં શણગારવાની આવડત, અને "સભારંજની" કાવ્યોમાં હોવા જોઇતા સ્પષ્ટતા, અને સુગ્રાહ્યતા ગુણો કાવ્યરસિકામાં એટલા સારા પ્રમાણમાં હતા કે કાવ્ય-રસિકાનો લેખક એક ભાવિ કવિ છે, એમ તે વખતે જ લાગેલું હતું. તેમાં વળી પારસી હોવા છતાં એવું શુદ્ધ ગુજ-રાતી લખનાર માટે એકદમ જ પક્ષપાત થઇ જતો. આજે કોણ કહી શકશે કે એ પક્ષપાત અસ્થાને હતો! કે એ આશા ખોટી હતી! ઇસુના વર્ષ ૧૯૩૧ માં એ તો સર્વસ્વીકૃત અભિપ્રાય છે કે શ્રી ખબરદાર એક કવિ તરીકે પોતાની સેવા ગુજરાતને અર્પી રહ્યા છે, ગુજરાતે તેમનો સ્વીકાર અને સત્કાર કરવામાં જરા સરખો પણ સંકોચ રાખેલો નથી; ગુજરાતી સાહિત્યમાં પણ શ્રી. ખબરદારનું સ્થાન સુનિશ્ચિત સ્વીકારાયું છે; બબ્બે ત્રણ ત્રણ વર્ષે, કે કોઇ વાર વર્ષે વર્ષે, તો કોઈ વાર થોડાક લાંબા ગાળા પછી એક પછી એ પ્રકટ થતાં શ્રી ખબરદારનાં કાવ્યપુસ્તકોને આવું સ્થાન અને માન મળ્યું હોય તેમાં નવાઈ જેવું તો કશુંજ કોઇને લાગવું જોઇએ નહિ. નવાઈ લાગે તો માત્ર એટલી જ લાગવી જોઇએ કે આવાં મનગમતાં, ભાવભર્યાં, તાત્કાલિક વિચારોને એકદમ જ કાવ્યસ્વરૂપે પ્રકટ કરતાં કાવ્યપુસ્તકો હજી દરેકે દરેક ગુજરાતીઘરમાં તો શું પણ ગુજરાતી પુસ્તકાલયમાં પણ પ્રવેશ પામ્યાં નથી. ગુજરાતી-ઓનું સાહિત્યની ઉત્તેજનામાં વિત્તશાઠ્ય ખરેખર જ નવાઈ પમાડે તેવું છે. આવું હોવા છતાં શ્રી ખબરદાર પ્રત્યે ગુજરાતીઓ અવશ્ય સદ્ભાવ બતાવી રહ્યા છે, એ એમના કાવ્યપ્રકાશન ઉપરથી સહજ સમજી શકાય તેવી વાત છે.

કવિઓ અને લેખકો કેટલાક નવીન વાતાવરણના ઉત્પાદક હોય છે, કેટલાક પ્રચલિત વાતાવરણથી સુલિપ્ત થઈ તેનો પ્રચાર કરવામાં પ્રવૃત્ત બને છે, કેટલાક પ્રચલિત વાતાવરણની અસર નાબુદ કરવા મથતા મથતા ભાંગ-ફોડ કરવામાં મશગુલ રહે છે, કેટલાક જૂનાનવાના મુકાબલાની ચર્ચામાં જ સર્વશક્તિ સમર્પી દે છે, ત્યારે કેટલાક ગંભીર શાન્તિથી પોતાનાં ધ્યેય નક્કી કરી, જગતની ઝાઝી દરકાર કર્યાં વગર પોતાની કૃતિઓ રજુ કર્યાં કરે છે. જગત તો બધાને સાંભળવા પોષવા તૈયાર જ છે. અનેક રૂચિવાળી વ્યક્તિઓથી ભરેલું જગત સર્વને સમાવે છે, પરંતુ જગતની સમષ્ટિગત ન્યાયદૃષ્ટિ એવી તો અચૂક છે કે સદસદ્વિવેકમાં તે કદી ભૂલથાપ ખાતી નથી, અને અનેકવિધ પ્રવૃત્તિઓમાંથી ઉપકારક પ્રવૃત્તિને જ તે દૃષ્ટિ પોષી રહે છે; બીજી આપોઆપ હતી ન થઈ જાય છે. થોડા વખત માટે ખળભળાટ મચાવી મૂકનારા લેખકો કેટલીક વાર એમ માની લે છે કે તેઓ વાતાવરણને ફેરવી શક્યા છે; પરંતુ આવા ખળભળાટમાં ખરૂં સત્ત્વ નથી હોતું તો તે માત્ર ઉપરના ભાગપર જ કાંઇક અસર કરી શકે છે, બાકી સંસારસાગરના ઉંડા તળીયામાં તો તેમની જરા સરખી પણ અસર હોતી નથી. શ્રી ખબરદાર આવા ખળભળાટ માટે કદી પણ પ્રવૃત્ત થયા હોય એમ કહી શકાશે નહિ. તેમનાં લંબાણ લખાણ તો ઉત્પન્ન થયેલા વાતાવરણને સમજાવનારાં, પોષનારાં, પ્રગતિ આપનારાં છે, એમ તેમની પ્રકટ થયેલી કૃતિઓના અભ્યાસીને સુવિદિત જ છે. 'કાવ્યરસિકા' પછી નવીન કાવ્યનો તેમને પ્રકાશ મળ્યો કે તુર્તજ 'વિલાસિકા' રૂપે તેમનો કાવ્યપ્રવાહ ફૂટી નીકળ્યો. કાવ્યરસિકા અને વિલાસિકા એ બે સાથે રાખી વાચનાર એકદમ જ જોઈ શકશે કે કાવ્યરસિકા સુધી શ્રી. ખબરદાર દલપત્ત–નર્મદ–નવલ યુગના વાતાવરણમાં હતા; તે વાતાવરણને નવીન રૂપે અવતારવાનાં ચિહ્નો 'કાવ્યરસિકા'માં સુસ્પષ્ટ જ છે, છતાં વાતાવરણ તો ઈ. સ. ૧૮૮૭ પહેલાંનું હતું. 'વિલાસિકા' બહાર પડતાં માલુમ પડ્યું કે શ્રી ખબર-દારે ૧૮૮૭ પછીની ગુજરાતની કાવ્યકૃતિ અપનાવી છે, અને તે વાતાવરણમાં પોતાનો સુશોભિત હિસ્સો ૧૯૦૫ માં રજુ કર્યો છે. વિલાસિકાનાં ગમે તે કાવ્યને લઇશું તો તેમાં નવીન વાતાવરણનાં તેજ એકદમ જ જોઇ શકીશું. 'સ્વર્ગીય ગાન,' 'કાવ્યદેવીને,' 'રમ્ય રજની,' 'મુંગી સાંઝ,' 'દમણગંગા,' 'અમે' વગેરે કાવ્યો સિદ્ધ કરી બતાવશે કે ગુજરાતના ૧૮૮૭ થી ૧૯૦૦ સુધીના કવિઓનો અભ્યાસ શ્રી ખબરદારે બહુ ધ્યાનપૂર્વક

અને પ્રેમપૂર્વક કર્યો છે અને તે અભ્યાસના પરિણામે ગુજરાતનું નવું સાહિત્યવાતાવરણ બરાબર સમજ્યા છે, એટલુંજ નહિ, પણ તે વાતાવરણ માગે તેવાં કાવ્યો રચી પોતાની ભેટ ગુજરાતને અર્પી રહ્યા છે. ગુજરાતે તે ઘણી હોંસથી, સારી કદરસનાસીથી, કવિ તરીકેનું માન આપી, સ્વીકારી, અને ત્યારપછી તુર્તમાં લખાયેલ 'ગુણવંતી ગુજરાત'ને માટે ગુજરાતે તેમને લોકપ્રશંસા અને લોકમાનના ઉમદા લ્હાવા પણ આપ્યા. ૧૯૦૫ માં બંગાળામાં થયેલી પ્રવૃત્તિને પરિણામે દેશભાવના હિન્દના દરેક પ્રાંતમાં વ્યાપી રહી અને તેનો જવાબ પણ શ્રી ખબરદારે અમારો દેશ અને એવાં દેશભક્તિનાં અનેક કાવ્યોથી બહુ સુંદર અને સફળ રીતે આપ્યો. પ્રકાશિકા બહાર પડતાં ગુજરાત માટેની, હિન્દ માટેની પ્રીતિ અને ભક્તિ શ્રી ખબરદારના કવિહૃદયમાં કેવી અચ્છી રીતે પ્રવેશ પામી ચૂકી હતી એ દરેક ગુજરાતી જોઇ ચૂકયો. એટલું જ નહિ, પણ દેશભરમાં હળવે હળવે પ્રસરતાં દેશાભિમાનના વાતાવરણથી શ્રી ખબરદાર એવા તો સુલિપ્ત થઈ ગયા કે પ્રકાશિકા પછીનું તેમનું કાવ્ય પુસ્તક તો ભારતનો ટંકાર ભારતનો ટંકાર જ બની રહ્યું ! 'ટંકાર'માં ભારતવાસીઓને જે મનન અને ગર્જન કરાવ્યાં છે, 'વિનિપાત'નાં દર્શન કરાવી, ઉત્તેજના માટે 'ભારત માતાને ભૂલતો માં'થી લાગણી ઉશ્કેરી, કવિઓને

તૂટો કવિ ઉર ધૂતભર્યાં કે આ તમ્બુર જ ફૂટો
તુંહિ તુંહિ તુંહિ તુંહિ ભારતમાતા એજ એક સૂર ઉઠો

એ પ્રમાણે ઘોષણાયુક્ત આહ્વાન આપી, કૂચગીત, સ્વરૂપશોધન, શૌર્યસ્મરણનાં ગીતો સંભળાવી છેવટે ભારતના લડવૈયાને જે જોમ અને જુસ્સો આપવા પ્રયત્ન થયેલા છે તે બધું ધ્યાનમાં લેવાથી, ૧૯૧૯ નું વાતાવરણ કેવા તન્મય સ્વરૂપમાં ખડું કરેલું છે એ બરાબર સમજાશે. અને પછી તો કવિથી સંદેશો આપ્યા વિના રહી શકાતું જ નથી. ગુજરાતમાં પ્રસરી રહેલા વિચારો અને ભાવનાઓ ઝીલી કવિ ખબરદારે સંદેશિકામાં જે જે કાવ્યો સંગ્રહિત કરેલાં છે તે બધાં જ ગુજરાતને તેના દરેક વિચારને અને તેની દરેક ભાવનાને અક્ષરમય બતાવી, મૂર્ત સ્વરૂપમાં રજુ કરી, ચિરંજીવ બનાવે છે. વીસરાઈ ગયેલ મલબારીના આત્માને, હાજી મહમ્મદને અને કાન્તને આપેલી નિવાપાંજલિ, 'ગુજરાતનો યજ્ઞકુંડ' અને 'દેવીનું ખપ્પર' એ કાવ્યોમાં ગુજરાતે કરવી જોઈતી તૈયારી, અને 'નવભૂમિ' માં કલ્પનાગોચર કરાવેલી આશા: આ અને આવાં બીજાં કાવ્યો ગુજરાતના તે વખતના વિચારો અને ભાવનાને રજુ કરી અટકતાં નથી, પણ તેથી આગળ વધી નવા વિચારો, નવી ભાવનાઓ અને નવી આશાઓ ગુજરાતના વાતાવરણમાં સાહિત્યદ્વારા ફેલાવી રહે છે.

જેમ વિચાર, ભાવના અને આશાના વાતાવરણને પોષી, વિકસાવી, સમજાવી રહ્યા છે તેમજ ઉગતી જુવાનીના તનમનાટને પણ કવિ ભૂલ્યા નથી એમ 'કલિકા'ના પ્રકાશનથી સમજી શકાય છે. જુવાની જગતમાં સનાતન છે. જુવાનોને દેશપ્રીતિ અને સેવાધર્મ તરફ વાળવા તથા ત્યાગ સંન્યાસમાં દેશહિત રહેલું છે એ તેમને સમજાવવું એ જેમ જરૂરનું છે તેમજ એ પણ સમજવાની જરૂર છે કે કુદરત પોતાનો પ્રતાપ દરેક ચીજ પર ફેલાવ્યા જ કરે છે, અને જુવાનો કાંઇ તે પ્રતાપથી બચી શકતા નથી. કુદરતના અનિવાર્ય અને અપ્રતિહાર્ય પ્રતાપને પણ કવિઓ સમજે છે અને તેને સમર્યાદ ક્રીડા કરવા દે છે. આવા પ્રતાપની સમર્યાદ ક્રીડા આપણે કલિકામાં જોઈ શકીએ છીએ.

ગુર્જર સન્નારીઓમાં પ્રિય થઈ રહેલા રાસસાહિત્યમાં ઉમેરો કરવા એ 'રાસયુગ' ને સમજી જનાર કવિનું પ્રિય કાર્ય બન્યું અને 'રાસચંદ્રિકા'ની સાથે સાથે ભજનિકારૂપે ભજનસંગ્રહ પણ ગુજરાતને મળ્યો. છેવટ છેવટમાં 'દર્શનિકા'ના દર્શન થયાં છે, પણ તે વિષે માત્ર આટલા ઉલ્લેખથી વધારે બની શકે તેટલો સમય નથી.

શ્રી. ખબરદારના કાવ્યપ્રવાહનો જથ્થો અને જોમ, તેમાં રહેલાં વિશાલતા અને પ્રસાદ, સ્થાન પ્રમાણે તેનો મીઠો ઝંકાર અને ઘોર ઘરઘરાટ, તેના પ્રારંભનાં આછાં આછાં ઝીણાં ઝીણાં ખળખળતાં લઘુસરણાંઓ અને હળવે હળવે વધતા વધતા સ્રોતવિસ્તારના સ્થિરધીરમંદગર્જનયુક્ત મહાઝરણાંઓ શ્રી. ખબરદારને ચાલુ જમાનાના કવિ તરીકે પ્રતિષ્ઠિત બનાવે છે, ગુજરાતે તે કવિને પ્રેમભર અપનાવ્યા છે અને તેમની કૃતિઓને માનભર કંઠસ્થાયી બનાવી છે. કવિશ્રી સુસ્વાસ્થ્ય સાથે ઉત્તમ પ્રેરણાઓ પાઓ એ જ પ્રાર્થના.

---

# કવિ અરદેશર ફરામજી ખબરદાર

## શ્રી. મણિલાલ છબારામ ભટ્ટ

કવિ ખબરદારને એકાવનમું વર્ષ બેસતાં ગુજરાતના સાહિત્યરસિકો અભિનંદન આપવાને તૈયાર થયા, તે યોગ્યને યોગ્ય માનનો અત્યંત આનંદદાયક અને ગુણીના ગુણની કિમ્મત કરવા જેવો અપૂર્વ પ્રસંગ છે એમ આખું ગુજરાત માને છે. આ અવસરે કવિને માટે બે બોલ લખવામાં હું પણ મને માન સમજું છું. પારસી કવિઓ અને લેખકોએ ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિમાં ઉમદા ફાળો આપ્યો છે તેમ છતાં પારસી કવિ ખબરદાર ભાઈએ જે ફાળો આપ્યો છે તે અમૂલ્ય છે એમ કહ્યા વગર ચાલતુંજ નથી. ગુજરાતી ભાષાનાં બે વહેણ પડી ગયાં હતાં તેને એક કરવામાં કવિ ખબરદારની કલમ ફતેહમંદ ઉતરી છે, એ સૌથી વિશેષ આનંદ પામવા જેવું અને વખાણને લાયક છે. અત્યાર સુધીમાં તેમણે મોટી નાની કવિતાઓથી ભરેલા નવ દસ નાના ગ્રંથ બહાર પાડ્યા છે અને તે ગુજરાતમાં સર્વત્ર પ્રેમથી પોષાયા છે.

કવિની શકિત નૈસર્ગિક અલૌકિક કહેવાય છે. એ શક્તિ જન્મ સાથેજ અવતરે છે અને ખબરદારમાં પણ એ રીતે તે બાલ્યથી આવેલી આપણે તેમનાં કવનોમાં જોઈએ છીએ. કવિતા મોટા અભ્યાસથી, ઘણા વાચનથી, કે અતિ પરિશ્રમથી આવતી નથી પરંતુ એની મેળેજ એનો ધોધ કવિ હૃદયમાંથી વહે છે અને લોકને જોઇતો બોધ, રસ અને ધર્મ આપે છે. કવિ ખબરદારની કવિતાઓ રાગથી, રસથી, બોધથી અને ધર્મ ભાવનાથી ભરપૂર છે એટલુંજ નહિ પરંતુ નાનાં મોટાં સૌથી સહેલથી સમજાય તેવી છે. વાણી શુદ્ધ અને મીઠી હોવા ઉપરાંત તેનું સર્જન એવું સુહૃદ છે કે કોઈ પણ વાચકને તેના ભાવના પુરમાં ખેંચ્યા વગર રહે નહિ. હું ભૂલતો ન હોઉં તો એક પશ્ચિમ તરફના વિદ્વાને ' મેઘદૂત ' વાંચી કહ્યું હતું કે કાલિદાસનાં બીજાં પુસ્તક અસ્તિત્વમાં ન હોત તોપણ હું તેમને મહાકવિ કહેત. આ ન્યાયેજ હું પણ કહીશ કે મેં તેમનાં બધાં પુસ્તક વાંચ્યાં નથી ( થોડાં વાંચ્યાં છે ) તેમ છતાં ' ગુણવંતી ગુજરાત હમારી ગુણવંતી ગુજરાત ' એ એકલી કવિતાથીજ ભાઈ ખબરદારને હું કવિ–દેશભકત માતૃભકત ઉત્તમ કવિ–કહું છું. ગણીગાંઠી ટુંકોમાં જે ભાવ, રસ, ભકિત, જન્મભૂમિ પ્રતિની પ્રીતિ અને અભિમાન સાથે કર્ણમાં અમૃતની ધારા રેડાતી હોય એવા લહેરથી એ કવિતામાં જે રાગ, શબ્દ વગેરે ગોઠવાયાં છે તે એમને કવિપદ આપવાને માટે યોગ્યજ યોજાયાં છે. કાલિદાસ વગેરે કવિઓનાં વખાણ થતાં દંડીએ સરસ્વતીને કહ્યું કે એ બધા કવિઓ ત્યારે રંડા હું કોણ ? તેના ઉત્તરમાં સરસ્વતીએ કહ્યું કે—કવિર્દંડી કવિર્દંડી—કવિર્દંડી નસંશયઃ એમ હું પણ ભલે ને મને કોઈ બહુ વખાણનારો કહે તેમ છતાં હૃદયના આનંદાવેશમાં ખુશીથી કહીશ કે ભાઈ અરદેશર ગુજરાતી ભાષાનો એક ખરેખર રસ મર્મને હલાવે એવો કવિ છે, કવિ છે, કવિ છેઃ અને તે દીર્ઘાયુ રહી ગુજરાતી કવિતાઓમાં હજી વિશેષને વિશેષ વધારો કરવાને શકિતમાન થાય એવી આશિષ ઉપરાંત મારી પ્રભુપ્રાર્થના છે. એજ.

# ગુજરાતી કાવ્ય-વ્યોમમાં વિદ્યમાન સપ્તર્ષિ:

## એમાંના એક કવિશ્રી ખબરદાર

શ્રી. ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા, બી. એ., એલ્એલ્. બી., ઍડવોકેટ

"શું થવું જોઇએ" એ આદર્શ-દૃષ્ટિ અને "શું થઇ શકયું હોત" એ શકયતા-દૃષ્ટિ માનવબુદ્ધિ માટે સ્વાભાવિક જ નહિ અસંતોષજન્ય પ્રગતિની પ્રેરક હોઇ, હિતકારક પણ છે; અને છતાં એની પણ કાંઇ કોઇથી ના પડાય એમ છે કે જે વસ્તુસ્થિતિ વિદ્યમાન હોય ત્હેનુંજ સ્વરૂપ યથાસ્થિત રજુ થાય તો તેથી વધારે તત્કાલ ઉપયોગિતા સધાય ! સંક્ષેપમાં, "શું છે" એ દૃષ્ટિ વ્યાવહારિકતાને ધોરણે વધારે ખપની છે-વધારે 'ખરી' (truthful) પણ. આ લઘુ લેખ માટે કલ્પના-પ્રદેશનાં ઉડ્ડયનો નિષિદ્ધ ગણીશું; વસ્તુસ્થિતિનું દર્શન વિહિત ગણીશું.

એક વધુ માગણી. આ "અભિનંદન-ગ્રંથ" માટેનો એક લેખ છે, એટલે ગુણદોષપૃથક્કરણના પરિણામ રૂપ તટસ્થ વિવેચન (criticism) અત્ર અપ્રસ્તુત છે અત્ર તો ગુણદર્શન (appreciation) જ શોભે. આ ન્યાય-મન્દિર નથી, લગ્ન-મંડપ છે.

ગુજરાતનું એક સદ્ભાગ્ય છે કે એના સાહિત્ય-વ્યોમમાં અનેક ગ્રહો-ઉપગ્રહો પોતપોતાની શક્તિ પ્રમાણે સ્ફુર્યાં કરે છે-પ્રકાશ પ્રેર્યાં કરે છે. ગુણદર્શી ગુજરાત માટે તો વિશાલ હૃદયયોચિત.—"**नमः कविभ्यः सर्वेभ्यः।**"

એ કવિ-નક્ષત્ર-મંડલમાં "સપ્તર્ષિ" મુખ્ય ગણી શકાય-બેશક, એમાં મતમતાન્તર શકય છે, અને આગ્રહ અસ્થાને છે. પળભર વાચક મ્હારી દૃષ્ટિએ કાવ્ય-વ્યોમનું નિરીક્ષણ કરવા પ્રામાણિક અને એકાગ્ર પ્રયત્ન કરે એટલી મ્હારી નમ્ર વિજ્ઞપ્તિ છે. ત્યારે, મ્હારી દૃષ્ટિએ વિદ્યમાન સપ્તર્ષિ એટલે,

(૧) નરસિંહરાવ દીવેટીયા (૨) બલવંતરાય ઠાકોર (૩) ન્હાનાલાલ કવિ (૪) અરદેશર ખબરદાર (૫) જન્મશંકર 'લલિત' (૬) મૂળજી વેદ (૭) જગન્નાથ 'સાગર'

પ્રત્યેકનું ક્રમે ક્રમે ગુણદર્શન-કેવલ દિગ્દર્શક-સ્પર્શાત્મક.

## (૧) નરસિંહરાવ દીવેટીયા

પાશ્ચાત્ય રાજ્યસત્તાએ હિન્દમાં પાશ્ચાત્ય પદ્ધતિનાં શિક્ષણસંસ્કારબીજ રોપવાનું પ્રારંભ્યું ત્યાર પછીથી તે સંસ્કાર યથામતિ ઝીલી પોતાની માતૃભાષાને ચરણે તે રજુ કરવા પ્રથમ કોઈ પ્રેરાયા હોય તો તે નરસિંહરાવભાઇ-બેશક કાવ્યની દિશામાં. કવિશ્રી દલપતરામ અને કવિશ્રી નર્મદાશંકર એટલે કાંઇ પાશ્ચાત્ય ખ્યાલોથી તદ્દન અસ્પૃષ્ટ એમ તો નહિ જ, પરન્તુ કવિશ્રી નરસિંહરાવની કવિતા જુદા જ સ્વરૂપની અને નવીન પ્રકારની હતી એ તો ચોકકસ. તળબદી ચાલુ ગુજરાતી ભાષા, અંગ્રેજી ભાષા, સંસ્કૃત ભાષા, એ ત્રણેય તત્ત્વો એમની કાવ્યસૃષ્ટિમાં જણાશે. એમનું સંગીતનું જ્ઞાન એમની કાવ્યકૃતિઓને વળી ઓર ઓપ આપે છે- "મંગલ મન્દિર ખોલો"નું એમનું મીઠું પ્રવાહી કાવ્ય એનું ઉદાહરણ. અંગ્રેજીમાં કલ્પનાશક્તિ (Imagination) અને તરંગશક્તિ (fancy) એ બેનો જે ભેદ પાડવામાં આવે છે તે જો સ્વીકારાય તો ત્હેમની તરંગશક્તિનું રમતીયાળપણું વધારે દૂંફભરી કદર પામે. ચન્દ્ર-સૂર્ય સાથે રમત કરતું પ્રકૃતિપ્રેમી બાલમાનસ કવિશ્રીનું જીવનમાં છે-કવનમાં છે. (૧) કુસુમમાલા, (૨) હૃદયવીણા, (૩) નૂપુરઝંકાર, (૪) સ્મરણ-સંહિતા : એ ચાર એમના કવિત્વ-કોષ. એમણે એમના યુગનાં અનેક સહૃદય રસિકોને પોતાનાં કાવ્યોથી સ્પર્શેલાં-એમનું સદ્ભાગ્ય જેવું તેવું નહિ કે એમના સંબન્ધીઓમાંથી બે પંડિતો (એક સાક્ષર શ્રી રમણભાઇ નીલકંઠ અને બીજા સાક્ષરશ્રી આનન્દશંકર ધ્રુવ) એમને પક્ષે ઉપસ્થિત હતા, જો કે નરસિંહરાવભાઇ જાત ઉપર ઝઝુમનારા જબરદસ્ત જોદ્ધા છે.

ખરેખર, નરસિંહરાવભાઇનું ગુજરાતી કવિતાદેવીને થયેલું અર્પણ જેટલું અવનવું તેટલું કીમતી છે. "નવકાવ્યયુગના પ્રવર્તક"રૂપે એમની કીર્તિ કાયમી છે.

## (૨) બળવંતરાય ઠાકોર

પ્રો. બળવંતરાવ ઠાકોર એ નરસિંહરાવના પછીના વડના—જરાક મોડા. જેમ ગમે તે મંડલમાં એ ભાત પાડે, તેમ કાવ્યપ્રદેશમાં પણ; જેમ એમનુ બધું ય વિલક્ષણ તેમ એમનું કાવ્યસર્જન પણ. એમનું મુખ્ય લક્ષણ "સંગીન સત્ત્વ" — "નક્કર નગદ માલ." સાક્ષરશ્રી મણિલાલ દ્વિવેદી નરસિંહરાવનાં કાવ્યોમાં જે "માત્ર ભભકવાળાં પણ; સુગન્ધ વિનાનાં વિલાયતી ફૂલો" જુએ છે તેવી "ખાલી શોભા"ને સાવસ્હામે તીરે બળવંત-રાયનાં કાવ્યો—સ્વરૂપશોભાશૂન્ય, સત્ત્વ સર્વસ્વ.

બળવંતરાયની કાવ્યસૃષ્ટિ એટલે દુઃસહ્ય વિચારભાર, અને એ વિચારને સચોટમાં સચોટ રીતે કહેવાની કાળજીમાં એઓ એટલા બધા એકાગ્ર કે ભાષાને સુગમ, પ્રવાહી કે મીઠી કરવાની એમને સહજ પણ દરકાર નહિ. પ્રો. બલવંતરાય ઠાકોરમાં અનેક વિકર્ષક તત્ત્વો ( repulsive elements ) છે એમનામાં જે અજબ આકર્ષક તત્ત્વ ( attractive element ) છે તે ત્હેમનો 'જબરદસ્ત આત્મા' અને એનો 'જબરદસ્ત ઉદ્દ્ગાર' જ્યાં સુધી જગત્ કેવળ 'રંગ'થી જ નહિ મોહાતાં 'પોત' નું ઘટ્ટપણું માગશે, જ્યાં સુધી ગુજરાત "માત્ર મશાલા"થી ન સંતોષાતાં "મુદ્દામાલ"ને વધારે અગત્યનો ગણશે, ત્યાં સુધી પ્રો. બળવંતરાય ઠાકોર એક્કીકર રહે. "અવરોહણ" થાય કે ન થાય, પણ એમના કાવ્યોદ્દ્ગારને કેવલ 'ભણકાર' તો ભાગ્યે ગુજરાત થવા દે.

એ ક્ષણે દૃષ્ટા ક્ષણે તુષ્ટા મસ્ત કવિત્ત્વમૂર્તિને અનેકાનેક વન્દન !

## (૩) ન્હાનાલાલ કવિ

ઇતર કવિબન્ધુઓને લેશ પણ અન્યાય કરવાના આશય વિના કવિશ્રી ન્હાનાનાલાલના કાવ્યાર્પણની કદર કરવી હોય તો કહેવું જ જોઇએ કે "એ કેવલ અપૂર્વ છે. અદ્દ્ભુત છે." વાચક અને અવિચારી ભકતભાષા ન ગણે, એ વિવેકી વિવેચક. વાણી છે. કવિકવિ વચ્ચેની સરખામણી જેટલી સ્વાભાવિક છે તેટલી જ કટુતાજનક નીવડવાની બીતિ આવે પ્રસંગે એને અપ્રસ્તુત બનાવે છે, બાકી એ સહેલાઈથી સાબીત થઇ શકે એવું સબલ સત્ય છે. કવિશ્રી ન્હાનાલાલની કાવ્યસૃષ્ટિ એટલે સર્વથી વિશિષ્ટ કનકકલશસમી ભાવના—ભવ્યતા ( Sublimity of Idealism ) કદાચિત્ કવિ શેલી એમનાથી એ પ્રદેશમાં ય ટપી જાય, બાકી ઇતર કોઇ કવિ નથી સ્ફુરતો કે જે કવિશ્રી ન્હાનાલાલને ભાવનાભવ્યતાના પ્રદેશમાં પહોંચે. બેશક, મ્હારા જેવા અલ્પાભ્યાસી માટે આ સાહસ છે, પણ લાગે તે તો "કહી નાં ખવું"ને ? કવિ ન્હાનાલાલ એટલે વ્યોમવિહારી વિમાની.

એમનાં કાવ્યોમાં ભાવનાસૌન્દર્ય ( Beauty of Idealism ) પણ ઘણું છે, પણ એ તો ટાગોરમાં ય જોશો, ઇતર કવિઓમાં ય જોશો. એમાં ન્હાનાલાલ વિશિષ્ટ ભાગ્યે કહેવાય—એમની સિદ્ધિ ઉચ્ચ ભૂમિકાની હોવા છતાં. એમનાં કાવ્યોમાં ભાવમયતા કાંતો સુકુમાર, કાંતો સ્વસ્થ સ્વરુપની છે. એમનામાં વેગ નથી. આવેશ નથી, પ્રોત્સાહક પ્રેરણા નથી. સંક્ષેપમાં, Passion ( આવેશ ) કરતાં Repose ( સ્વસ્થતા ) વિશેષ જેમને તનમનાટ અને ધનધનાટ જોઇતો હોય ત્હેમને માટે ન્હાનાલાલ નહિ—જેમને કોઇ પણ પ્રકારનો ભાવાતિશય જોઇતો હોય તો ત્હેમને માટે ય ન્હાનાલાલ નહિ. જેની જે વિશિષ્ટતા. એમના વ્યોમમાં ગાજવીજ નહિ, એમના વિશ્વમાં ઉત્પાત નહિ કે પ્રપાત નહિ કે અધઃપાત નહિ કે સન્નિપાત નહિ.

એમની ભાષા પણ અપૂર્વ છે, વિશિષ્ટ છે, પોતાની છે. એમાં અસામાન્ય મોહિની છે—witchery of words. એ મોહિની એવા પ્રકારની છે અને એવા પ્રમાણમાં છે કે કેટલાકની તો એ જ બ્રાન્તિ છે કે "ન્હાના-લાલમાં કેવલ ભાષામોહિની જ છે, ઇતર કાંઇ છે જ નહિ." કવિશ્રીને આથી વધારે મ્હોટો અન્યાય હોઇ ન શકે. શું દેહસૌન્દર્ય આત્માનાં સૌન્દર્ય અશકય કરે છે ? નહિ જ નહિ. કવિશ્રીમાં જેટલી ભાવનાઓની અને ભાવોની ભવ્યતા અને સુંદરતા છે તેટલી જ તદ્દનુરૂપ ભાષાની છે. કેવલ સરસ્વતી—પ્રસાદ !

પદ્યરચના કવિશ્રીએ આવશ્યક નથી ધારી "કાવ્ય પદ્ય હોય, કાવ્ય પદ્ય ન પણ હોય" એ એમનો પ્રણાલિકાપૂજક ગુજરાતી કાવ્ય—પ્રદેશમાં "બૉમ્બશેલ," અને પછી જોઇ લ્યો ધાંધલ—ધમાલ, ખળભળાટ,

કોલાહલ ! કવિ ન્હાનાલાલના 'ડોલન'ના અન્વેષણે એમને માત્ર ડોલાવ્યા જ હશે, પણ ઇતર માટે તો કાવ્ય-પ્રવાહો ડોળાયા. કવિ ન્હાનાલાલનાં નાટકો "ઇન્દુકુમાર," "જયા-જયન્ત" ગુજરાતના નાટ્યસાહિત્યમાં અવનવાં છે-રસિકોના અધ્યયનક્રમ ખાતે પુસ્તકાલયોમાં પ્રવેશ પામ્યાં, પણ ગુજરાતની રંગભૂમિ એમને માટે અધિકારહીન નીવડી છે...પાકશે વળી "કાળને કોક કાંઠડે" કોક માલેક-કોક નટમંડલ ત્યારે સાહિત્ય નાટકોની શિષ્ટ સૃષ્ટિઓથી રંગભૂમિના રંગ ઓર દીપશે. દરમ્યાન ખામોશ !

અને રખે ગેરસમજ કે ગેરઇન્સાફ થાય-કવિ ન્હાનાલાલ એટલે "કાવ્યકલેવર પદ્ય ન હોય તો ય ચાલે" એટલું જ, 'પદ્ય નહિજ' એવો પદ્યદ્રોહ નહિજ નહિ. ઉલટી, એમની છન્દોબદ્ધ કૃતિઓ સફલ છન્દોરચનાના સુન્દર નમુના છે એ તો અતિવિદિત વસ્તુ છે. કવિ ન્હાનાલાલ જેટલા એમની પોતાની વિશિષ્ટ "ડોલનશૈલી"ની "અપદ્યાગદ્યરચના" ના સ્વામી છે તેટલા જ છન્દોબદ્ધ પદ્યપ્રબન્ધના પણ એઓશ્રી પ્રભુ છે.

વળી સૌન્દર્યરસિક ગુજરાતણઘેલા કવિ ગુર્જરી સુન્દરીઓને સ્મરે જ ને ! એમના "ન્હાના ન્હાના રાસ" એ ગુજરાતણોનું ગરવું જીવન. બાલકો માટે "બાલ-ગીતો" પણ એમણે રચ્યાં છે-અને તે પણ એમની ઇતર કૃતિઓ માફક વિશિષ્ટ, કવિ-ન્હાનાલાલ એટલે અનેક રૂપના આવિષ્કાર ! વિશેષ શું ! વન્દન-વારંવાર વંદન-એ કાવ્ય વ્યોમના તેજસ્વી મહાગ્રહને !

## ( ૪ ) લલિતજી

નરસિંહરાવભાઇ, બલુભાઇ, ન્હાનાભાઇ: એ ત્રણ કવિઓ એટલે યુનિવર્સિટીની ભઠ્ઠીનો પરિપાક; ખબરદાર, લલિત, મૂળજી વેદ, સાગર એ ચાર કવિઓ: એટલે કુદરતી બક્ષીસ અને સ્વયં-શિક્ષણ.

જેમ કવિશ્રી ન્હાનાલાલનો લાક્ષણિક શબ્દ 'વિરાટ્' તેમ કવિશ્રી લલિતજીનો 'લગીર.' કવિશ્રી ન્હાનાલાલ એટલે મીઠો મહેરામણ અને કવિશ્રી લલિતજી એટલે સુંદર સરિતા-પ્રકૃતિપ્રેમી માટે ઉભય ઉપગમ્ય.

લલિતજી એટલે ગરવી ગુજરાતનું મીઠું બુલબુલ, લલિતજી એટલે કાવ્ય મીઠું, કંઠ મીઠો, લ્હેંક મીઠી-અને જાણે એ મીઠાશોમાં છતાંય મણા રહેતી હોય તેમ મંજીરાની મંજુલ તાલ મીઠી...ખરેખર, લલિતજી એટલે મીઠાશની મીજબાની-પછી કેમ એ લોકલાડિલા ન બને ને લોકહૃદયે ન વસે !

લલિતજીનાં કાવ્યો એટલે સ્નેહમયતા, સુકુમારતા, સુંદરતા-શી એ ગુજરાતી ભાષાની, કાવ્યપ્રદેશે પૂર્વે ન જાહોલી, અવનવી લાલિત્ય-સૃષ્ટિ છે !......અને લલિતજીની "મદૂલી" અને એમનાં "ધોબનીયાં" !

ખરેખર, જ્યાં જ્યાં લોકમેળો ત્યાં ત્યાં લલિતજીના મીઠા સાદ મંજીરાના મીઠા નાદ-લોકો એમને ગવરાવ્યા વિના રહે જ નહિ ને ! ગુજરાત-કાઠીયાવાડમાં સ્થાને સ્થાને ફરી લાલિત્યલ્હાણુંના સેવાલ્હાવા માણનાર એ લોકલાડિલા લલિતજીને ય વન્દન અને એમની મંજીરાને ય.

## ( ૫ ) મૂળજી દુલભજી વેદ

મૂળજીભાઇ પણ ન્હાનાલાલ, ખબરદાર, લલિતજી માફક ભાવનાઓ અને કલ્પનાઓથી ઉભરાતું કવિ-હૃદય.

એમનાં મનોરાજ્યો ગંજાવર, એમની યોજનાઓ વિશાલ, એમના તરંગો જબરદસ્ત-એ સર્વેની સિદ્ધિ માટે આવશ્યક સામગ્રીની દિશામાં ગુજરાતે હજી સજ્જ અને સંપન્ન થવું બાકી-બસ, કાં ઉડવું કાં બૂડવું !

દરમ્યાન ગર્ભશ્રીમંત મસ્તકવિ બાલાશંકર તેમ મસ્તકવિ મૂળજી વેદ મનોરાજ્યોની વેદીએ હોમાયા.

જો ભાગ્યદેવી કૃપા કરે અને અનુકૂલ થાય તો તો પૂછવાપણું નહિ-બાકી તો......કલ્પનાવિહારોય સાહિત્યભંડારની સંપત્તિ છે. એ કવિ વેદને વન્દન !

## ( ૬ ) સાગર

'સાગર' એ ઉપનામ; મૂળ નામ "જગન્નાથ દામોદર ત્રિપાઠી." એમના ન્હાનાભાઈ તે કવિ 'કુંજ.' જેમ 'લલિત' એટલે 'માધુર્ય' તેમ 'સાગર' એટલે 'ઓજસ',

**સાગરની કવિત્વ–ઉર્મિઓ એટલે ઉર–ઉછાળા. એમનો ઉર–ઉછાળો એમને જોરદાર ઉદ્‍ગાર દઈ જ દે છે–જેટલું એમનું ‘ જીગર ’ જોરદાર તેટલી જ એમની ‘ જબાં ’ પણ. સાહિત્યનું એક સ્વરૂપ વિશ્રાન્તિ ( Repose ) છે; બીજું સ્વરૂપ આવેશ ( Passion ) છે. સાગર જેવો ભાવાવેશ ને ભાવેશ “ વિદ્યમાન સપ્તર્ષિ ”માંથી ઈતર છને લગભગ અજાણ્યો હશે. ત્હેમાં પણ એમનાં કાવ્યો એમને પોતાને મુખે સાંભળવાં એટલે એક અજબ અનુભવ–બેશક બાકી બેપરવા.**

“ ના તો જેને મુખે ન્હોતી ધન્ય હો સુરસિંહજી ! ”

એ લાઠીના રાજવી કવિ સુરસિંહજીના–કલાપીના–એ ભક્ત. “ કલાપી ” વિષે કેટલાં **હૃદયસ્પર્શી** કાવ્યો **એમણે મ્હને વંચાવેલાં.**

વળી પોતે સૂફીવાદનાં કાવ્યોય પુષ્કળ રચ્યાં છે...“ થાકેલું હૃદય, ” “ સાગરનાં કાવ્યો, ” “ ગઝલીસ્તાન ” એ એમની પ્રકટ કૃતિઓ.

**સંસારથી દૂર રહેતા હોવાથી કેવલ સાહિત્યદૃષ્ટિ એમને શાની આકર્ષે ! બાકી કવિત્વપ્રવાહો પ્રબલ. હવે પ્રભુભજન અને તત્ત્વચિન્તનની દિશામાં !**

## ( ૭ ) અરદેશર ફરામજી ખબરદાર

ગુજરાતી ભાષાના કાવ્ય–વ્યોમમાં જે અનેક ગ્રહોપગ્રહો પોતપોતાના ઓછાવત્તા પ્રકાશ સ્ફુરાવી રહ્યા છે ત્હેમાંથી તરી આવતા “સપ્તર્ષિ” કહી શકાય તેવા ગ્રહમંડલમાંથી જે છ ગ્રહો, ત્હેમના યથાસંયોગ પ્રકાશ આપણે ઝીલ્યા–તે છએ ગ્રહોને અંજલિઓ અર્પી, છએને માન સહિત ભાવભર્યાં વન્દન કીધાં. ઉદારતાના ઉપદેશકે કેવું સુન્દર કહ્યું છે ?

“ સબ ભૂમિ ગોપાલકી ઇસમેં અટક કહાં ? ”

ગુજરાતી ભાષાની અને ગુજરાતી સાહિત્યની નિઃસ્વાર્થ સ્નેહસેવા કરનાર કયા કવિ ગુજરાતના વન્દનના અધિકારી નહિ ? બેશક, ભિન્ન ભિન્ન રુચિ પ્રમાણે કોઇને હૃદયે કોઇ વધુ વસે ને કોઇને હૃદયે કોઈ, પણ વન્દનના અધિકારી અલબત સર્વેય સમાન–વિશેષે કરીને મહાગુજરાતના કવિત્વના કનકોત્સવ જેવા મંગલ પ્રસંગે.

એક બીજું પણ રૂપક સાત કવિઓના સંબન્ધમાં યોજી શકાય. ગુજરાતના જેટલા કવિઓ અને ઉપકવિઓ તે સઘળા “ કવિકુલજાન ” અને એ જાનમાં ઉક્ત છ કવિઓ “ અનુવર–અણુવર,” અને કવિશ્રી ખબરદાર “ ખુદ વરરાજા.” એ રૂપકને અન્વયે આપણે છએ અનુવરોની “ આછેરી ઓળખ ” કરી અને ત્હેમનાં “ અર્ચનપૂજન ” પણ કર્યાં.

### હવે ખુદ વરરાજાની પોતાની પધરામણી !

વન્દન ! વારંવાર વન્દન કનકોત્સવના કારણરૂપ કવિવરરાજને !

\+ \+ \+

પ્રારંભમાં કૈંક સ્વાવલોકન–કૈંક સ્વાનુભવ.

ભાઈ ખબરદારનો **પ્રથમ** પરોક્ષ અનુભવ થયો મ્હને ઇ. સ. ૧૯૦૧ માં અને તે એન. એમ. ત્રિપાઠીની જૂની પિકેટ રોડ પરની દુકાને. નડિઆદની હાઈસ્કૂલમાં મૅટ્રિક પાસ થઈ હું મુંબાઈ એલ્ફિન્સ્ટન કૉલેજમાં અભ્યાસ સારૂ આવેલો. ત્રિપાઠી મ્હારા સગા, એટલે એમની દુકાન મ્હારો વીસામો. એક દિવસે લીલા પૂઠાની હૃષ્ટપુષ્ટ ચોપડીએ મ્હારૂં લક્ષ ખેંચ્યું ને હાથમાં **લઈ** જોતાં જાણ્યું કે કોઈ પારસી કવિએ શુદ્ધ અને શિષ્ટ ગુજરાતીમાં દલપતરામની શૈલીમાં કાવ્યો **પ્રકટ** કર્યા હતાં મનઃસુખરામ મામાને ત્યાં નડિઆદમાં મલબારીની “અનુભવિકા,” “સંસારિકા ” જોયેલી—‘ સુરતી લાલા સહેલાણી ’નું કાવ્ય ખાસ યાદદાસ્તીમાં ગોઠવાઈ ગયું છે. “ માતૃભાષાને કાવ્યસામગ્રીએ પૂજનાર પારસી કવિ બીજો પાકયો ” એ વિચારે આનન્દ અનુભવાવેલો.

**બીજો પરોક્ષ પરિચય “ વિલાસિકા ”નું નરસિંહરાવભાઈનું કડક અવલોકન. “ સત્ય ” અને “ ન્યાય ” એ બેને નામે મનુષ્યે મનુષ્ય ઉપર જેટલી સખ્તાઇ અને કડકાઇ કરી હશે તેટલી ઇતરને નામે ભાગ્યે થઇ હશે...**

ભાઈ રણજિતરામે મ્હને કહેલું યાદ છે કે નરસિંહરાવભાઈના વિવેચનથી કવિશ્રી ખબરદારને સખ્ત હૃદયાઘાત થયેલો—થાય જ ને ?...હું તો ‘ સ્નેહ ’ અને ‘ દયા ’નાં સૌમ્ય તત્ત્વોનો ઉપાસક છું, એટલે ન્યાયનૈષ્ઠુર્યની કલ્પનાય મ્હારી હૃદયતંત્રીના તારોને કંપાવી નાંખે છે. માણસ ‘ સત્યવાદી ’ કે ‘ ન્યાયી ’ થાય માટે ‘ માણસ ’ મટી જતો હશે !...કોણ જાણે...જવા દો એ વાત. મ્હારા જેવા કૂંળા કાળજાના માણસ માટે તો “ ભાઈભાંડુનાં ગુણદર્શન ” સલામત ! દોષદર્શન કરનાર કરાવનારની કાંઈ ન્યૂનતા છે ? એ સ્વયંસેવકો તો સંખ્યાબદ્ધ સજ્જ છે.

ત્રીજો પરોક્ષ પરિચય ‘ પ્રકાશિકા ’ પ્રકટ થઈ ત્યારે “ સમાલોચક ” માટે તે ઉપરના મુદ્રાશ્લોક અનુસાર “ સમાલોચના ” લખતાં વૃત્તિ અનુભવેલી, પરન્તુ મ્હારા પ્રિય સુહૃદ ભાઈ કાન્તિલાલ પંડ્યાએ તે માટે તત્પરતા દર્શાવતાં તે ત્હેમને સોંપી. ‘ કાવ્ય–રસિકા ’ માં ખબરદારે જે પ્રાચીન ગુજરાતી કવિઓનાં તત્ત્વો સંગ્રહેલાં જણાતાં હતાં તેથી જુદી રીતે “ વિલાસિકા ” માં અને “ પ્રકાશિકા ” માં તે નવીન ગુજરાતી કવિઓનાં તત્ત્વો સંગ્રહતા અને સફલતાથી સંગ્રહતા સ્પષ્ટ જણાતા હતા. “ વિલાસિકા ” અને “પ્રકાશિકા”ની એ મુખ્ય મનોમુદ્રા સ્મૃતિમાં સ્થિર છે. ભાઈ ખબરદારમાં કેટલા “ પારસી ગુજરાતી પ્રયોગો ” અજાણ્યે રહી ગયા છે તે ઉપર નજરને ઝીણી કરીને ગોઠવવા કરતાં એઓશ્રીએ કેટલું બધું શિષ્ટ ગુજરાતી અપનાવ્યું છે એ પ્રતિ જ મ્હારૂં લક્ષ આપોઆપ વિશેષ રહેતું અને સાશ્ચર્યાનન્દ અનુભવતું. વિષય–પસંદગી, પદ્યરચનાના પ્રકારની પસંદગી, ભાષાની પસંદગીઃ એ સર્વ કાવ્ય–સામગ્રીમાં કવિશ્રી ખબરદાર સ્પષ્ટ રીતે ક્રમે ક્રમે સાનન્દાશ્ચર્ય અનુભવાવે એટલે બધે અંશે સફલતા સિદ્ધ કરી શકયા હતા. કેટલું બધું અભિનન્દનીય !–કેવલ કવિશ્રીને જ નહિ ! કેવલ પારસી કોમને જ નહિ ! ગુજરાતને, ગુજરાતી ભાષાને, ગુજરાતના કાવ્યસાહિત્યને પણ સાથે સાથે !

મ્હારે કવિશ્રી ખબરદાર સાથે પ્રત્યક્ષ પરિચય થયો તે ઇ. સ. ૧૯૦૭ માં અને તે પણ એન. એમ. ત્રિપાઠીની દુકાને જ–માત્ર દુકાન પિકેટ રોડથી પ્રિન્સેસ સ્ટ્રીટમાં હાલને સ્થાને બદલાયલી એટલો ફેર. મુંબાઈમાં “બીજી ગુજરાતી સાહિત્ય પરિષદ્ ” હોવાથી તે પ્રસંગને અંગે તેઓ મુંબાઈ આવેલા હશે. હું દુકાનમાં એક ખુરશીએ બેઠો હતો ત્યાં તેઓ આવ્યા, જેમથી દુકાનનાં પગલાં ચઢયા, કોણ જાણે કેમ મ્હને થયું કે આ ‘ ખબરદાર ’–કોણ જાણે એમને કેમ એમ થયું હશે કે ‘ આ ચન્દ્રશંકર ’ ! મ્હારૂં લક્ષ એમના કદાવર કલેવર કરતાં ય વિશેષ એમના તેજસ્વી ચહેરા પ્રતિ આકર્ષાયું–‘ સ્હામું જોઈ જ રહું ’ એમ થયું, પણ સભ્યતાએ સીમા સૂચવી. દુકાનમાં દાખલ થતાં જ એ મ્હારા તરફ આવતા લાગ્યા–આવ્યા, અને મ્હને પૂછ્યુંઃ “ ચન્દ્રશંકર પંડ્યા તમ્હેં ? ” મ્હને આશ્ચર્ય થયું. મ્હેં ઉત્તર દીધોઃ “ હાજી, કેમ ? ” “ સમાલોચક”માંનો ‘ પ્રકાશિકા ’ નો રીવ્યૂ છગનલાલ પંડ્યાના દીકરા પાસે શું કરવા લખાવ્યો ? ” “ એ મ્હારી બીજી જાત જેવા છે–એ લખે કે હું લખું એ લગભગ સરખું જ છે.” મ્હેં જવાબ દીધો. મ્હને એમણે એકદમ ઓળખ્યો એથી જેટલું આશ્ચર્ય લાગેલું તેથી ય વધુ એમની તોપબ્હાર જેવી પ્રશ્નપરંપરાથી લાગ્યું–અને ખરૂં કહું તો હજી ય મ્હને એમ થયાં કરે છે કે એ પ્રશ્નો પૂછવામાં એમના મનમાં શો હેતુ હશે !

અમ્હેં અણધારી રીતે પરસ્પર ગાઢ પરિચયમાં આવી ગયા અને જાણે કાળજુના સ્નેહીઓ હોઇએ એવો ઉભય ઉરમાં ભાવ જામી ગયો તે તો છેલ્લાં ચારપાંચ વર્ષોમાં. ઈ. સ. ૧૯૨૭ માં “ વીલે પારલે સાહિત્ય સભા ” તરફથી ઉજવાતા વસન્તોત્સવપ્રસંગે પ્રમુખરૂપે તેઓ મુંબઈ આવેલા, જેમ ઇ. સ. ૧૯૨૫ માં કવિ ન્હાનાલાલ આવેલા તેમ; તેઓ ગામદેવી, લૅબર્નમ રોડ ઉપર ગાંધીજી ઉતરે છે તે ‘ મણિભવન ’ની સ્હામેની બાજુએ થોડેક દૂર આવેલા એક બંગલામાં વિકાજી વકીલને ત્યાં તે વખતે ઉતરેલા. ત્હેમના ન્હાના પુત્ર ભાઈ પેરતનજી પણ સાથે, જાણે નર્યો પિતૃસેવાપરાયણ શ્રવણ. તે સમયે અમ્હેં અનેક કારણોથી ખૂબ સાથે ને સાથે રહ્યા, ખૂબ જ્ઞાન ગોષ્ઠીઓ કરી; ખૂબ દિલ ખાલી કર્યાં ને ભર્યાં–વિગતો કોઈ બીજે સ્થાને. એઓ પિતાપુત્ર મ્હારે ત્યાં એક બે પ્રસંગે ચાઈનાબાગ આવેલા અને સ્નેહીઓને મળેલા, એટલુંજ નહિ મ્હારાં કુટુંબીજનો સાથેય ગાઢ પરિચયમાં આવી ગયેલા. એ એમનું મીલનસારપણું–માયાળુપણું. ખરેખર, એ પિતાપુત્રના સહવાસનાં મ્હને મીઠાં સ્મરણો છે–અમ્હેં આખું ય કુટુંબ એમને વળાવવા બોરીબંદર ગયેલાં ત્યારે એમને વિદાય કરવા આવેલાં એમનાં વૃદ્ધ માતાજીનું પણ મ્હને મીઠું સ્મરણ છે.

હું ભૂલતો ન હોઉં તો ૧૯૨૯ ના પ્રારંભમાં એ મુંબાઈ આવેલા ત્યારે એઓ પણ સ્લેટર રોડ એમનાં માશીને ત્યાં ઉતરેલા અને હું પણ અમ્હારે હાલને મુકામે આવેલો. પાસે પાસે એટલે વારંવાર મળેલા ને ખૂબ વાતો કરેલી. જેમ ગઇ વખતે "ભારતનો ટંકાર," "સંદેશિકા," "કલિકા" વિષે વાતચીત થયેલી તેમ આ વખતે "ભજનિકા" અને "રાસચંદ્રિકા" વિષે. શ્રીમતી રમીબ્હેન કામદારનો કવિશ્રી ખબરદાર સાથે તે સમયે પરિચય કરાવેલો. એક જ્યોતિષી તરીકે ત્હેમનું જ્ઞાન વિસ્મયજનક છે એનો મ્હને જેટલો પ્રથમ પ્રસંગે ખ્યાલ આવેલો તેટલો જ બીજે પ્રસંગે પણ.

એકંદર, મ્હને બાઈ ખબરદારનો અને ત્હેમના સંસ્કારી તથા માયાળુ કુટુમ્બનો મધુર અનુભવ થયેલો, –એમનાં જે પુત્રી અકાલ અવસાનનો ભોગ થઈ પડ્યાં ત્હેમના સંસ્કારી સૌજન્ય સારૂ પણ મ્હારા હૃદય ઉપર મધુર સંસ્કાર છે. મ્હારી ખાત્રી છે કે સૌ. રમીબ્હેનના હૃદય ઉપર પણ એવો જ મધુર સંસ્કાર હશે. પ્રભુ એ ગતાત્માની સદ્‌ગતિ કરે! હમણાં જ પ્રકટ થયેલી "દર્શનિકા" એ બ્હેનની પ્રેરણા. ગોવર્ધનરામની "લીલાવતી જીવનકલા," તેમ ખબરદારની "દર્શનિકા" સદ્‌ગત પ્રિય પુત્રીને પિતૃહૃદયની અંજલિ!

કવિ ખબરદારનાં કાવ્યો વિષેના મ્હારા અભિપ્રાયો જેટલા એમનાં કાવ્યોના સ્વતંત્ર વાચનથી બંધાયા હશે તેટલા એમણે પોતે વંચાવેલાં કાવ્યો ઉપરથી તેમ એમણે કરેલી વાતચીતો ઉપરથી પણ બંધાયા હશે. મ્હારા મન ઉપર એવો સંસ્કાર પડ્યો છે કે કવિશ્રી ખબરદાર જેટલા પ્રભાવશાલી અને કલાકુશલ કવિ છે તેટલા શ્રમશીલ અને ઝીણી કાળજીવાળા વિદ્વાન છે. ત્હેમના નિકટ પરિચયમાં આવી ત્હેમની સાથે વાતચીત અને ચર્ચા કર્યા વિના આ પ્રતીત થાય તેમ નથી. જો તેઓએ કાંઇ ગદ્ય ગ્રન્થ પોતાના પાંડિત્યના પરિણામ રૂપ લખ્યો હોત તો તો મ્હારે આવું કહેવાની જરૂર ન રહેત, પરન્તુ અત્યારે તો ત્હેમની પ્રસ્તાવનાઓ અને ત્હેમનાં બે "ભાષણો" – ભાવનગરનું અને મુંબાઇનું, એ એમના પાંડિત્યનું આછું આછું સૂચન કરે છે. "કાવ્ય માટે છન્દોબદ્ધતા આવશ્યક છે કે કેમ" એ પ્રશ્ન વિષે એમણે શૃંખલાબદ્ધ દલીલોવાળી કલાકની અસ્ખલિત વાગ્ધારાથી મ્હને સાનન્દાશ્ચર્ય પમાડ્યું હતું. એ સાબીત કરે છે કે કવિશ્રી ખબરદાર પ્રધાનપણે "કવિ" હોવા છતાં "માત્ર કવિ" નથી. એ 'વિદ્વાન' છે, 'વિચારક' છે, સમર્થ 'ગદ્યલેખક' છે, પ્રખર 'વક્તા' છે.

'કવિ' તરીકે જે 'બાહ્ય લક્ષણો' કોઈનું ય લક્ષ ખેંચે એવાં છે તે આ:

(૧) 'ભારતનો ટંકાર' એ શીર્ષક બાતલ કરીએ તો બીજાં બધાં શીર્ષકો મલબારીનાં શીર્ષકો માફક 'ઇકા' અન્તવાળાં–જેમકે, કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, સંદેશિકા, કલિકા, ભજનિકા, રાસ–ચન્દ્રિકા, દર્શનિકા.

(૨) કવિ ખબરદારનાં કાવ્યપુસ્તકોની સંખ્યા તેમ જ જ્યાં જ્યાંથી આમંત્રણ આવે તે તે પત્રમાં પોતાની કૃતિઓ મોકલી આપવાની એમની તત્પરતા બતાવી આપે છે કે કાવ્ય–સાહિત્યની એમની સેવા કેટલી સતત છે. કવિ ન્હાનાલાલ અને કવિ ખબરદાર કાવ્યો રચ્યે જ જાય છે અને ગ્રન્થો પ્રકાશન કર્યે જ જાય છે. એમના સાહિત્ય–સેવા–યજ્ઞ અખંડ છે. "કાવ્ય–ગ્રન્થોનું પ્રકાશન એટલે ગાંઠનું ગોપીચન્દન," એ સ્થિતિ જે જાણે છે તે જ કવિશ્રીની સેવાની કદર કરી શકશે.

(૩) કવિ ખબરદારનાં કાવ્યોની શુદ્ધ, શિષ્ટ, મિષ્ટ, શૈલી. કેટલા પારસી બન્ધુઓ કવિ ખબરદાર જેવી શૈલી લખી શકે છે એમ જ માત્ર નથી પૂછવા જેવું, જેમણે સાહિત્યસેવામાં ઝુકાવ્યું છે એવા સંસ્કારી હિન્દુ બન્ધુઓને એ પ્રશ્ન પૂછવા જેવો છે. ગુજરાતી ઉપરાંત એમણે અંગ્રેજીમાં ય કાવ્યો રચેલાં છે.

(૪) કવિ ખબરદારનાં કાવ્યો ગુજરાતી ભાષાની પ્રચલિત પદ્ધતિ પ્રમાણે છન્દોબદ્ધ છે એટલું જ નહિ, પ્રાસાદિનો પણ સ્વીકાર કરનાર છે. એમનું છન્દોજ્ઞાન માનજનક છે એટલું જ નહિ, એમની પદ્યરચના મ્હોટે-ભાગે નિર્દોષ હોય છે. એમણે અવનવા પદ્યપ્રયોગો પણ અજમાવ્યા છે.

બાહ્ય લક્ષણોની પાછળ જઈ આંતર સત્ત્વ જોનારને કવિનું 'કવિ' તરીકેનું તેમજ તત્ત્વચિંતક તરીકેનું– જીવનના સૂક્ષ્મ અવલોકનકાર તરીકેનું–સંસારના પ્રત્યક્ષ અનુભવોમાં ઘડાનાર તરીકેનું, એમ અનેક રૂપો જણાશે.

જેમ એમની ઉન્નત ભાવનામયતા, એમની રંગબેરંગી ભાવમયતા આદિ પણ એમની ઉંચી કલ્પનાશક્તિ પ્રતીત થશે તેમ. એકંદરે, કવિત્વ ઉંચી ભૂમિકાનું.

સંક્ષેપમાં, કવિશ્રી ખબરદારની સાહિત્યસૃષ્ટિ એટલે વિવિધ સમૃદ્ધિ ! એની કદર અધિકાર માગે છે.

જ્યારે એ લક્ષમાં રાખવામાં આવે કે કવિશ્રી ગંજાવર આધિ, વ્યાધિ, ઉપાધિના ત્રિતાપની જ્વાલાઓમાં સંવલિત હોવા છતાં એમની કાવ્યકૃતિઓ રચ્યે જ ગયા છે ત્યારે તો એમને માટેનાં માન અને મમત્વ માઝા મૂકે છે.

"પ્રભુ એ મહાગુજરાતના મોંઘેરા માનવ-મણિનાં રૂડેરાં જતન કરે !"

---

## કનકોત્સવને આંગણે શકુન

### શ્રી. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ, બી. એ.,

મદ્રાસ ગયા છો ! કલાકના વીસ કોસની ઝડપે ચાલતી ગાડીને વટાવે એવી ત્યાં બોલાતી ભાષાઓની સમજ તો નહીં હોય, પણ કાને તો ઘણા ગુજરાતીઓએ સાંભળી હશે. એ ઇલાકામાં પગ મૂકતાં, ભાડુતી ટાંગાવાળાઓનો, બે આનાનું ભાડું મેળવવા, સામસામા ચાબૂક ચમકાવવાની તત્પરતા બતાવતો સત્કાર અને સંવાદ એ મારો પહેલો અનુભવ—એ ટાંગાઓ 'ઝટકા'ને સાર્થક નામે ઓળખાય છે. ખાલી પાત્રમાં ચીચા પત્થરની કાંકરીઓ નાંખી ઝડપથી ખખડાવતા હોઇએ એવો દ્રાવિડ ભાષાનો રણકો મારા કાનને અથડાયો. પરિણામ ફેર. ધાતુપાત્રમાં ઘડીભર ચેતન અને મારામાં !

આમ વિજળીને વેગે દોડતી, શરતમાં કોઈ ઉતરવા માગે તો તેને પાછળ રાખતી, ભાષાના શબ્દો જ્યાં રોજ કાને અથડાતા હોય ત્યાં ઠાવકી, ઠુમકી, છતાં રસિલી ગુજરાતણ ઉમળકાથી હૈયે રાખે અને ગુજરાતનાં શૌર્યભર્યાં સંતાનો હોંસથી દેશભક્તિના સૂર ઝીલે તેવું સાહિત્ય માતૃભાષામાં લખનારને આ કનકોત્સવના પ્રસંગે અભિનંદન મારાં તેમજ સારાય ગુજરાતનાં.

કવિ ખબરદાર એટલે ! કકડધૂસ થતા ખંડિયેરોમાં કાળની સામે ઉભો રહેલો, ટકી રહેલો, એકલો અને અટુલો, ગુજરાતે ઘડીને મદ્રાસના માનવસંગ્રહસ્થાનમાં મોકલેલો, ગુર્જરીનો કીર્તિસ્તંભ !

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

એ એમનીજ કૃતિને સાક્ષીભૂત કરતું મૂર્તિમન્તસ્વરૂપ.

મદ્રાસમાં ગુજરાતીઓની વસ્તી છે, છતાં ગુજરાતને ખોળે, આંખને ઠારે એવું, હૃદયને હલમલાવે એવું, અને સમય સામે ટકે એવું, સાહિત્ય બીજા કોઇએ ધર્યું હોય એમ મારા જાણ્યામાં તો નથી—

એમનાં કાવ્યોની વિવિધતા ! એમનાજ શબ્દોમાં ટાંકું !

"કાલથી આજ જૂદીજ દેખાય કંઇ, આજથી કાલ જૂદી જણાશે;"

અને એ રસીયાની રસિકતા !

એમણે જ્યાં વર્ષો ગાળી, ગુજરાતી ભાષાને ગૌરવશાલી બનાવી તે સ્થાનને અનુરૂપ સરખામણી કરીશ. જે ગુજરાતને ના ભૂલ્યા તે મદ્રાસને ભૂલવાના હતા ! રંગપંચમીની છોળો ઉછાળતી, કલ્લોલ કરતી, વિલસતી, પ્રકાશતી, દિવસના સૂર્યમાં ઝબૂકતી, રળિયામણી રાત્રિની ચંદ્રિકામાં અવનવા રંગ પૂરતી, ઉલ્લાસથી ચોમેર ઘૂમતી, સૃષ્ટિસૌંદર્યના સંદેશ પાઠવતી, વિશ્વબંધુત્વની ભાવના પોષતી, મદ્રાસ નગરીના શણગારરૂપ જળાશયની માછલીઓની જાણે રાસલીલા.

જાણે ગુજરાતણની શરીરપરની સોહામણી સાડીઓના ચિત્રવિચિત્ર રંગ જે મત્સ્યસંગ્રહે મોકલ્યા તેણે ગુર્જરી માટે કવિને હૈયાના ઉમળકાના સૂર પોષ્યા.

---

# મો. અરદેશર ફરામજી ખબરદારની કવિતા માટે મારા બે બોલ

ડૉ. સર શમ્સઉલ ઉલ્મા જીવણજી જમશેદજી મોદી

કવિ ખબરદાર સાથે મારી એક મુલાકાત ઇ. સ. ને ૧૯૨૪ ની સાલમાં, એક વખત, મદ્રાસ ખાતે થઈ હતી. મુલાકાત એક હતી, પણ તે કાંઇક હેતવંતી, સબબકે તેવણુના કામથી નહીં તેટલો તેવણુના નામથી હું માહીતગાર હતો. ગુજરાતી ભાષામાં હું એટલો બધો ખબરદાર નથી કે ભાઇ ખબરદારની ગુજરાતી કવિતા હું સહેલાઈથી સમજું અને તે ઉપર કાંઇક ભરૂસેદાર મત આપું. તે છતાં હું કાંઈ એટલોબી ખબરદાર યા નાવાકેફ નથી કે તે ઉપર કાંઇ ગોર કરી શકું નહી. હું કવિઓની કવિતાનો ઘણો વાંચનાર નથી તોપણ હું તેઓના મનની વલણુનો અને તેઓની કવિતાઓની અસરનો પુરતો ખ્યાલ કરૂં છું. જો કે કવિતાનાં વાચન માટે ઘણો શોખીન નહીં. તો પણ મારી આજુબાજુનાઓની માન્યતા, રિવાજો, રાહરસમો અને વેહેમો વટીક સમજવામાં અને તે ઉપરથી વિચાર કરવામાં હું કાંઇક કવિતામય ( poetic ) બનું છું. લોકોની આ માન્યતા, રિવાજો, રાહરસમો વગેરે ઉપર મને વિચાર કરતા રહેવાનું શિક્ષણુ, માણુસજાતના વધારાસુધારા વગેરેનો ઉપદેશ આપનાર શાસ્ત્ર ( Cultural Anthropology ) એ મને આપ્યું છે. તે શિક્ષણુ પ્રમાણે હું વિચારમાં ઘણીકવાર કવિતામય ( poetic ) બનું છું. વીસમી સદીના હાલનાં દોડાદોડી અને કાંઇક ગરબડ કરતા જમાનામાં આપણે કવિતામય જમાનાથી દૂર જઇ, કાંઇક શાએરી વિચારમાં રમતાં અને ગેલ કરતા રહેવાને બદલે ઘણા સામાન્ય ગદ્ય જેવા કાંઇક નીરસ મઝા વગરનાં ( prosaic ) બન્યા જઇએ છીએ, તેમ થતાં એવું દીસે છે, કે માણુસ જીંદગીની મોજ ( Zest of life ) કાંઇક ખોહે છે. હું કવિતા લખાવા યા વાંચવામાં ખબરદાર નહીં હોવા છતાં આજુબાજુ જે જોઉં છું, જાણું છું અને ઓળખું છું તેમાં કાંઇક કલ્પના વાપરી કાંઇક ગદ્યરૂપી નીરસ વિચારવાલો ( prosaic ) બનવાને બદલે કાંઇક શાએરી, કાંઇક કવિતામય બનવાને પસંદ કરૂં છું. અને તેમ થતાં જીંદગીમાં મોજ લઉં છું.

અંગ્રેજી બારાખડીના 'પી' હરફથી શરૂ થતા આ ત્રણુ શબ્દો—Prophet, Priest and Poet—પેગામબર, ધર્મગુરૂ, અને કવિ—થી ઓળખાતા પુરૂષો કેટલીક હદે એક દિશાએ કામ કરતા રહ્યા છે, રહે છે અને રહેશે. એક લખનાર આ ત્રણુમાંથી પહેલા બેને માટે કહે છે કે " The Prophet represented and expressed the impulsive monotheistic, progressive force in the nation, whereas the Priest was the exponent of the conservative spirits that animated the great bulk of the people." * આ બે ( Prophet and Priest ) વચ્ચે કવિઓ ( Poets ) જાણે કાંઈ મધ્ય માર્ગ લે છે અને એક યા બન્નેને પોતાની કલ્પના મુજબ યારી દે છે.

એક પારસી તરીકે આ પ્રસંગે અસલી ઇરાનના કવિઓ અને કવિતા બાબે કાંઇક ઉડતા અને કુદકા મારતા વિચારો કરતાં, હું યાદ કરૂં છું કે, શરૂઆતમાં કોઇક પેગામબરોના સંબંધમાં હોય છે તેમ, પારસી ધર્મના સ્થાપક જરથોસ્ત જેમ એક પેગામબર ( Prophet ) હતા તેમ એક શાએર હતા. પારસીઓના ગાથામાં તેવણુની શાએરી સમાઈ હતી. ગાથા પછીના બીજા અવસ્તામાં પણુ શાએરી લખાણો છે. આજથી ૫૦ વર્ષ પર પારસીઓ જે જાણુતા હતા નહી, તે હાલમાં જાણે છે કે, તેઓના ઘણાક ભણુતરો જે તેઓ સાધારણુ ગદ્યના સમજતા તે શાએરી છે. ઘણા નજદીકના વખતમાં આપણે જર્મન પ્રોફેસર હેરટેલ ( Hertal ) ને આ બાબદ પર વધારે રોશની નાખતાં સાંભળ્યા છે. અવસ્તા જમાના ઉપરથી પહેલ્વીના જમાના પર કુદકો મારતાં બચી રહેલાં સાહિત્યમાં આપણે શાએરી જોતા નથી. જો શાએરી અને ગાયન ( poetry and music ) વચ્ચેનો કાંઇક સંબંધ ઇરાનમાં લઇએ તો, કહે છે કે પાદશાહ બેહરામગોરના વખતમાં ઇરાનનાં લોકો ઇરાનના ગાયનથી પુરતા સંતોષ પામ્યા હતા નહિં અને તેથી તેઓએ પાદશાહને અરજ કીધી કે તેણે હિંદુસ્તાન તરફથી ગાયનકારો બોલાવી ઇરાનને ગાતું વાગતું કરવું. કહે છે કે બેહરામગોરે તેમ કર્યું અને હિંદુસ્તાનથી એકદમ ૧૦૦૦૦) દસ હજાર ગાનારાઓને તેડાવી

* The Contemporary Review of December 1899.

તેઓમો ઈરાનમાં ફેલાવો કરી ઈરાનને ગાજતું વાજતું યા ગાતું વાગતું કર્યું. આ હિન્દી ગાનારાઓના વર્ગને ફીરદોસી "લુરી" તરીકે ઓળખે છે. હું ધારૂં છું કે હાલમાં યુરોપમાં દેશદેશ જે જીપસીઓ ( gypsy ) ભટકતા ફરે છે યા કોઠે ઠરી ઠામ થઈ રહ્યા છે, તે આ હિન્દી-ઈરાની લુરીઓના વારેસો છે. આ જીપસીઓ બાબે ઘણું સાહિત્ય છપાયું છે. તેઓની ભાષામાં વિદ્વાનો જે હિન્દી અને ઈરાની શબ્દો જુએ છે તે આ સબબે છે. મારી યુરોપની મુસાફરીમાં તેઓનાં એકાદ સવસ્થાનની સ્પેનમાં ( Granada ) ખાતે લીધેલી મુલાકાત મને ખુશી સાથે યાદ આવે છે † વળી હંગરીમાં બુડાપેસ્ટ ખાતે તેઓનાં એક ગાયનના બેન્ડ ( Band ) ને સમજવાની આજે મને ખુશી સાથે યાદ આવે છે. કહે છે કે સ્પેન જતાં ટુરીસ્ટો એઓનું ગાયન સાંભળવા કાંઈક ખાસ કાળજી રાખે છે.

બેહરામગોર પછી ખુસરો પરવીઝના રાજ્યમાં બર્બંડ એક જાણીતો ગાયનકાર થાયો છે. ફારસી કવિતાના સાહિત્યમાં જણાયલા "કસીદા" ઓને મો. પીઝી અસલી ઈરાની ધાર્મિક ગાયનો ( hymns ) પરથી બરપા થયલાં ગણે છે. તેના જણાવવા પ્રમાણે:–" The form of lyric verse called by the Arbas quasida or Kassida in which there is always an eulogy of some prince is a combinatiou or transformaiton of the ancient hymn celebrating the gods and heroes and their doughty deeds. " §

પ્રભુની કૃપાથી મને મારી ઈરાનની મુસાફરી દરમેઆન અહીં અને તહીં, અને ખાસ કરી તબ્રીઝમાં એક કોનસર્ટવેળા, ઇરાની ગાયન સાંભલવાની તક મલી હતી. ત્યારે મારા મન ઉપર જે ખ્યાલ પડ્યો હતો તે આ હતો કે ઇરાનનું હાલનું ગાયન, જાણે શોકાતુર યા ગમગીની ભર્યું હોય તેમ, દલગીર કરતું ( depressing ) છે. ઈરાન પડયું તેનો જાણે તે હમેશા ગમ કરતું હોય તેમ છે. ફીરદોસીની સુંદર કવિતા તેઓ ગાય છે તે પણ મને તો જાણે કાંઇક ગમગીન દીલે ગાતા હોય તેમ દીસે છે. એવી કવિતા યા ગાયન જેમ આપણને ઉલટ આપે તેમ એઓની ગાયનની રીત ઉલટ આપતી ( Cheerful ) નથી.

ભાઈ અરદેશર ફરામજી ખબરદારે દમણમાં કદાચ ત્યાંના ઉછાલામારતા દરિયાના કીનારાપર, કાંઈક શાંતિ સાથે માર્ચ ૧૯૦૮ માં લખ્યું હતું કે " કવિતા એ સ્નેહજ્યોતિ પરમાત્માનો મનુષ્યને મળેલો એક ઉત્તમ વારસો છે. કવિનું હૃદય તો માત્ર એ સ્નેહજ્યોતિનું સૂર્યવત્ એક અનુકૂળ વાહન છે. પરમાત્મા ગુર્જર પ્રજાને એવા ઉત્તમોત્તમ વાહનો પુરાંપાડી ગુર્જર સાહિત્યમાં તેની પરમ સ્નેહપ્રભા અધિકાધિક રેલાવો ! અસ્તુ ! ( પ્રકાશિકાની પ્રસ્તાવના પા. ૩ ). પારા પારસી શબ્દોમાં " અસ્તુ " ને મલતા " અવજમ્યાત અથ આફ્રિનામી " બોલી હું પ્રાર્થના કરીશ; પ્રભુની કૃપાથી ભાઈ ખબરદાર તેમ લાંબો વખત તેવી પ્રેમ રેલાવતા રહે. પરમાત્માની મહેરબાનીથી ભાઈ ખબરદારનું હૃદય પણ એવું એક વહાણ છે. પરમેશ્વર તે વહાણને તરતું, વહેતું અને વધતું રાખે. એવણના ઉપલા શબ્દો પછી એવણનું પોતાનું હૃદય ધપકારા મારતું રહ્યું છે અને આજ સુધી આપણે તેવા ધપકારાના ઘણા અવાજો વાંચનારાઓએ સાંભળ્યા છે. તે વાંચનારાઓએ હૃદયના તે ધપકારા એવણની ધાતી ઉપર કાન મેલી નહી પણ એવણનાં છપાયલાં પુસ્તકો ઉપર આંખ મેલી નજરથી કાંઈક વાંચીને સાંભળ્યા છે. કેટલાક વાંચનારાઓએ તે પોતે મોટે અવાજે વાંચી પોતાના કાન મારફતે સાંભળ્યા હશે: ખુદા આ સર્વ સાંભળનારાઓને લાંબો વખત સાંભળતા રાખે.

ભાઈ ખબરદાર પોતાના એક પુસ્તકમાં પોતાની માંદગી અને તેની વેદના માટે બોલે છે ( કલિકા પિછાનના બોલ ) કે તેવણ પોતાની બીમારીની વેદના પોતાની કાવ્યની રેલથી કાંઇક કમી કરી શકયા હતા. પરમેશ્વર એવણને એવી થોડી વેદના દેખાડે અને એવી કાંઈક વેદના વેળાએ એવણની કવિતાના ખેતરમાં ખેડતા રહેવાની કોશેશ તે વેદના કમી કરતી રહે. એટલુંજ નહી પણ એવણની કવિતાના વાંચનથી ઘણા વાંચનારાઓ પોતાની પણ કાંઈક વેદના કમી કરતા રહે.

---

† જુઓ "મારી મુંબઈ બહારની સેહેલ." પા. ૩૭ મું. § The Persian Poets by Dole, Introduc:ion p. XII.

કવિ ખબરદાર પોતાની "કાવ્યરસિકા" (૧૯૦૧) ની પ્રસ્તાવનામાં નીચલા શબ્દો કહે છે:—"પરદેશથી આવીને એ પવિત્ર ગુર્જર માતાના થઇ રહેલા પુત્રોમાંનો એક, એ માન્યવર માતાના થયલા અનહદ ઉપકારોના બદલામાં જે નમ્ર સેવા કરવા યથાશક્તિ પ્રયત્ન કરે છે તે તેના આત્માને અતિ સંતોષકારક જ છે."

હું પણ એજ માન્યવર માતાના થઇ રહેલા એક કમીના પુત્ર તરીકે, તે માતા તરફથી મારા ઉપર અને મારી આખી કોમ ઉપર થયલા અનહદ ઉપકારો જાહેર કરી, મારો વધુ આનંદ આ જાહેર કરૂં છું, કે આ પવિત્ર ભૂમિ ઉપર આવી રહેલા પહેલા પારસીઓના વડા દસ્તુરે સંજાણના રાજાને કહેલા આ શબ્દો કે "હમે હીનદુસ્તાન રા યાર બાશીમ" એટલે "હમો આખા હિન્દુસ્તાનના મિત્રો થઈશું," તે શબ્દોને સાચા નીવડી ભાઈ ખબરદારે પોતાની કવિતામાં ગુજરાતની કાંઈક સેવા બજાવી છે. ખુદા તેવણને લાંબો વખત વધુ એવી સેવા બજાવતા રાખે અને તેવણની કવિતા આનંદ ફેલાવતી રહે.

---

# પારસી કવિઓ: આગલા અને હાલના

## શ્રી. પાલણજી બરજોરજી દેશાઈ

પારસીઓ એક સંસ્કારી કોમ છે. તેમનાં પવિત્ર ભણતરો મોટે ભાગે કાવ્યમાં રચાયલાં છે. તેમના મહાન પયગમ્બરનું પોતાનું રચેલું ગાથા વાણીનું ભણતર બિલકુલ પ્રાસરહિત કાવ્ય ( Blank Verse ) માં રચાયલું છે. મરહુમ મી॰ કે. ન. કાબરાજી મને વારંવાર કહેતા હતા કે પારસી ધર્મગુરૂઓ જ્યારે ભણતર ભણે છે ત્યારે તેમાં એવા રાગ આવે છે કે તે સાંભળતાંજ તેમને તે કાવ્યમાં રચાયલું લાગી જાય છે. મી॰ કાબરાજી ગાયનવિદ્યામાં કુશળ હતા અને તેમના ઉપલા સખુનોમાં ઘણી સચ્ચાઈ હતી. યુરોપીઅન ધર્માભ્યાસીઓ કહી જાય છે કે અવસ્તા વાણીના ઘણુંએક ભાગો કવિતાઈ ગાયન જેવા છે. ધાર્મિક ભણતરોની આવી કવિતાઈ ખુબીને લીધે પારસીઓમાં કવિતા અને ગાયન ઉપર વધુ ભાવ રહે એ સ્વાભાવિક છે. પુરાણા પારસી ધર્મગુરૂઓ પોતાનું સહવાર સાંજનું ભણતર પોતપોતાની રીતિ મુજબના રાગ રાગડામાં પુરૂં કર્યા પછી "મોના જાત"ને નામે જાણીતી બંદગીઓ ગઝલની કે બીજી રાહ ઉપર લલકારતા હતા. આજે પણ તેમ થતું હશે. ગુજરાતમાં આવી વસ્યા પછી પારસીઓ કવિતા અને ગાયનના પોતાના બાપેદાદે ઉતરી આવેલા શોખને આધીન રહ્યા હતા, અને તેઓમાં એ રીતે ગુજરાતી કાવ્ય રચવા કે ગાવાનો શોખ પેદા થયો હતો.

છતાં પારસી કવિઓની સંખ્યા મોટી નથી. મોબેદ ફરદુનજી મરઝબાનજી જેઓ આપણા જુનામાં જુના ગુજરાતી છાપા "મુંબઈ સમાચાર"ના સ્થાપક હતા. તેઓ જેમ પહેલા પારસી લેખક હતા તેમ કાવ્ય રચનાર પણ હતા. તેઓ અનેક ગુજરાતી પુસ્તકો રચી ગયા છે તેમ શાયર ફિર્દોસી તુસીના શાહનામાની રાહ ઉપર બયતબાજીમાં પોતાની કાવ્યશક્તિની શુરૂઆત કીધી હતી. તે પછી ભરૂચમાં ચાલેલા એક ખૂનના મુકદમાનો કિસ્સો ગુજરાતી કાવ્યમાં લંબાણથી ઉતારવાની બે પારસી જવાનોએ કોશેશ કીધી હતી. ત્યાર બાદ "મનસુખ"ના બહુ જાણીતા તખલ્લુસથી પારસી ગુજરાતી કવિતામાં "ગંજનામુ" વગેરે પુસ્તકો મી॰ મ. કા. શાપુરજી લંગડાનાએ રચીને પ્રસિદ્ધ પારસી કવિ દાખલ પહેલવહેલી નામના મેળવી. ત્યાર બાદ "રૂસ્તમ ઇરાની"ના નામથી એક ઇરાની પારસીએ મુંબઈમાં પોતાની કાવ્યશક્તિનું સારૂં દર્શન કરાવ્યું. આગળ ચાલતાં "મારી મજેહ"નાં રસિક નામથી પીટીટ ખાનદાનના એક પ્રસિદ્ધ નબીરાએ ગુજરાતી કાવ્યમાં મોટો ગ્રંથ રચ્યો. આ અને એવુંજ બીજું કાંઈ કાંઈ ૧૯ મી સદીમાં પારસી કાવ્ય જેવું ઘણું બની ગયું, જે વેળા બીજા અનેક પારસી કવિઓમાં ફીરોજશાહ બાટલીવાલા અને ખુ. બ. ફરામરોજનાં નામો તરી નીકળે છે. એજ મુદતમાં નાટકનો શોખ વધવાથી તખ્તા ઉપર નાટકી ગાયનોએ ધુમ મચાવી અને શોખીનોને ગાયન તરફ બહુ આકર્ષ્યા. મી॰ કે. ખુસરો કાબરાજીના "બેજન અને મનીજેહ"ના લોકપ્રિય નાટકે ગાયન તે કેવું હોય તેનો તમાશબીનોને પહેલવહેલો અછો ખ્યાલ આપ્યો. "મનસુખ" પછીનો લોકપ્રિય પારસી કવિ મી॰ દાદી તારાપોરવાળા બહુ પંકાઈ ગયો. એ પ્રસિદ્ધ કવિ શુદ્ધ ગુજ-

રાતીમાં પોતાની સુધારક વાણીથી અનેક કાવ્યગ્રંથો રચીને વખણાઈ ગયો. તેમાં "ટાવર ગરબા"નું નામ યાદગાર છે. મી૦ પુ. બ. ફરામરોજના "પારસી ગરબા"માં રમુજનું તત્ત્વ હોવાથી તે પણ બહુ વખણાયા. આ સમયમાં પારસી કાવ્ય ચઢતી કળા ઉપર આવ્યું, જેમાં મી૦ બેહરામજી મલબારીનાં નામે અને કામે બહુ વધારો કરી બતાવ્યો. મી૦ મલબારી ગુજરાતી જોડે ઈંગ્રેજીમાં પણ પોતાની કાવ્યશક્તિ બતાવવાને ચુકયા નહિ. મી૦ સોહરાબ પાલમકોટે પણ એજ સમયમાં પોતાની વાર્તાઓ કાવ્યમાં પ્રસિદ્ધ કરીને જોઇતી પ્રસિદ્ધિ મેળવી. પણ આ સમયના પ્રખ્યાત કવિ તો મી૦ દાદી સાબેત થયા. આ કવિની ભાષા શુદ્ધ, વિચારો સુધારક, અને વાણી મધુર તથા લોકપ્રિય જણાઈ આવી. જીવદયાના સંબંધમાં એક ઇનામી નિબંધ જાતજાતની રાહો ઉપર રચીને મી૦ દાદીએ હિંદુ ગુજરાતી આલમમાં પણ પસંદગી મેળવી. આની જોડે એજ યુગની શુરૂઆતમાં કલગી તોડાના પારસી ખ્યાલીઓએ ડફ અને છમછમ્યાં સાથ દેખાવ દઇને પારસી હિંદુ શોખીનોને ગુજરાતી કાવ્યની એક નવીન દિશામાં પ્રેર્યા. ગાનતાનનો આ નવો વધારો ગુજરાતમાં અનેક ઠેકાણે ફેલાયો ખરો, પણ આજે તેનો જમાનો રહ્યો નથી.

આજે તો પારસી કાવ્યનો નવો યુગ ચાલે છે. આગલી ઢંગ ધડા વગરની પારસી કવિતા મોટે ભાગે બેમાલુમ થયલી જણાય છે; અને તેને બદલે પારસી કાવ્યનો તેજસ્વી સૂર્યપ્રકાશ તો થયો છે. તે સૂર્યનાં પહેલાં કિરણો છુટથી, સારા ભાવથી દાદી તારાપોરવાળાએ ફેંકવાનું ચાલુ કીધું, અને તેજ સૂર્યપ્રકાશ એક મોટા કવિએ એવી ખબરદારીથી પાથરવાનું ચાલુ રાખ્યું છે કે પારસી કવિઓ તો એક બાજુએ રહી ગયા, પણ હિન્દુ કવિઓ પણ મી૦ અરદેશર ખબરદાર જેવા એક પારસી કવિજનની કાવ્ય ખબરદારીથી ચકિત થયલા જણાય છે. હિન્દુ, ભાઇબિંધો ઉપરથી પારસીભાઇઓએ ઘણું મેળવ્યું છે તેમાં હિન્દુ કાવ્યનીતિરીતિનો ફાળો જેવો તેવો નથી. પિંગળના અભ્યાસ વગર આગલી પારસી કવિતા રચાતી હતી, પણ મી૦ મલબારી અને મી૦ દાદી તારાપોરવાળાએ ભવિષ્યના પારસી કવિજનોને ઉશ્કેર્યા, પ્રેર્યા, અને હિન્દુ કવિઓની સબળ હરીફાઇમાં મુકયા. તેવા બળવાન હરીફોમાં ખબરદારની જોડી પારસીઓમાંથી તો મળવી કઠણજ પડવાની, પણ કેટલાક હિન્દુ કવિઓ પણ આ અજોડ પારસી કવિના ઉપાસક હોવાની ના પાડવાના નથી. આ બહુ આનંદની વાત કહેવાય, અને જ્યારે પારસી કવિ ખબરદારને હિન્દુ કવિ નાનાલાલની સામે તનદોરસ્ત હરીફાઇમાં આપણુ જોઇએ છિયે ત્યારે આ બે મહાકવિઓની હરીફાઈ આપણે આનંદ સાથે આશ્ચર્યથીજ જોઇએ છિયે અને ખરા મિત્રભાવની આ હરીફાઇ આપણને બેશક હરખાવે છે. આ બંને આજના સમયના ખરા મહાકવિઓ છે. કવીશ્વર નાનાલાલ કવિ ખબરદારના મિત્ર અને વખાણનારા છે, અને તેથી આ બેમાંના કોઇને પણ આ મિત્રભાવથી ખોવાનું કાંઈ જ નથી, પણ મેળવવાનું ઘણું છે એમ કહું તો ખોટું નથી.

કવિઓ વચ્ચે મિત્રભાવથી થતી હરીફાઇઓ પ્રજાજનને આનંદ પમાડે છે. આગળ ઈંગ્લંડના કવિઓમાં તીક્ષ્ણ હરીફાઇ હતી અને એક બીજાની વગોવણીમાં જેવા સાથ તેવા થવા જેવાં ઠીક કાવ્યો રચાયાં હતાં. પણ આપણા આજના હિંદુ અને પારસી મહાકવિઓની ખુલ્લી હરીફાઈ છતાં તેવું કશું જણાતું નથી એ સંતોષની વાત છે. કવિરાજ નાનાલાલ પારસીઓમાં જો કે એમના મહાન પિતાશ્રી કવિ દલપતરામ જેવા પ્રિય નહિ પણ હોય તોપણ એમનાં કાવ્યો અપ્રિય તો જ કહેવાય. દલપતરામભાઇની હોપકૃત વાચનમાળા મધેની નાની નાની અને મીઠી મીઠી કવિતાઓએ પારસી બાળકોનાં દિલ બાળવયથીજ જીતી લીધેલાં હોવાથી આજના વૃદ્ધ પારસીઓને તે કવિરાજ બહુ લોકપ્રિય થઇ પડ્યા હોય તેમાં શક નથી. આજનો આ વિષય લખનાર તેજ વૃદ્ધ પારસીઓ મધેનો એક છે, કે જે મહાકવિ નર્મદાશંકરની જોશદાર કવિતા કરતાં દલપતરામની નરમ કવિતાને દિલપસંદ ગણે છે. પણ તેથી શું થયું ! આ બંને હિન્દુ કવીશ્વરો વચ્ચે કદાચ આજના આપણી પારસી અને હિન્દુ કવિરાજો વચ્ચે છે તેવો મિત્રભાવ નહિ પણ હોય, તોપણ તેઓ એક બીજાના તીક્ષ્ણ હરીફ ન હતા. તેવાજ આપણા નાનાલાલ અને ખબરદાર પણ ન્યાતે જાતે જુદા છતાં ગુર્જર કાવ્યની ફળદ્રુપ ભૂમિમાં રસિલાં બી વાવીને તેનાં મજેહદાર ફળ ચખાડનારા ઉદ્યોગી ખેતીકાર જેવા છે. એવા ઉદ્યોગી ખેડુતોને પારસી ધર્મમાં બહુ વખાણેલા છે અને તેમનો દરજ્જો ચઢતો ગણેલો છે. તેમ આજે આપણ આપણા આ બંને ગુર્જર કાવ્ય–ખેતીકારોને તેમની રસિક કૃતિઓને માટે વખાણવાને કદી પછાત પડીશું નહિ કોઇ દહાડે નજદીકનાં ભવિષ્યમાં એમ પણ કાં નહિ બને કે જેમ મિલ્ટન જેવો ઈંગ્રેજ મહાકવિ શેકસ્પીઅર જેવા પોતાના જાત ભાઇ મહાકવિની સ્તુતિ ગાઇ ગયો છે, તેમ આપણા નાનાલાલ ભાઇની સ્તુતિમાં યોગ્ય ઉદ્ગારો કાઢીને અરદેશર ખબરદાર પારસી પરોપકારી સુવચનોથી હિન્દુ કાવ્યની પ્રશંસાનું સાહસ ખેડે !

પારસી કવિઓ વિષે બોલતાં ફીરોઝ શાહ બાટલીવાળાનું નામ કદી ભૂલાય એવું નથી. આ કવિએ પોતાની પિંગળની રૂઢિ મુજબ રચાયલી કાવ્યશક્તિનું જે દર્શન કરાવી દીધું છે તે અનેક રીતે પારસી પસંદગી પામ્યું છે. એમનાં ગાયનો ઘરેઘર ગવાય છે, નાટક તખ્તાઓ ઉપર વખણાય છે, અને એમના દિલજીત ગાયનસંગ્રહો હોંસથી વંચાય છે. તેમના મુકાબલે મુકી શકાય એવો બીજો એકકે પારસી કવિ નજર આવતો નથી. પણ કવિ ખબરદારે ગુર્જર કાવ્યને જે ટોચ ઉપર આજે લાવી મેલ્યું છે તેવું તો ફીરોઝ બાટલીવાળા પણ કરી ગયા નથી.

છેલ્લે આજનો એકજ પારસી કવિ મને યાદ આવે છે, (બીજા કોઇને હું બેખબરીથી ભૂલી જતો હોઉં તો તે માટે અત્રેથી ક્ષમા ચાહું છું) અને તે "રૂસી વાણી" ના કર્ત્તા મી૦ ગોળવાળા છે. એ ઉઘરતા કવિની નવીન વાણીઓ હજી વધશે, ખીલશે અને શાયદ "કબીર વાણી" પેઠે પ્રસરશે, એ બનવાજોગ છે. પણ મી૦ મંચેરજી "મનસુખ" નાં જેવાં વીર રસિક કાવ્યો લાંબો વખત થયો જોવામાં આવતાં ન હતાં તે ખૂટ મી૦ સોહરાબ પાલમકોટની કાવ્યમાં રચાયલી વાર્તાઓએ ચોકસ દરજ્જે પુરી પાડી હતી તે વાતને પણ આજે વર્ષો વીતી ગયાં છે. કશાં અભિમાન વિના, પુરા વિનયથી બે વર્ષ ઉપર પ્રગટ થયલા "ગુલે અનાર" નામે લઘુ કાવ્યગ્રંથને આ તકે યાદ કરવાનું તેના કર્તા દાખલ મારૂં કામ નથી, તોપણ વાંચકવૃંદનું ધ્યાન ખેંચી શકાશે કે શ્રી વડોદરામાં પ્રગટ થતાં "સાહિત્ય" નામના પંકાયલા અને પહેલા વર્ગના સ્વતંત્રપણે કામ લેનારા માસિકના વિવેચકે આ "ગુલે અનાર"ના કાવ્યમાં રચાયલા વાર્તાગ્રંથને "મહાકાવ્ય" જેવું ગણવા માંડ્યું છે તે માટે તેના લેખકનો આભાર માનવાની ફરજ સમજું છું.

હવે આ વિષય બંધ કરતાં એક જ બાબતની નોંધ લેવાની રહેલી છે, અને તે તે પારસી કવિઓની છે કે જેઓ જેમ ગુજરાતી તેમજ ઈંગ્રેજી કવિતામાં પણ પોતાની કલમનું જોશ બતાવી ગયા છે. એઓમાં પ્રથમ મી. બે. મે. મલબારી હતા, જેમણે "નીતિવિનોદ" નામથી રચેલી પોતાની પહેલી કાવ્યપોથી પ્રગટ કરીને કવિ દાખલ પોતાનું નામ આશ્કારા કીધું હતું. પાછળથી ઈંગ્રેજી કાવ્યનું પણ એક પુસ્તક તેમણે બાહેર પાડીને એક કુશળ કવિ દાખલ પોતાને જાહેર કીધા હતા. એક સ્કૂલ માસ્ટર ઉપરથી મી૦ મલબારી બબ્બે ઈંગ્રેજી અઠવાડિક પત્રોનું તંત્રીપદ ચલાવતા હતા અને તેજ વેળા ગુજરાતી જોડે ઈંગ્રેજી કાવ્યમાં પણ દીપી નીકળ્યા હતા. આજે તેમની પુઠે મી૦ ખબરદાર પણ ગુજરાતી જોડે ઈંગ્રેજી કાવ્યમાં પણ પોતાની શક્તિ બતાવી રહ્યા છે. આ બેવડી કાવ્ય કુશળતાને માટે જેમ મલબારીને તેમજ ખબરદારને ધન્યવાદ ઘટે છે. એજ વેળા એક ઉઘરતા કવિની તેવીજ કાવ્યકૃતિની નોંધ લેવી ઘટે છે. મી૦ જા. મા. દેસાઇ નામનો એક જવાન જે મુંબઇના લગભગ સઘળાં માસિકોમાં સબળ વિષયો લખીને ચુપચુપ પંકાયો છે, તે વળી ઈંગ્રેજી કાવ્ય પણ લખી શકે એ તેને માટે શાબાશીનું કામ છે. વિશેષ એ કે આ નવજવાન કવિ કે જે પ્રથમ તખલ્લુસથી પોતાની કાવ્યશક્તિ બતાવતો હતો તેનામાં પોતાનું આખું નામ જાહેર કરવાની હાલ હિમ્મત આવી છે, એટલુંજ નહિ પણ તે પણ મી૦ મલબારીની પેઠે સ્કૂલ માસ્ટર હોઇને પોતાની કાવ્યશકિતના સુંદર નમુનાઓ વારંવાર બતાવતો જાય છે. ભવિષ્યમાં કોઈ દહાડે તેની આ પ્રશંસાપાત્ર શકિતનાં ગોહરોનો સંગ્રહ સાહિત્યના શોખીનોના હાથમાં મુકાય એવું અંતઃકરણથી ઇચ્છીશું.

છેલ્લે એક સુપ્રસિદ્ધ અને અથાક લેખકને મારી નજર સામે હું જોઉં છું, તે આજ કાલ સૌ કોઇના મોંમાં રમી રહેલા સુપ્રસિદ્ધ કલમકશ મી૦ રૂ. બ. પેમાસ્ટર છે. મી૦ પેમાસ્ટર પણ એક કવિ છે એ વાત કાંઈ નવી નથી પણ એ પંકાયલા કવિ ગુજરાતી કાવ્ય માટે નહિ પણ ઈંગ્રેજી કાવ્ય માટે જાણીતા થયેલા છે. એ રીતે આપણામાં એક નહિ પણ અનેક ઈંગ્રેજી કવિઓ થયા છે જે સંતોષની વાત છે, એમના ગુજરાતી લેખો લગભગ દરરોજ છાપામાં અનેક લોકોપયોગી લોકપ્રિય બાબતો ઉપર કોમી સેવા બજાવતા જોવામાં આવે છે, તેની જોડે મી૦ પેમાસ્ટર ઈંગ્રેજી કાવ્ય રચવાનો પણ તારીફલાયક શોખ ધરાવે છે એ થોડી ખુશીની વાત નથી. મી૦ પેમાસ્ટરનું ખાનદાન સાહિત્યનું પૂજારી છે. કવિ મી૦ ખબરદાર એમના ભાણેજ જેવું સગપણ ધરાવે છે, અને એમના ભત્રીજા કર્નલ શ્યાવક્ષ પેમાસ્ટર પણ એક લેખક દાખલ મશહુર છે.

છેલ્લે, આ નાનો વિષય સમાપ્ત કરતાં તેમાં જે ખામી કે અધૂરાપણું હોય તે માટે સુજ્ઞ વાચનારાઓની ક્ષમા ચાહું છું.

---

# સહૃદય કવિજન

## શ્રી. ગોકળદાસ દ્વારકાદાસ રાયચૂરા

જે કવિએ સાચી કવિતા સેવી છે, જે કવિએ સારાંય જીવનભર સાહિત્યના વિકાસ પાછળ તપશ્ચર્યા કરી છે, જે કવિએ અણુએ અણુમાં પ્રભુનાં નિત્યનવલાં દર્શન કર્યાં છે, જે કવિએ માનવજાતને રસ અને કલાનાં સાચાં દર્શન કરાવ્યાં છે, જે કવિએ સર્વત્ર પ્રેમ અને ભક્તિનાં ગાન ગાયાં છે, જે કવિએ માનવકલ્યાણની સાધના સાધી છે એવા કવિજન ખરેખર દુર્લભ છે. સમાજ સાચા વૈષ્ણવજન અને હરિજનથી પાવન થાય છે તેવી રીતે સમાજ એક સહૃદય કવિજનથી પ્રભુમય જીવન જીવવાની પ્રેરણા મેળવે છે. વૈષ્ણવજન અને હરિજન માનવજાતની સેવા સાધનારા દેવદૂતો છે તેવીજ રીતે સહૃદય કવિજન પ્રભુના સંદેશવાહક રૂપે સેવા સાધનારી વ્યક્તિ છે.

એવી એક વ્યક્તિનાં દર્શન ૧૯૨૪ માં થયાં. હું દક્ષિણ હિંદની મુસાફરીએ ગયેલો. મદ્રાસ પહોંચ્યો અને કવિ ખબરદાર યાદ આવ્યા. મ્હારે મન મદ્રાસનું મુખ્ય આકર્ષણ શિષ્ટ ગુજરાતી લખનાર આ પારસી કવિ હતા. 'ગુણવંતી ગુજરાત' ના આ સત્પુત્રે એની સંસ્કારી કવિતાથી વર્ષોથી મ્હને આકર્ષ્યો હતો. ગુજરાતી કવિતાસાહિત્યમાં બે પારસી કવિઓ અને બે મુસ્લીમ કવિઓ મ્હારા માનીતા. પારસી કવિઓમાં એક દાદી તારાપોરવાળા અને બીજા અરદેશર ફરામજી ખબરદાર; મુસ્લીમ કવિઓમાં એક કરીમ મહમદ માસ્તર અને બીજા હાસમ હીરજી ચારણીઆ. આ ચારે કવિની સંસ્કારી અને સરળ ભાષા તથા ગુર્જરી કવિતા તરફની પ્રીતિનાં વશીકરણે હું વર્ષોથી બંધાયો હતો.

મદ્રાસમાં કવિ ખબરદારને મળવું છે એવી સૂચના મેસર્સ જીવનલાલ કંપનીના મદ્રાસના વ્યવસ્થાપક ભાઈ હીમચંદને મદ્રાસ પહોંચતાં, મ્હેં તુરત કરી. એમણે મ્હારી એ સૂચના સ્વીકારી પહેલેજ દિવસે કવિ ખબરદારને મળવાની ગોઠવણ કરી આપી. કવિ ખબરદારના અક્ષરદેહની તો વર્ષોથી પીછાણ હતી પણ આજે એમના પ્રત્યક્ષ દર્શને મ્હને અતિ આનંદ થયો. મ્હારી કવિની કલ્પના મ્હેં કવિ ખબરદારમાં મૂર્તિમંત થયેલી જોઈ. કવિ સુકલડી ન હોય પણ પડછંદ શરીર ધરાવતો હોય, કવિ ક્રોધી ન હોય પણ આનંદી હોય, કવિ નિરાશા સેવનારો ન હોય પણ આશાના અંબાર વરસાવનાર હોય, કવિ કર્કશ ન હોય પણ સુમધુર હોય, કવિ અદેખો ન હોય. પણ સહૃદય હોય આ મ્હારી વર્ષોની કવિજન માટેની સંભાવના કાવ ખબરદારની પૂર્ણિમાના ચંદ્ર સરખી મુખમુદ્રાપરથી સિદ્ધ થતી મ્હેં જોઇ.

ભાઈ હીમચંદે મ્હારી ઓળખાણ આપી કહ્યું " આ ભાઈ રાયચુરા " તુરત જ એ પડછંદા પાડતો અવાજ આવ્યો " કોણ, ગોકલદાસ રાયચુરા ! રાસમંદિરવાળા ! " અને એ અવાજમાં મીઠાશ હતી, સહૃદયતા હતી, બંધુભાવના હતી. પછી તો અમારી વચ્ચે ગુજરાતી કવિતા-સાહિત્ય અને કવિઓ વિષે ઘણી વાતો થઈ. એ વાતોમાં મ્હેં કવિ ખબરદારની ગુજરાત અને ગુજરાતી સાહિત્ય તરફની અનન્ય ભક્તિ જોઇ. એની વાણીમાં વિષાદ ન્હોતો પણ પ્રફુલ્લિત પુષ્પો સમી એ વાણી રસઝરતી હતી, એમના વચનોમાં કોઇ માટે કટુતા ન્હોતી પણ કવિજનની સહૃદયતા ટપકતી હતી. કર્કશતા, કટુતા, કલહ અને કાયરતાનો જેનામાં અંશ પણ ન હોય એવા કવિજનનો હું પૂજક હોવાથી મ્હારી મદ્રાસની આ યાત્રા સફળ થઇ. સહૃદયતા, સમાનતા, સમભાવ, સરળતા અને સ્નેહનાં સાચાં દર્શન મનુષ્ય જાતમાટે પાવનકારી છે. આ પારસી કવિની એ પાવનકારી સંપત્તિએ મ્હને પ્રથમ દર્શને આકર્ષ્યો.

બીજો પ્રસંગ ભાવનગરની સાહિત્ય પરિષદનો. સાહિત્ય વિભાગના કવિ ખબરદાર પ્રમુખ હતા. એમનું પ્રમુખ તરીકેનું ભાષણ મનમોહક હતું અને તેમાંય એ ભાષણ એમણે જ્યારે વાંચ્યું ત્યારે એમનું છટાદાર વકતૃત્વ વધારે મનમોહક લાગ્યું. મહાગુજરાતમાં સાચું વક્તૃત્વ મ્હેં જોયું છે-માણ્યું છે. આપણા સાચા વક્તાઓમાં સ્વ. વિભાકર, સ્વ. મગનભાઈ ચતુરભાઈ પટેલ, શ્રી. ચન્દ્રશંકર પંડ્યા અને શ્રી મનસુખલાલ માસ્તરના વક્તૃત્વે હું હમેશ આકર્ષાતો. ભાવનગરની પરિષદે એમાં એક વધુ નામનો ઉમેરો કર્યો અને કવિ ખબરદાર કવિ ઉપરાંત એક અચ્છા વક્તા છે એ જોઈ હું વધુ રાજી થયો. રૂપાળું શરીર, રૂપાળી કવિતા, રૂપાળી વાણી, રૂપાળું વક્તૃત્વ સાચા કવિજનને

જ મળે છે. પ્રભુએ એ સુમેળ આ સહૃદય પારસી કવિમાં કરી, મહા ગુજરાતને એક અણમૂલ બક્ષીસ આપી છે એમ કહીએ તો એમાં લેશપણ અતિશયોક્તિ નથી.

ભાવનગરની પરિષદ વખતે સાંજે એક બગીચામાં ગરબાની ગોઠવણ થઇ હતી. ભાવનગરનો સુન્દરી-સંઘ ગરબે ચઢ્યો. કવિ ખબરદારની પાસેજ હું બેઠો હતો. એણે એના સુમધુર હાસ્યથી મ્હારી સામે જોયું અને ધીમે સ્વરે કહ્યું "આ રાસનો અવાજ આ પાસેની દીવાલો પણ સાંભળતી હશે કે કેમ એમાં મ્હને શંકા છે" મ્હેં એમને કહ્યું કે રાસના ઝંકાર સાંભળવા હોય તો જ આહિરાણીઓ અને મેરાણીઓના રાસ સાંભળવા." આ પ્રસંગ મ્હને હજી યાદ છે, અને જ્યારે કવિ ખબરદારનો 'સુવર્ણમહોત્સવ' ઉજવવાની યોજના બહાર પડી ત્યારે પ્રથમ મ્હને એ વિચાર આવ્યો કે આ રાસપ્રિય કવિની પચાસમી જયંતી વખતે આહિરાણીઓ અને મેરાણીઓનો એક રાસોત્સવ ગોઠવવો, પણ મુંબઈ અને સોરઠ વચ્ચેનું અંતર જોઈ, એ બહેનો મુંબાઈ ન આવે એ હું જાણતો હોવાથી એ વિચારને વિચારમાળામાં જ સમાવવો પડ્યો. કવિ ખબરદાર જેવા રાસપ્રિય કવિના "સુવર્ણમહોત્સવ" વખતે આ વિચારણા જન્મી છે તો કોઇ દિવસ જ્યારે કાઠિયાવાડમાં સાહિત્ય પરિષદ ભરાય એ વખતે કવિ ખબરદારની હાજરીમાં એ રાસની રમઝટ જામે એવો મ્હારો અભિલાષ છે.

કવિ ખબરદારે પારસી કોમને ગુજરાતમાં ઉજ્જવળ કરી છે. ઇરાન છોડી પારસીઓ ગુજરાતવાસી બન્યા અને આજે માતૃભૂમિ તરીકે ગુજરાતને પારસીઓ ગણતા થયા હોય તો એમાં પ્રથમ પુરૂષ તરીકે કવિ ખબરદારનું સ્થાન અનોખું અને અદ્વિતીય છે.

પારસીઓએ ગુજરાતવાસી થયા પછી ભારતવર્ષમાં જીવનના દરેક ક્ષેત્રમાં નામના મેળવી છે એટલું જ નહિ, પણ જુદી જુદી દિશામાં નામના મેળવે એવા મ્હોટા પુરૂષો દેશને ચરણે ધર્યા છે. દાદાભાઇ, ફીરોજશાહ અને વાચ્છા; પીટીટ, વાડિયા અને તાતા કુટુંબો; મલબારી અને કાબરાજી; દાદી તારાપોર અને ખબરદાર; આ સર્વ નામો પારસી કોમની કીર્તિના કાંગરા તરીકે આજે સર્વનું ધ્યાન ખેંચે છે અને ભવિષ્યમાં પણ ખેંચશે.

મહાગુજરાતે એક સહૃદય પારસી કવિજનનો પચાસ વર્ષનો સુવર્ણમહોત્સવ ઉજવ્યો એ બીના સાહિત્યના ઇતિહાસને અમર ચોપડે આજે ચડે છે અને એ અમર ચોપડે ચડવાનું પારસી કોમમાં પહેલું માન કવિ ખબરદારને મળે છે.

સહૃદયતાના ભંડારસમા, દિલાવરીના દરિયાસમા, ઉદારતાના આચાર્યસમા, સ્નેહભાવના સરોવરસમા, કવિ ખબરદારને એક બંધુ તરીકે આજે અંતરનાં અભિનંદન અર્પતાં આનંદ થાય છે. સહૃદય કવિજન! ત્હારી સહૃદયતાની સુવાસ આપણા દેશને વર્ષો સુધી મળો એવી આજે પ્રભુપ્રાર્થના છે.

# કવિશ્રી ખબરદારઃ એક કૃતજ્ઞ અંજલિ

## શ્રી. હરભાઈ ત્રિવેદી, બી. એ.

ગુજરાતના એક સપૂતનો કનકોત્સવ ઉજવવા માટે એમના કેટલાએક પ્રશંસક મિત્રો તૈયારી કરી રહ્યા છે. એ ઉત્સવમાં મારે પણ મારો આનંદ પ્રદર્શિત કરવો તેવો મીઠો હુકમ ભાઈશ્રી ચંદ્રશંકરનો મને મળ્યો છે.

એમના હુકમની મીઠાશ એટલી બધી છે કે હું ધારૂં તોપણ એ ઉત્સવ તરફ તટસ્થ રહી શકું નહિ.

જે કાળમાં હું હાઈસ્કૂલમાં અભ્યાસ કરતો હતો તે કાળમાં શિક્ષણસંસ્થાઓનું લક્ષ ગુજરાતી સાહિત્યના અભ્યાસ તરફ નહિ જેવુંજ હતું. શિક્ષકો સુંદર અંગ્રેજી કાવ્યો શીખવતા અને મોઢે કરાવતા ત્યારે મનમાં એક અપ્રગટ કુતૂહલ જન્મતું "મારી માતૃભાષામાં આવાં સુંદર કાવ્યો નહિ હશે શું ?" મારા એક શિક્ષકને ધૃષ્ટ થઇને મેં આ સવાલ પૂછ્યો. એમણે મને 'કલાપીનો કેકારવ' ચીંધ્યો. 'કેકારવ' મેં ખરીદ્યો અને પછી તો 'કેકારવ'માંની સંખ્યાબંધ કવિતાઓ મેં મોઢે કરી નાખી. ગુજરાતી સાહિત્યની ઉત્તમ કવિતાઓ વાંચવાનો અને મોઢે કરવાનો મારો અભખરો વધતો ચાલ્યો. હું મેટ્રીકમાં આવ્યો અને "સાહિત્યરત્ન" જેવું એક પુસ્તક સુરતથી પ્રગટ થયું છે એમ જાણ્યું. મેં એ મંગાવી લીધું. સાહિત્યરત્નનું પ્રથમ વાચન એ મારો કવિશ્રી ખબરદાર સાથેનો પ્રથમ પરિચય.

મારી માતૃભાષાની સઘળી જ કવિતાઓ મને મીઠી લાગવા લાગી, પરંતુ તેમાંયે જે ચારપાંચ કવિઓએ મને સાધારણરીતે આકર્ષ્યો તેમાંના એક કવિ ખબરદાર. તેમનાં મિશ્રહરિગીતે તો એ કાળમાં મને મુગ્ધ કરી નાખ્યો હતો. એના લખાણની સરલતા, એના શબ્દોનું માધુર્ય અને એમના વિચારોનો એકધારે વહેતો ધોધઃ એટલાં વાનાં મને ખૂબ ગમેલાં. એમનું 'હલદીઘાટનું યુદ્ધ' અને 'મેઘને' એ કાવ્ય આજે આટલે વર્ષે પણ મને મોઢે છે.

કવિશ્રી ખબરદારનાં કાવ્યોની એક અસર પણ નોંધવી જોઇએ. તેમના મનમાં ઉંડે ઉંડે પણ પ્રખરતાથી વહી રહેલો માતૃભૂમિ તરફનો પ્રેમ તેમનાં કાવ્યોદ્વારા પ્રગટ થયા વિના રહી શકયો નહિ. 'અમારો દેશ' અને 'ગુણવંતી ગુજરાત' એ બે કાવ્યો માતૃભૂમિ તરફની ભક્તિનાં અચૂક સૂત્રો છે તેની કોઈ પણ ના પાડી શકે તેમ નથી. એ બંને કાવ્યોએ પણ તે વખતના વાંચનારાઓ ઉપર ખૂબ અસર કરેલી મને યાદ છે. માતૃભૂમિની દાઝ અને માતૃભાષા તરફ પ્રેમ હોવો જોઇએ તેવા વિચારના અંકૂરો મારામાં સ્ફુરાવવાં માટે જે કારણો હું ગણાવી શકું તેમાં કવિશ્રી ખબરદારનાં કાવ્યોની અસરને ઉંચો નંબર જરૂર મળે.

ગુજરાતના આવા એક કવિસપૂતનો કનકોત્સવ ઉજવીને એમના મિત્રોએ કવિશ્રી ખબરદાર તરફ સમસ્ત ગુજરાતનું સરસરીતે ધ્યાન ખેંચ્યું છે. કવિશ્રી હજી પણ અનેક વર્ષો જીવી ગુજરાતી ભાષાની સેવા બજાવો તેવી પ્રાર્થના જગન્નિયંતા પાસે કરી હું વિરમું છું.

# કવિસત્કાર

## "કવિ કુંજ" શ્રી. ચીમનલાલ દામોદરદાસ ત્રિપાઠી

'કાવ્યત્વના નવનિધિ' ના સ્રષ્ટા અને ગુજરાતના માનીતા કવિશ્રી ખબરદારના કનકોત્સવનો પ્રસંગ પ્રાપ્ત થયેલો જોઈ સાક્ષરવર્ગ તેમજ સર્વ સાહિત્યરસિકોને આનંદ થાય એ સ્વાભાવિક છે. કાવ્યામૃતના પિપાસુઓને એ સવિશેષ હર્ષનું કારણ છે એ તો સ્પષ્ટ છે, પરંતુ આધ્યાત્મિક માર્ગના પથિકોને પણ એ આહ્‌લાદક છે, કારણ કે કવિ કવિતાદ્વારા પ્રેમ અને ભક્તિભાવનો વિકાસ કરી સમાજને આધ્યાત્મિક પ્રગતિમાં દોરી જાય છે. કવિ સામાન્યદૃષ્ટિમાં પોતાની કવિદૃષ્ટિદ્વારા અજબ નૂર ભરે છે, ને સૃષ્ટિને દિવ્ય દર્શન કરાવે છે.

કવિસત્કાર એટલે કવિતાનો સત્કાર; કવિતા એટલે પ્રેમ, દયા, ભક્તિ, કલા કે સૌન્દર્યની રસસૃષ્ટિ. એ રસ-સૃષ્ટિનો સત્કાર રસિક દૃષ્ટિને સર્વદા આનંદકારક છે એટલું જ નહિ, પણ અનિવાર્ય છે. વિચારસામ્ય કરતાં હૃદય-ભાવનું–રસનું સામ્ય અધિક આકર્ષક છે. જેમ બુદ્ધિ કરતાં હૃદય આત્માને અધિક આકર્ષે છે તેમ. કવિની ભાવના વાચકના હૃદયમાં પ્રવેશી વાચકને કોઈ અદ્‌ભુત, અભેદાનન્દ અનુભવાવે છે. તદુપરાન્ત કલ્પના અને કલાદ્વારા કવિની રસસૃષ્ટિ સમાજને ઉન્નત પ્રેરણાઓનું પીયૂષપાન કરાવી સંસારને સ્વર્ગ બનાવે છે. એ રસસૃષ્ટિનો સત્કાર એટલે સાક્ષાત્ સરસ્વતીદેવીનો સત્કાર.

કવિશ્રી ખબરદારના 'કાવ્યત્વના નવનિધિ' માંના ગમે તે એકમાં વિહરનારને વિના શ્રમે અનેક રત્નો સાંપડે તેમ છે, તો તેમના નવે નિધિમાં પૂર્ણ પ્રપાત પામનારને અસંખ્ય વિધિનાં શ્રેષ્ઠ રત્નોની સમુચિત સમીક્ષા કરવાનું આ સ્થલ નથી, તથાપિ કાવ્યદેવીને અનુરૂપ આભૂષણો સમા એ ભાવરત્નોનો સંક્ષિપ્ત નિર્દેશ કરતાં ઉદ્‌ભૂત થતો આનંદ વ્યક્ત કરવાનો તથા તે આનંદના જનક કવિશ્રી ખબરદારને હાર્દિક અભિનંદન આપવાનો આ માંગલિક અવસર છે.

પાશ્ચાત્ય વિદ્વાનો 'કવિતા' ની વિવિધ પ્રકારે વ્યાખ્યા કરે છે, આપણે પણ ભિન્ન ભિન્ન પ્રકારે કરીએ; તથાપિ મનુષ્યહૃદયને ડોલાવનાર આવશ્યક તત્ત્વ કવિતાનો ભાવ છે, રસ છે, અને એ રસ કવિતાનો આત્મા છે, કલા તેનો દેહ છે, એટલું તો નિર્વિવાદ છે.

કવિ ખબરદારનાં કાવ્યો, વિદ્વદ્‌ભોગ્ય તેમજ લોકભોગ્ય છે, કારણ કે તેમની ભાષા શિષ્ટ છે છતાં સરલ છે. તેમાં પાંડિત્યની કૃત્રિમતા નથી પણ હૃદયભાવની સ્વાભાવિકતા છે, માધુર્ય તથા પ્રસાદ છે. તેમની કવિતા સમાજના અવલંબનરૂપ સર્વ ક્ષેત્રોમાં વિસ્તીર્ણ થયેલી છે. પ્રથમ તો 'કવિ એટલે કુદરતનો પ્રેમી,' એ દૃષ્ટિબિન્દુથી જોઈએ તો તેઓ 'મેઘ,' 'નદી,' 'વાદળી' વગેરેમાં વિહરે છે. એ વિહાર વાચકને આનન્દ તથા રસ સાથે પરોક્ષ રીતે ધારેલી અસર ઉપજાવવામાં સફલ થાય છે.

દેશભક્તિના ક્ષેત્રમાં પણ કવિશ્રીનો ફાળો અમૂલ્ય છે. તેમનું "ગુણવંતી ગુજરાત"નું કાવ્ય ગુજરાતની પ્રત્યેક શાળામાં તથા ઘેરઘેર ગવાઈ રહ્યું છે, એ એક ઉત્તમ દૃષ્ટાન્ત છે. "શૂરા બાવીસ હજાર" અને એવાં બીજાં ઘણાં કાવ્યો તેમની દેશભક્તિની ઉચ્ચ ભાવના સિદ્ધ કરે છે. કવિશ્રીમાં આ દેશભક્તિની ભાવના કવિ નર્મદની ભાવનાને અનુરૂપ છે. તેમનામાં કવિ નર્મદનું દેશાભિમાન ઉતરેલું પ્રતીત થાય છે, ને ગુજરાતી ભાષા પ્રત્યેનો તેમનો અનુરાગ પણ પ્રબલ છે, એ પોતે પારસી હોવાથી વિશેષ ગૌરવ ઉપજાવે છે. ("સદા કાળ ગુજરાત") એઓ પારસી છે કે પા ઋષિ છે એ પ્રશ્નનો પણ સત્વર ઉત્તર આપી શકાય તેમ નથી, કારણકે માત્ર પા ઋષિ કહેવામાં તેમને અન્યાય થવાનો ભય છે. આપણા પૂર્વજો–પ્રાચીન ઋષિ–મુનિઓ પ્રત્યે તેમને પૂર્ણ સન્માન છે. જુઓ તેમની જ પંક્તિઓ.—

"ઋષિમુનિ સંતજનોની નિર્મળ ઉરજ્યોતિ દીપે,
તેમાં આવો, ફરિયે કરતાં આત્મવિહાર !
વ્હાલમ ! રૂપાળો રઢિયાળો રથ શો આપણો !"

આમ કવિશ્રી ખબરદાર આપણી પ્રાચીનતામાં રહેલી ઉચ્ચતાના રક્ષક છે, પ્રશંસક છે. તેઓ પા ઋષિ કરતાં નિઃસંશય અધિક છે. તેમને પાને બદલે પૂર્ણ ઋષિ કહેવામાં ખાસ અત્યુક્તિ નથી.

મનુષ્ય અને કુદરત એ બે કવિતાનાં પ્રાણભૂત તત્ત્વો કહી શકાય. એ તત્ત્વોમાંથી અનેક ભાવો કવિતાનું રૂપ ધારણ કરે છે. આપણા કવિશ્રીએ એ સર્વ તત્ત્વોને કવિને છાજે તેવો ન્યાય આપ્યો છે. જનસ્વભાવ, કુદરતનાં વર્ણનો, મનુષ્યહૃદયના ભાવો પ્રેમ, શૌર્ય, સ્વદેશાભિમાન, ભાષાભિમાન, દેશભક્તિ વગેરે તત્ત્વો તેમની કવિતામાં ઝળહળી રહેલાં સ્પષ્ટ અવલોકી શકાય છે. ઐહિક જીવનમાં ઉપર્યુક્ત સર્વ ક્ષેત્રો ખેડી રહ્યા પછી કવિ ઈશ્વરભક્તિ રૂપી દિવ્યક્ષેત્રના કૃષિકાર થયા છે, એ જોઈ એ રસના કીયા વિહારીને અત્યન્ત હર્ષ નહિ થાય ? એ રસ-ભક્તિરસ પરત્વે યુવકોની તીવ્ર અભિરુચિ ન હોય એ સ્વાભાવિક છે તથાપિ, 'અન્તે એ આવે જ,' અથવા 'આવવો જોઈએ,' એમ કહેવાને બદલે એ વિના જીવનની અપૂર્ણતા છે એમ કહેવામાં અધિક ઔચિત્ય ગણાશે. આપણા કવિતાસાહિત્યનો જન્મ તો ભક્તકવિઓથીજ થયેલો છે. યુગ બદલાયો છે એ ખરું છે, પણ ઈશ્વર બદલાયો નથી કે બદલાવાનો નથી; પરન્તુ વિષયાન્તર અનુચિત છે. કવિ ખબરદારનાં દેશભક્તિનાં કેટલાંક કાવ્યો આપણને કવિ નર્મદનું સ્મરણ કરાવે છે તેમજ "અમે" જેવાં મસ્ત કાવ્યો સ્નેહી કવિ 'કલાપી' નું સ્મરણ કરાવે છે તેમજ તેમનાં ભક્તિનાં કાવ્યોમાં રહેલું તત્ત્વજ્ઞાન આપણને પ્રાચીન ભક્ત કવિઓનું સ્મરણ કરાવે છે. આમ છતાં એમની કવિતા કોઈનું અનુકરણ નથી, સ્વતંત્ર પ્રતિભાવાળી, સ્વતંત્ર અને પૃથક્ વ્યક્તિત્વવાળી છે એમ જણાઈ આવ્યા વિના રહેતું નથી. ભક્તિનાં કાવ્યોમાં એમની ભાષા મૃદુ તથા સરલ છે, રૂપકો સામાન્ય છતાં ભાવપૂર્ણ છે. એમાં અર્વાચીન નવીનતા-નવીન કલ્પના દીપી નીકળે છે. પ્રાચીનતા તથા અર્વાચીનતાના દ્વન્દ્વયુદ્ધ ( Tug of War ) માં કવિ ઉભયને સમતોલન ( equilibrium ) માં રાખનાર મધ્યસ્થ શક્તિ છે.

કવિશ્રી ખબરદાર છંદોબદ્ધ કાવ્ય રચનાના હિમાયતી છે, છતાં તેમનાં કાવ્યોમાં ગેયતાનો વિશિષ્ટ ગુણ છે તેથી તે કાવ્યો સહજ આકર્ષક અને લોકપ્રિય બન્યાં છે. અદલ છંદ, દિવ્ય છંદ, મુક્તધારા વગેરે નવા છંદો યોજીને કવિએ કવિતાક્ષેત્રનો વિસ્તાર કર્યો છે. એ છંદોનું અનુકરણ-ઉપયોગ અન્ય લેખકો કરે છે એ ઉપરથી એ છન્દોના સર્જનની સફલતા અને આવશ્યકતા સ્વતઃ જણાઈ આવે છે.

કવિશ્રીએ કવિતાદ્વારા સમાજની, દેશની તથા ભાષાની ઉન્નતિ અર્થે અનન્યભાવથી, પૂર્ણ ઉલ્લાસથી સંગીન સેવા કરી છે, અને હજી તેઓ એ સેવા પ્રેમથી કરી રહ્યા છે. એમનાં કાવ્યોમાંથી અનેકને પ્રેરણાઓ મળી હશે અને મળશે એમાં શક નથી. અનેકને આનંદ મળ્યો હશે, અનેકને આશા મળી હશે, પ્રોત્સાહન મળ્યું હશે અને મળશે, એ એમની સાહિત્યસેવાનું અમોઘ અને અમૂલ્ય ફલ ! ગુજરાતી સાહિત્યમાં તેમની સેવા અમર અક્ષરે નોંધાયેલી રહેશે.

ઉપસંહારમાં માત્ર એક જ વાતઃ ભાવનગરમાં મળેલી સાતમી ગુજરાતી સાહિત્યપરિષદ્ના સાહિત્ય વિભાગના પ્રમુખસ્થાનેથી કવિશ્રીએ આપેલું ભાષણ તેમની વિદ્વત્તા, સાક્ષરતા, વિશાળ વાચન અને ઐતિહાસિક જ્ઞાન વગેરે સમૃદ્ધિનો આબેહુબ ખ્યાલ આપે છે. એ લેખમાં તેમની ભાષા કવિતા જેટલી સરલ નથી, પણ પ્રૌઢ, ગંભીર છે, સંસ્કૃત છે, કે સંસ્કૃત શૈલીમય છે, સંસ્કૃત જાણનાર વિદ્વાનને પહોંચે એવી છે. કવિશ્રી સરલ ભાષાના હિમાયતી છે એમ સાંભળ્યું છે, પરન્તુ એ ગદ્યલેખ જોતાં એવી પ્રતીતિ થતી નથી. છતાં પ્રમુખપદના ગૌરવને અનુરૂપ ભાષાની આવશ્યકતા કદાચ તેમને જણાઈ હોય.

કવિશ્રી ખબરદાર કવિ છે, સાક્ષર છે, તેમજ દેશભક્ત છે, ઈશ્વરભક્ત છે. પારસી છે, પણ પારસી નથી, પા ઋષિયે નથી. મહર્ષિ નહિ તો તેમનામાં રહેલા અમૂલ્ય, ઉચ્ચ ભાવોને લીધે ઋષિ તો છેજ. આપણા ઋષિમુનિઓ દ્રષ્ટા હતા, ઉપદેષ્ટા પણ હતા. તેમનાં જીવન સાદાં તથા પરોપકારી, સેવામય હતાં. આપણા કવિમાં તેમનું સામ્ય પૂર્ણ નહિ તો ઘણે અંશે તો છેજ. એમના કનકોત્સવ નિમિત્તે લખાયેલો આ લેખ પૂર્ણ કરતાં એટલું જ ઈચ્છીશું કે પ્રેમસ્વરૂપ પરમાત્મા કવિશ્રી ખબરદારને સાહિત્યસેવા, દેશસેવા અથવા સાહિત્યદ્વારા દેશસેવા કરવા તથા ભક્તિ-સાહિત્યની અભિવૃદ્ધિ કરવા સંપૂર્ણ આરોગ્ય તથા બલ અર્પે અને તેમને દીર્ઘાયુ કરે ! તથાસ્તુ !

## કવિ ખબરદારની અર્ધશતાબ્દિ

**શ્રી. કનૈયાલાલ મા. મુનશી,** બી. એ. એલ્‌એલ્‌. બી., ઍડવોકેટ

ખબરદાર ગુજરાતના એક કવિરાજ છે. એમનાં શબ્દલાલિત્ય, કલ્પનાશક્તિ, ને ઉર્મિઓનું બાહુલ્ય એમની કૃતિઓને સાહિત્યમાં અમરસ્થાન અપાવે છે. એમનાં કાવ્યોની સરલતા હૃદયંગમ છે; તેની સપ્રમાણતા કૃત્રિમતાથી તેમની કૃતિઓને બચાવી લે છે. જગતના સાહિત્ય સાથેનો તેમનો નિકટ પરિચય એમને ઉત્તરોત્તર સુંદરતાનાં દર્શન કરવા પ્રેરે છે.

એમની "દર્શનિકા" તો થોડા દિવસપર બહાર પડી. એમાં રહેલો રસ ને વિચાર વૈવિધ્ય ચિરંજીવ રહેશે. એમની "કલિકા" તો કલિકાસમ મનોહારી છે.

એ દીર્ઘાયુ થાય અને ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કર્યા કરે એજ એમની અર્ધશતાબ્દિને સમારંભે સકલ ગુજરાતની ઇચ્છા હોય.

---

## અભિનન્દન અને શુભેચ્છા

**શ્રીમતી લીલાવતી મુનશી**

કવિશ્રી ખબરદારના આજના એકાવનમા જન્મોત્સવને ગુજરાતે કનકોત્સવ કરવો ધાર્યો છે તે યોગ્ય છે. કવિએ પોતાના અત્યારસુધીના આયુષ્યકાળમાં ગુર્જરીને અનેક કનક અને પુષ્પનાં આભરણોએ શણગારી, અને એના દેહને પણ ઉત્તરોત્તર સુંદર બનાવવામાં એમનો ફાળો કંઈ જેવો તેવો નથી. ગુર્જરીની કાવ્યવાડીમાં અનેક પુષ્પોના છોડ કવિ ખબરદારના રોપેલા છે, અને એનાં નવતર રૂપો ઘડવામાં પણ એ ચતુર કલાકારે ઓછો શ્રમ નથી લીધો.

કવિશ્રી ગુજરાતથી દૂર વસ્યા છતાં કવિ ગુજરાતને ભૂલ્યા નથી. કવિ નર્મદની માફક એમણે પણ પ્રેમશૌર્યના ગીતો ગુજરાતને ચરણે ધર્યાં છે. જીવનનો આનંદ એમણે કાવ્યદેવી સિવાય બીજે કશે શોધ્યો નથી, અને પોતાના બધાં દુઃખદર્દો એ કાવ્યદેવીના સંગમાં વીસરી ગયા છે. એમનો કાવ્યપ્રસાદ જેને જેને સ્પર્શે છે તેનામાં એ પ્રેરણા જગાડે છે. એ પ્રવાહ ધોડો, ધેરો, કદી ધીરો પણ અખંડ આજસુધી ચાલ્યાં જ કર્યો છે.

ગુજરાતના આ સમર્થ કવિ ઘણા લાંબા કાળ લગી આપણી વચ્ચે રહે અને ગુજરાતની વેગે વધતી જતી રસતૃષાને છીપાવ્યાં કરે એવી સ્વાર્થી છતાં સ્વાભાવિક શુભેચ્છા અંતરમાં સ્ફુરે છે તે એમને ચરણે ધરીને કૃતાર્થ થાઉં છું.

---

# કવિશ્રી ખબરદારઃ ભવિષ્યદ્રષ્ટા

શ્રીમતી જ્યોત્સ્નાબહેન શુક્લ

લેખક, પછી તે કવિ હોય, નાટયકાર હોય, ગદ્યલેખક હોય, ગમે એ હોય પણ તેની એક યા અનેક કૃતિઓ વિષે કૈંક પણ લખવા માટે તે કૃતિઓના અભ્યાસની જરૂર રહે છે. એ વિના હેતુ પ્રમાણિક હોય તો યે તે કૃતિઓમાં અજાણ્યે દોષદર્શન થઇ જાય છે,—અજાણ્યે ગુણદર્શન પણ થઈ જાય છે.

આ પ્રસ્તાવનાનો હેતુ એ છે કે કવિશ્રી ખબરદારનાં કાવ્યોનો મ્હેં ઊંડો કે આછોયે અભ્યાસ કર્યો નથી. અને છતાં એ વિષે કૈંક તો લખવું જ પડે એવી સ્થિતિ ઉભી થાય ત્યારે બીજું શું થઈ શકે?

કવિશ્રીનાં કાવ્યોનો અભ્યાસ નથી કર્યો એ વિચિત્ર નથી લાગતું? મ્હને પોતાને યે આશ્ચર્ય થાય છે, કારણ કે આ કનકોત્સવ પ્રસંગે ઘણાં વર્ષો પૂર્વેનાં કેટલાંક સ્મરણો મ્હને તાજાં થાય છે. એ વખતે અમે ઘણાં ન્હાનાં હતાં. મ્હારા પિતાશ્રી કોર્ટના કામથી થાકેલા કંટાળેલા હોય ત્યારે કોઇક વાર રાતે અમને ન્હાનાં ભાંડુઓને એકઠાં કરીને સરસ વાર્તાઓ કહેતા. એ વાર્તાઓ એમની સ્વકલ્પિત હોતી એટલે તેમાં તે સમયના વકિલો, કોર્ટના ન્યાયાધીશો વગેરે હોતા; અને તે સાથે તે સમયના કોઈ કોઈ કવિઓ કે લેખકોનાં નામો પણ તેમાં આવતાં. અને કવિઓની વાર્તા ચાલે ત્યારે અમે જીદ કરીને એમની પાસે કવિતાઓ પણ વંચાવતાં. એ સંખ્યા બહુ મ્હોટી નહોતી. ઘણુંખરૂં એમાં મ્હારા સ્વ. કાકા વિજયાશંકર, નર્મદાશંકર, મલબારી, નવલરામ અને ઇચ્છારામભાઇ વગેરે હોતા. એ વખતે 'આપણા જેવું ગુજરાતી લખનારા પારસી કવિ' તરીકે કવિ ખબરદારનું નામ પણ સાંભળેલું. અને પારસી તેથી કે કેમ કોણ–જાણે, પણ મલબારીનું ને એમનું એમ બે નામ ખૂબ યાદ રહેલાં.

સમય બદલાયો. ઘણાં વર્ષો વીતિ ગયાં, અને ૧૯૧૯–૨૦ ના અરસામાં 'સાહિત્ય' માસિકમાં 'બાદલવીર'નું એમનું કાવ્ય વાંચવામાં આવ્યું. એ વખતે તે રમ્ય બાલપણની યાદ તાજી થયેલી અને પિતાની ગેરહાજરીમાં અમે ભાંડુઓએ સાથે મળીને એ કાવ્ય વાંચેલું, એના લખનારની પ્રશંસા કરેલી અને

"ભારતગર્વે હૃદય હીંચોળે, ફરી ક્યાં લાવે બાદલવીર!"

એ લીટીઓ વાંચતા સૌની આંખો અશ્રુભીની થયેલી. અને પછી તો જાણે ગુજરાતી સાહિત્યમાં શૌર્યનીતરતાં કાવ્યો ઉમેરવાનો સંકલ્પ જ ન કર્યો હોય, એમ ગુજરાતની મીઠી હરિયાળી કુંજોમાં, રસના ઘુંટડા પાતાં પાતાં, ભવિષ્યદર્શન થયું હોય એમ ગુજરાતના ભાવિ શૌર્યની મોહક કવિતાઓ એમણે લખવા માંડી.

કવિની કલ્પના ઘણુંખરૂં વાંચકોને ગગન–ગામી લાગે છે. કવિ એટલે માત્ર સ્વપ્નાં જોનારો, આકાશમાં ઉડનારો, અને અદીઠ એવી કોઈ પ્રકાશમય ભૂમિનાં ગાન ગાનારો એવી એક સામાન્ય માન્યતા છે. પણ કોઈ કોઇક કવિની એ ગગનગામી લાગતી કલ્પનામાં, એ સ્વપ્નવત્ લાગતી આશાઓમાં, અને એ અદીઠ લાગતી એની ભાવનાઓમાં ઉજ્જવલ ભાવિનું ગૂઢ સત્ય છૂપાયલું હોય છે. કવિ ખબરદારનાં કેટલાંક કાવ્યોને આ કોટિમાં મૂકી શકાય.

ગુજરાત ત્યારે સુષુપ્ત દશામાં હતું. એના રાજકીય વાતાવરણમાં અનેક ભિન્ન ભિન્ન સૂર નીકળતા. થોડીક ઉત્સાહી વ્યક્તિઓ 'હોમરૂલ' વગેરે સંસ્થાઓદ્વારા સભાઓ ગજવતી ને લોકમત કેળવતી એટલું જ. પણ ગુજરાતનું ભાવિ પરમ ઉજ્જવલ હતું. અકસ્માત્ એ વાતાવરણમાં અસહકારનો અને સત્યાગ્રહનો અપૂર્વ સૂર સંભળાયો, ને સમસ્ત માનવજાત આશ્ચર્યમુગ્ધ બનીને–કૈંક શંકિત હૃદયે એ સૂર સાંભળી રહી.

પણ આશ્ચર્યમુગ્ધ થવું એ જુદી વાત છે ને એ સૂરની શક્તિને પિછાનવી એ જુદી વાત છે. એ સૂર પાછળ કેટલું આત્મબળ હતું, કૃષ્ણની બંસી પ્રમાણે એ સૂર કેવો વ્યાપક હતો, ભારતના ખુણે ખુણામાં સંચાર કરીને પત્થરમાં પ્રાણ પ્રગટાવવાની કેવી અદ્દભૂત મોહિની એ સૂરમાં હતી, અને નિર્બળ મનાતા ગુજરાતને આખા જગતની સામે ગૌરવભર્યા મુખે ઉભા રહેવાનું બળ આપનારી કઇ સંજીવની શક્તિ એ સૂરમાં હતી એ કોણ જાણતું હતું!

એ મંગલદર્શન તો કવિ ખબરદારને થયેલું, અને એ જ અરસામાં લખાયલાં એમનાં કેટલાંક કાવ્યોમાં ગુજરાતના એ ઉજ્જવલ ભાવિનું સૂચન પ્રત્યક્ષ થાય છે.

નિઃશસ્ત્ર ભારતને માટે, ન્હાનાં પ્રકારનાં હથિયારોથી સજ્જ અને યાંત્રિકબળના શિખરે પહોંચેલી પ્રજા સામે માથું ઉંચકવાની કલ્પના પણુ મૂર્ખાઇભરી લાગતી હતી. દુનિયાને ચકિત્ બનાવનાર અહિંસક યુદ્ધની તો ત્યારે કોઇને સ્વપ્નેય કલ્પના નહોતી. એ પ્રસંગે કવિ લખે છે.

" આજે લેશો શું તમ સાથે !
શૌર્ય વસે હૃદયે કે બાથે ?–તેજ છતાં બુઠ્ઠી તલવાર,
ફેંકી દ્યો સહુ બુઠ્ઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નવ હથિયાર:

\+ \+ \+ \+

નથી રૂધિર રેલવવાં કોનાં,
નથી હૃદય ચીરી અરિઓનાં નિજ હૃદયો કરવાં પ્રભુભંગ,
નથી વિજયના રંગ રૂધિરમાં જ્યાં જનરક્ત ભરે ઉરગંગ. "

શત્રુઓને હણવા નથી. લોહીની નદીઓ રેલવવાનું બાહુબળ બતાવવાનું નથી. પણ નિર્મળ હૃદયે, સત્યને ન્યાયને માટે, માર્યા વિના પોતે મરજીવા થઇને નિડરપણે યુદ્ધ ખેલવાનું છે. ગત વર્ષનું મહાનયુદ્ધ કવિએ જાણે વર્ષો પહેલાં સ્વપ્નમાં ન જોયું હોય એવું લાગે છે.

અને આ યુદ્ધ કંઇ માત્ર ગુજરાતના બહાદુર પુત્રો જ નહોતા લઢવાના. એ ધર્મયુદ્ધમાં તો શૂરી ગુજરાતણો પણ ભાગ લેવાની હતી, અને ખબરદાર એનું પણ ગર્ભિત સૂચન કરે છે:

" કુંકુમ થાળ અનેરી લાવો !
પત્નીઓ, પુત્રીઓ, આવો ! માતાઓ, ભામિનીઓ સર્વ,
અમ પડખે ઉભીને રાખો ગરવી ગુજરાતણુનો ગર્વ. "

કવિના હૃદયમાં ગુજરાત અને ગુજરાતીઓ માટે બહુ મમત્વ છે. ગુજરાત નમાલું ગણાય, ગુજરાતીઓ બીરૂ કહેવાય, જન્મભૂમિની ભક્તિમાં ગુજરાતીઓ મોળા પડે એ એમને અસહ્ય લાગે છે, અને એમનાં કાવ્યોમાં આ કલંક ધોઇ નાખવાની દર્દભરી વિનતિ ઠેરઠેર નજરે પડે છે. ભારતના મુક્તિયજ્ઞમાં ગુજરાત આખું હોમાઇ જાય તો શું ? માતાની પરાધીનતાનાં જંજિરો તોડી નાખવા માટે એ બલિદાન ગુજરાત પાસે આપવવાની તીવ્ર અભિલાષા કવિને થાય છે, ને બીજા એક કાવ્યમાં કવિ લખે છે :

" ભારત દુઃખ શિરે અમ લેતાં હૈયાં કેમ ન ફુલે ? ઓ ભારત ! નિધિ પાર ઉતરજો અમ શબ ઢગને પૂલે."

બલિદાનની કેવી જ્વલંત ભાવના ! પણ આવું મોઘું બલિદાન ગુજરાત જ શા માટે આપે ! કવિ એજ કાવ્યમાં આગળ લખે છે :

" કીર્તિ અમોલી ભારતકેરી આજ અમારે હાથે, ઓ વીરા ! જગને ઝુલવવી આ ગરવી ગુજરાતે ! "

ગુજરાત તરફ તો આજે યે સૌની દૃષ્ટિ લાગી રહેલી છે. ગાંધીજીને પડખે રહેલું ગુજરાત સ્વાતંત્ર્યવેદીપર પોતે હોમાઇ જવા તૈયાર ન હોય તો ભારતની કીર્તિ કોણુ જાળવશે ?

નિઃશસ્ત્ર યુદ્ધ એ કાયર પુરૂષનું કામ નથી. શત્રુને હણવાની ભાવના માત્ર મનુષ્યમાં જ નથી હોતી, એ ભાવના તો પશુઓમાં પણ બહુ પ્રબળ હોય છે. એ ભાવનાની પાછળ શયતાન છુપાયો હોય છે. એ ભાવનાની પાછળ ભિરૂતા છુપાયલી હોય છે. પણ ખરૂં શૌર્ય તો હથિયાર ખખડાવતી મદોન્મત્ત પ્રજા સામે અદબ વાળીને ઉંચા મસ્તકે અચળ અને અભય ઉભા રહેવામાં છે. ગાંધીજી કહે છે તેમ એ તો ખાંડાના ખેલ છે. એ કોણુ ખેલી શકે ? કવિ લખે છે:

" મરતા પ્રાણે આશ ધરીને, કોણે ઉંચા કીધાં શિર ?
મસ્તતણી તોડી મસ્તાની, તન ધનની કીધી કુરબાની,
નમ્ર, નિડર, સ્વાધીન, સ્વમાની સત્ય જ એ ગુર્જર નરવીર ! "

પાપનું પ્રાયશ્ચિત કરવાની કથા પુરાણી છે. પરાધીનતા એ પાપ છે, સૌથી મ્હોટું પાપ છે. એટલે એનું પ્રાયશ્ચિત પણ સૌથી કઠિન હોવુંજ જોઇએ. એ પ્રાયશ્ચિત કેવું હશે એની શોધ કરતાં કરતાં તૃષાતુર, ઉપવાસી, ત્રાસેલી અને ખપ્પર લઇને ભટકતી દેવીનું દર્શન કવિને થાય છે, સ્વાતંત્ર્યદેવીનું ખપ્પર ભર્યા વિના ભારતની મુક્તિ નથી. પણ એ ખપ્પર શું ટીપે ટીપે કદી ભરાઈ શકે ! જુગજુગની પ્યાસી એ દેવી તો કવિને કહે છે :

" અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભરપ્યાલી,
જુગસનું તળિયું દે શોષી ખપ્પર તો રહે ખાલી.
ખપ્પર ભરો ભરો હો ! "

આ કાવ્યમાં તે કાળના રાજકીય વાતાવરણ વિષેનો અસંતોષ પ્રગટ થાય છે. સ્વાતંત્ર્યદેવી પણ જાણે અધીરી બની ગઈ હોય એમ કવિને લાગે છે. આ સ્થિતિ ક્યાંસુધી સહન થાય ? દેવીની આખેરી દશાનું વર્ણન કવિ કરે છે:

" ઓ ભૈયા ! જુગના જુગ વીત્યા, હવે નહીં એ ચાલે,
નદ ઉલટાવો, સિંધુ ભરાવો—છલ છલ ભરો ઉછાળે !
ખપ્પર ભરો ભરો હો ! "

ને દેવીનું ખપ્પર શાથી ભરાય ? સ્વાતંત્ર્યદેવીનું ખપ્પર તો બત્રીશલક્ષણા પુરૂષોનો ભોગ માંગે. એનું ખપ્પર તો કુમળા કેળ જેવા કુમારોનો ભોગ માંગે. સ્વાતંત્ર્યદેવીને ચરણે માથું અર્પણ કરવાને તૈયાર બહાદુર પુત્રો અને પુત્રીઓ આજ તો ભારતમાં ને ગુજરાતમાં પણ પાક્યાં છે. પણ તે કાળે કોણે એવી આશા રાખી હતી ! ને છતાં દેવીની ઇચ્છા કવિ નિ:સંકોચ જણાવે છે:

" જ્યોતિ જ્યોતિ ઘર ઘર જો સળગ્યો, રોતી રોતી શું માગું ?
શિર કાપી ખપ્પરમાં નાખો, કરો કાળજું આધું !
ખપ્પર ભરો ભરો હો ! "

દેવીનું આ ખપ્પર કોણ ભરે ! બીજા ભરે કે ન ભરે, ગુજરાત તો એમાં કેમજ ચૂકે ? પણ એ ભરવા માટે કોણ પ્રોત્સાહન આપે ! ભીરૂ, નિર્બળ ગુજરાતમાં ભક્તિભાવનું એ ઝનુન, બલિદાનની એ ભાવના શી રીતે ઉત્પન્ન થાય ? કવિ રણહાક વગાડે છે, ને પ્રભુને નામે સાદ કરે છે :

" તગતગતી અસિધારે હો કે ધગધગતા અંગારા,
આજ વતનની લાજ જતનથી રાખે રાખણહારા;
નહિ તો અહિં શું રહેશે ! રે પ્રભુ તો શું કહેશે !
નહિ, નહિ, ભય શો ઠાલો ?—
રણુ રણુ તમ જયધ્વજ ફરફરવા ગુર્જરજન સહુ ચાલો. "

જીવનનું સર્વસ્વ અર્પણ કરીને શિરને સાટે ભારતને સજીવન રાખી ગુજરાત અમરકીર્તિને વરે એમ કવિ ઇચ્છે છે, અને એ ભોગ કેવો મહાન છે, કેવો જ્વલંત છે એ દર્શાવતાં દર્શાવતાં કવિ દેશને માટે બહાદુરીથી મરવામાં જીવનનું સાફલ્ય છે એ સમજાવે છે. કવિ કહે છે :

" મૃત તનનું અમૃત શૂરાતન કોણ રગેરગ ભરશે ?
કોણ વિજયની કીર્તિ સાથે અદલ બદલ શિર કરશે !
જો ભારત જીવે તો કોણ મરે શિર દેતો !
ધન્ય બની જગ માલો;
તનમનધન તમ અર્પણ કરવા ગુર્જરજન સહુ ચાલો ! "

આવી તો કેટલીય પંક્તિઓ એમનાં કાવ્યોમાં છે. આ નાનકડા લેખમાં માત્ર વીરકાવ્યો લીધા છતાં તે વિષે વધારે કંઇ લખવું અશક્ય છે. પણ એક દાયકા પહેલાં લખાયલાં આ કાવ્યોમાં વર્તમાનયુગનું પ્રત્યક્ષ દર્શન થાય છે એની કોણ ના પાડશે ! આજે એ કાવ્યો વાંચીએ છીએ, ને આજના રાજકીય જીવન તરફ, નમાલાને બદલે બહાદુર–મરણીયા બનેલા ગુજરાત તરફ દૃષ્ટિ કરીએ છીએ ત્યારે કવિને કેવાં ગૂઢ સત્યનું દર્શન થયું હતું, અને એમની ગગનગામી લાગતી કલ્પના કેવી સચોટ અને જ્વલંત હતી તેનું ભાન થાય છે, અને આ શક્તિ માટે માનની લાગણી ઉત્પન્ન થાય છે.

આમ હોય, ત્યાં આવા પ્રસંગે કવિને માટે શી ઇચ્છા હોય ? પ્રભુ એમને દીર્ઘાયુ કરે, અને આવી સત્ય અને મંગલ કલ્પનાઓ વડે એ ગુજરાતને ભવિષ્યદર્શન કરાવ્યાં કરે ! એજ શુભેચ્છા !

---

## ખબરદારની ખરી મહત્તા

### શ્રીમતી લક્ષ્મીબહેન ગો. ડોસાણી

જીંદગીમાં કેટલાક એવા પ્રસંગો આવે છે કે જે છેવટ સુધી નથી ભૂલાતા. લગભગ ચારેક વર્ષપર ( ઈ. સ. ૧૯૨૭ માં ) મુંબઇમાં "વસંતોત્સવ" ઉજવવાનો પ્રસંગ હતો. મારૂં રહેઠાણ પણ એ વખતે મુંબઇમાં હતું. ઉત્સવના પ્રમુખ તરીકે કવિશ્રી ખબરદારની વરણી થયેલી. મદ્રાસ મેલ, મુંબઈનાં સ્ટેશનમાં વહેલી પ્રભાતે આવતો એટલે એમનાં સ્વાગતમાં સાથ દેવા હું સ્ટેશનપર જઇ શકી નહિ. એમને ઉતારે પણ હું ન્હોતી જઈ શકી. મેં જાણ્યું કે આવા મોટા કવિઓ પાસે કાંઇ ભેટ લઇને જઇએ અથવા એમને પ્રશંસાની એકાદ પુષ્પમાળ અર્પીયે તો એમનાં દર્શનનો અને મુલાકાતનો લાભ મેળવી શકીએ; પણ કવિ ખબરદારની ખરી મહત્તાએ શીખવ્યું કે એ મારૂં અજ્ઞાન હતું. મને સ્વપ્નેય ખ્યાલ ન હતો કે પત્રકારિત્વના વ્યવસાયમાં દટાયલી મારા જેવી એક શ્રમજીવી બહેનનું ઘર ખોળતા કવિશ્રી ખબરદાર એકલા આવશે ! દિવસના ચારેક વાગ્યાનો સમય હતો. હું મારાં ઓફિસ-કાર્યમાં ગુંથાયલી હતી, ત્યાં ઓચિંતા કવિશ્રી આવીને ઉભા ! "લક્ષ્મીબહેન અહીં રહે છે ?" આ સવાલથી મેં એમને ઓળખી લીધા. મારાં આશ્ચર્યનો પાર ન રહ્યો. ઓફિસમાં આવી બેઠા. એમનાં સ્વાગત માટે કશાંય સાધનો મારી પાસે તૈયાર ન હતાં. એમનાં પ્રત્યક્ષ દર્શનનો મારેસારૂ આ પહેલોજ પ્રસંગ–હું શું જાણું કે તેઓ આમ એકાએક પ્રગટ થશે !

મેં કહ્યું: "અરદેશરભાઇ ! તમે આટલી બધી તસ્દી મારા વાસ્તે લીધી ? હું એક તદ્દન સાદી અને શ્રમજીવી બહેન, તેમાં તમે શું જોયું ?" જવાબમાં એક મુક્તહાસ્ય સાથે આટલા શબ્દો સરી પડ્યા: "શું જોયું ? મેં એમાં પ્રભુનો પ્રકાશ જોયો ! મને આડંબર કે ઉન્માદ ગમતો નથી." મેં ચ્હાનો પ્યાલો એમની પાસે મૂક્યો. તુરત ચ્હા પી ગયા. મને શ્રીરામ અને શબરીનો પ્રસંગ સાંભરી આવ્યો, અને સાથે સાથે મનમાં થયું કે આ અર્ધ-યોગીને "અભિમાની" તરીકે ઓળખાવનારનું જ્ઞાન, ખરેખર અધુરૂં હોવું જોઇએ.

પછી માધવબાગમાં ઉજવાયલા "વસંતોત્સવ"માં એમને, પ્રમુખ તરીકે આનંદસહ ઘૂમતા જોયા. ત્યાર બાદ એ દિવસમાં એમનાં સન્માનાર્થે જેટલી સભાઓ થઈ તેમાં ઈરાદાપૂર્વક હું ગુપચુપ સ્ત્રી–સમૂહ વચ્ચે આવી બેસતી, પણ એ તો તુરત દેખી જાય અને સસ્મિત ઉભા થઇ હાથ જોડીને આવકાર આપ્યાવિના રહેજ નહીં. આટલું ઓછું હોય તેમ વારંવાર અમારા સમૂહ તરફ જોઇને હરખાય; કેમ જાણે આ એક બ્હેનડીમાંજ આખું જગત્ સમાયલું જોતા હોય ! અને સભામાંથી છૂટાં પડતી વખતે તો જેમ પોતાની માતાથી બાળક વિખુટું પડતું હોય તેમ હું એ મહાન વિભૂતિથી છૂટી પડતી. એ પ્રસંગની એમની માયા, મમતા અને અવર્ણનીય સ્નેહનાં સ્મરણો, મારાથી વીસાર્યાં વીસારાય તેમ નથી. મેં એમનામાં માતાના જેવો વાત્સલ્ય પ્રેમ જોયો છે. પોતાની બીમાર હાલતમાં બીછાનાંપર પડ્યાં પડ્યાં મારાપર પત્રો લખ્યા છે. એ અગણિત પત્રોનો સમુચ્ચય, જો ગ્રંથાકારે

બહાર પડે તો ગુજરાતની જનતા ચકિત થયા વિના ન રહે ! તેમાં નર્યું આધ્યાત્મિક રસાયણ ભરેલું છે. અરદેશર-ભાઇના આધ્યાત્મિક ઉપદેશે જાણે મારા જીવનનો ચીલો પણ પલટાવી દીધો ! હું એમની શું પ્રશંસા કરૂં ! પ્રભુના જેટલાજ એ તો પ્રશંસનીય છે.

ત્યારબાદ કેટલોક સમય વીત્યા પછી પોતાનાં બીમાર સંબંધીજનની ખબર પૂછવા ઘણુંકરીને તેઓ મુંબઇ આવેલા. સાંજનો સમયઃ એકાએક મારી ઓફિસમાં એમનાં દર્શન ! હાથમાં એક લાંબી ચોપડીઃ આવ્યાને તુરત એ ચોપડી મારા હાથમાં મૂકી એમાં પોતે હાથે લખેલા રાસની મોટી હારમાળા હતી. મને આવડ્યા એટલા ઢાળના રાસ મારી પાસે ગવડાવ્યા ને પોતે રાજી રાજી થઈ ગયા. પાછળથી એ "રાસ ચંદ્રિકા" ગુર્જરબ્હેનો માટે પ્રકટ થઇ અને તેનો બીજો ભાગ તૈયાર હોવા છતાં પ્રકટ થવાનો બાકી છે.

ઘણું કરીને ત્રીજીવાર એમના મોટરના ધંધાને અંગે મુંબઇ આવ્યા. એ વખતે પગમાં વાનું દર્દ એમને ખૂબ પીડતું. હું પટેલ બિલ્ડિંગમાં છેક ત્રીજા માળપર રહેતી. સાંજના પાંચેકનો સમયઃ એ વખતે વાનાં દર્દથી દુઃખતો પગ દબાવતા-દબાવતા અરદેશરભાઇ ત્રણ દાદરા ચડીને ઉપર આવ્યા ! તેને હું શી રીતે ભૂલી શકું ! એમની મહત્તાનું વર્ણન કરવા જેટલી આ કલમમાં તાકાત નથી. આવ્યા પછી એકાદ કલાક સુધી ધંધાની, સમાજની અને સાહિત્યની વાતો કર્યાં વિના તો એમને ગમેજ નહીં.

આ ફેરે લગભગ ત્રણ-ચાર દિવસ રોકાયલા, પણ એકેય વાર એમને ઉતારે જવાની મહેનત ન આપી. રહ્યા તેટલા દિવસ સાંજે-સવારે, બપોરે; જ્યારે એમને સમય મળે ત્યારે-પોતેજ મારે ઘેર આવે. પોતે આવા મોટા કવિ-સાક્ષર હોવા છતાં આટલી બધી એમનામાં સરળતા ! આટલો બધો સમાનભાવ ! અને આટલો બધો આત્મપ્રેમ ! આ સવાલો ઘણીવાર મને મૂંઝવી નાખતા. એ આત્મ-પ્રેમી વિભૂતિની ભક્તિ શી રીતે કરૂં તે હું સમજી શકતી નહિ.

મેં એમની પાસેથી ઘણું આધ્યાત્મિક બળ મેળવ્યું છે, પણ એમને મારી પાસેથી કશું ય નથી મળ્યું; છતાં એતો મને-"ગુજરાતની સર્વશ્રેષ્ઠ વિદૂષી બહેન" તરીકે જ સ્વીકારી ચૂક્યા છે ! મને લાગે છે કે આવો મહત્ત્વનો ઇલ્કાબ આપવામાં એમની ખરી મહત્તા વિના બીજું કશું જ નથી. મારાં લખાણોમાં અને હમેશની પ્રવૃત્તિમાં એમણે પ્રભુનો જ પ્રકાશ જોયો-આત્માનું ઓજસ્ પથરાયલું દીઠું, અને એ અલૌકિક સ્નેહનાં અમી વર્ષણોથી મને તૃપ્ત કરી દીધી. છેલ્લે એમના મોટા પુત્રનાં-મુંબઈમાં લગ્ન થયાં તે પછી મોટી પુત્રીના દેહ-વિસર્જનથી કવિના લાગણીપ્રધાન હૃદયને સખ્ત આંચકો લાગ્યો. એમનું શરીર એકદમ લથડી ગયું. લેખન-પ્રવૃત્તિ બંધ પડી અને પુત્રી-વિયોગની વેદના અસહ્ય થઈ ગઈ. મેં ઘણા આશ્વાસનપત્રો લખ્યા પણ એમનો વિષાદ હું દૂર ન કરી શકી. મને લાગ્યું કે ઉલટું પત્રો લખીને હું એમના દુઃખમાં ઉમેરો કરૂં છું; એટલે છેલ્લા એક વર્ષથી એકેય પત્ર નથી લખ્યો. આજે એ પ્રતાપી ભાઇના ઋણમાંથી મુક્ત થવાની ધારણાએ આ ઓછાં-અધુરાં સ્મરણો લખીને સંતોષ લઉં છું.

---

## કવિશ્રી ખબરદાર એક ફીલસૂફ તરીકે

શ્રી. ખરશેદજી જ. બ. વાડીયા

The Poet's pen is the true divining rod
Which trembles towards the inner fount of feeling,
Bringing to light and use, else hid from all,
The many sweet clear sources which we have
Of good and beauty in our own bosoms
And marks the variations of all mind
As does the needle. BAILEY

દુનિયામાં ખરા અને ખુબીવંતા કવિઓની સંખ્યા બહુજ થોડી હોય છે. તેમાં ગુર્જર સાહિત્યના જે થોડા ચુનન્દા કવિઓ છે ત્હેમાં ખસુસ કરીને હમારી પારસી કોમના ખરેખરી નામના મેળવનાર કવિઓ તો બહુજ જુજ છે. પારસીઓમાંથી રસીલી કવિતાઓનાં પુસ્તકો પ્રગટ કરી પ્રખ્યાત થનારા કવિઓમાં મરહુમો મનચેરજી કાવસજી મનસુખ, બેહરામજી મેહરવાજી મલબારી, જમશેદજી નસરવાનજી પીટીટ, ફીરોજ રૂસતમજી બાટલીવાલા અને દાદાભાઈ એદલજી તારાપોરવાળા હતા. તેઓના બરોબરીઆમાં થવાનો તેઓના કરતાં કાંઈક વધુ તેજદાર અને જોહનદાર—અને કેટલેક દરજ્જે તો આપણા કેટલાક ગુજરાતી હિન્દુ કવિઓ કરતાં પણ જ્યાદા કવિ અરદેશર ફરામજી ખબરદાર પારસી કોમને મળી આવ્યા છે. તેઓ ચાલુ જમાનાને પોતાની ઉંચી કવિતાઓ રચવાની શક્તિઓથી ઝળકાવી રહ્યા છે.

મરહુમ મનચેરજી મનસુખે અસલી ઢબની જોડણીમાં બેતો લખી પ્રખ્યાતિ મેળવી હતી, જ્યારે કવિ જમશેદજી પીટીટે પોતાની કવિતાઓથી વાંચનારાંઓને કુદરતની સાથે પવિત્ર પીછાન કરાવી આપી હતી કવિ દા. એ. તારાપોરવાળાએ પોતાના "માસિક મજાહ" અને બીજાં પુસ્તકોદ્વારા કેટલીક દુન્યવીદાનાઈના દાણાની દક્ષિણા દીધી હતી અને ખરૂં પૂછો તો એજ દાદાભાઈ તારાપોરવાળાએ કવિશ્રી ખબરદારને ૧૪ વરસની ન્હાની વયે પોતાના 'માસિક મજાહ' ચોપાનીયામાં પહેલી વિખ્યાતિ આપી—અપાવી હતી. અને આવો એક પારસી બાલ-કવિ પોતાની તરૂણવયમાં ઉંચ વિચારોના તરંગોમાં તલ્લીન થાય એ જેટલું વિસ્મય પમાડનારૂં તેટલુંજ ખુશી કરનારૂં-હર્ષ ઉપજાવનારૂં—મુખ્ય તત્ત્વ હતું. ઉપર જણાવેલા પારસી કવિઓમાં કંઈક અંશે કવિ બહેરામજી મલબારીએ પોતાની કવિતાઓમાં ફીલસુફીનું તત્ત્વ આમેજ કર્યું હતું. પોતે પારસી છતાં શુદ્ધ ગુજરાતી કવિતા લખવાનું પહેલું માન મરહુમ મલબારીને ફાળે ગયું છે. પણ ૧૫-૧૬ ની બાલવયે જગપ્રસિદ્ધ કવિતામાં ઝંપલાવવાનું જોહન તો કવિશ્રી ખબરદારનીજ સરજતમાં નોંધાયું હતું; અને વધુ તો માત્ર પચાસ વર્ષની વયમાં—માંદગી અને બીજી ત્રીજી મુશ્કલીઓ વચ્ચે આટલા બધા મોટા જથ્થામાં કવિતાઓ અને કવિતાનાં પુસ્તકો લખવામાં અને તે પણ આટલી બધી શુદ્ધ ભાષામાં તે માન તો હું ધારૂં છું કે એકલા કવિ ખબરદારનેજ ઘટે છે. પારસી વાંચનારાઓની નજરે જો કાંઈ ખામી કવિશ્રી ખબરદારમાં દીસતી હોય તો તે તેમની બહુજ અઘરી અને સંસ્કૃતમય ગુજરાતી છે, જે સાધારણ પારસી વાંચનારાઓને મુદ્દલ રૂચતી નથી—અને ઘણી વેળા સમજે પડતી નથી; છતાં કહ્યા વિના ચાલતું નથી કે ખરા સાક્ષરોની નજરે તે ખામી નહિ પણ ખુબીજ છે; જેમ ઝવેરની પરીક્ષા ઝવેરી કરે છે, તેમ જ્ઞાની જ્ઞાનીનેજ પીછાણી શકે છે.

કવિ ખબરદારની કવિતાઓ ખરેખર મોહક—મોજ આપનારીજ માલમ પડી આવી છે. એક વેળા રસ લઇને જો તે કવિતાઓનાં ઉંડાણોમાં આપણે ઉતરીશું તો ખચ્ચીત તે સઘળી કવિતાઓની અંદર એક જાતની મધુરતા અને મીઠાશ, સરલતા અને સંગીનતા આપણે નીહાળીશું—અનુભવીશું. "ગોલાબ"ની સાથે "જોલાબ" શબ્દનો પ્રાસ મેળવી કચુંબર કરનારા લેભાગુ કવિઓ તો આજકાલ ઘણાએ ઉભરાય છે, પણ એક કવિની ખરી ખુબી તો શુદ્ધ શબ્દરચના ઉપરાંત વિચારોના વેગ, મગજનો જોશ—અને જીગરનો ઉછાળો સર્વ વાંચકોને

કુદરત કે ખુદા તરફ ખેંચે તેમાંજ સમાઈ છે. એક કવિની ખુબી ધૂળના એક રજકણમાં, કે ઘાસના તણખલામાં; ઝાડોની ઘટામાં કે પહાડોની ટોંચોમાં; આકાશનાં વાદળાંઓમાં, કે સૂર્યના તેજમાં ઈશ્વરનીજ ગતિ નીહાળવામાં સમાઈ છે. કહેવત છે કે "જ્યાં ન પુગે રવિ ત્યાં પુગે કવિ." કવિની કલ્પના, અને કવિની કલમમાં ખચ્ચીત જ ભર્યાં છે મહાભારત ભરમ; જગે જગે દેખાડે છે તે પોતાનો ઉંડો એલમ, અને આકર્ષી રાખે છે આપણું, તન અને મન. કવિ ખબરદાર પોતાની કીમતી કવિતાઓમાં ઠામેઠામ આપણુને કુદરતની ખુબસુરતી અને ખુબી જ ગોયા દેખાડી રહ્યા છે. તેઓ આપણી આંખો ઉઘાડે છે, તેઓ આપણા મગજને જાણે તેજસ્વી કરે છે, અને જીગરને રૂમતું-ઝુમતું કરી મેલે છે. એમની કવિતામાં વિચારોનું વહેવું નદીના પાણી મીસાલ ઈશ્વરી સાગર તરફજ આપણુને ખેંચે છે—જ્યારે ઘણીક કવિતામાં ચલાવેલી કલ્પનાશક્તિથી એઓ વાંચનારને એવા તો લીન કરી મૂકે છે કે ખુદાની લીલાનો પોકાર "વાહવાહ" ના અવાજથી આપણા જીગરને રસ્તે નીકળે છે અને પોતાની મોહક અને મધુર વાણીથી ખુદાઈ શક્તિનેજ જાણે આપણા જીગરમાં પ્રગટાવે છે. કવિ ખબરદારની ખરી ખુબી તો તેમની ફીલસુફીમાં સમાઈ છે. તે ઉપર આપણે કંઈ મનન કરીએ તે પહેલાં એક વિદ્વાનના નીચેના ઈંગ્રેજી સખુનો આજે યાદ કરવાની જરૂર છે કે:
"The world cannot show us a more exalted character, than that of a truly religious philosopher, who delights to turn all things to the glory of God. who in the objects of his sight, derives improvement to his mind, and the glass of things temporal, sees the image of things spiritual." (Jones of Nayland)

ઉપલા ઈંગ્રેજી સખુનોમાં એક ખરો ધાર્મિક ફીલસુફ કેવો હોવો જોઈએ તેનો ચીતાર આપવામાં આવ્યો છે કે જે ચીતાર કવિ ખબરદારને આપણે સહલાઈથી લાગુ પાડી શકીએ.

એમની પચાસ વર્ષની જયંતી ઉજવવાના આ માંગલિક પ્રસંગે તેમની એકએક કવિતા લઈ તેની ઉપર સરેહ કરવાનો સમો નથી. પણ ખચ્ચીત "કાવ્યરસિકા," "સંદેશિકા," "કલિકા," "ભજનિકા" "રાસચંદ્રિકા," "પ્રકાશિકા" અને અંગ્રેજીમાં "The Silken Tassel" જેવાં સુપ્રસિદ્ધ પુસ્તકો વાંચનારી આલમને અર્પણ કર્યાં પછી પોતાના છેલ્લા પુસ્તક "દર્શનિકા" માં તો એમણે પોતાના વિચારોનો રેળતો મુકવામાં ગોયા અવધિ કરી છે. અને અજાયબ પ્રકારના જોશને વહેતો મૂકી દીધો છે. પ્રખ્યાત ઈંગ્રેજી કવિ ટેનિસનનો સ્નેહી આર્થર હેલમ ગુજરી ગયો અને કવિ ટેનિસને પોતાની ઈંગ્રેજી ભાષામાં વાંચનારી આલમને "In Memoriam" ભેટ આપી, આપણા પ્રિય કવિ ખબરદારે પોતાની વ્હાલી પુત્રીના અઠાવીસમા વરસમાં થયેલા અવસાને ગુજરાતી વાચકોને "દર્શનિકા" પુરી પાડી. ધન્ય છે ખબરદાર ત્હારી માતાને, ધન્ય છે. ખબરદાર ત્હારા પિતાને જેઓએ તને આવો ગુણવંતો જન્મ આપ્યો; જેની ઉપર કવિતાની દેવી કુરબાન થઈ; જેની ઉપર જ્ઞાનદેવી પ્રસન્ન થઈ અને જેની ઉપર વિદ્યાદેવીએ પોતાની આશિષો વર્ષાવી. તેને પરિણામે આવા સુંદર વિચારો વાંચનારાઓને તેમણે આપ્યા; જેમની ભાવનામાં ભગવાને ગોયા વાસો કર્યો, અને જેમણે આપણા દીલમાં જ્ઞાનનો ભંડાર ભર્યો, તેમની ચાહેનાતમાં, તેના ઉપકારના ઉભરા આ તકે કહાડવા એજ પ્રસંગોચિત છે. જે માણસે પોતાના દેશના અભિમાનને અર્થે "ભારતનો ટંકાર" તડતડાવ્યો કે:

> " અમે તો ભારતના વીરો અમે લડયા હજારો જંગ
> અરિભય હરતા, જય જય કરતા બહુ રણમાં રાખ્યો રંગ;
> તનતત તણખા, લોચન ભડકા હૈયે મરદાની હામ
> ઘુમતા ઘોર ઠોરેઠોર લઈને જીતો ભારત નામ
> હાથે ધ્વજા પતાકા ઉડતી ત્યાં તે જીતો ભારત નામ."

કવિ ખબરદારની વધુ ખુબી તો વળી એ છે કે એક સાચ્ચા, સ્વચ્છ, સત્કર્મી સંસારી પુરૂષ હોવા છતાં, દુન્યવી ધંધા-ધાપામાં રોકાયલા રહેવા છતાં, સાહિત્યની સુંદર સેવાઓમાં પોતાની જીંદગી એઓએ અર્પણ કરી છે,

એટલુંજ નહીં પણ વારંવારની કંટાળાભરી માંદગી છતાં—માંદગીને બીછાનેથી સુંદર કવિતાઓ પ્રસરાવી છે, અને બીમારીને પલંગેથી પણ ઘણા ઉંડા, રસમય અને બોધદાયક પાઠો શીખવ્યા છે. અને તે સઘળા એઓનાં પુસ્તકોમાંથી ક્યાં ક્યાં વીણીને રજુ કરવા એજ ગોયા મુશ્કેલી છે, કારણ કે એકેકથી એકેક સરસ છે, અને જે ડગલે ને પગલે ફીલસૂફીનું તત્ત્વજ જાહેર કરે છે. દાખલા તરીકે, "ગાલ ગુલાબી લાગે વ્હાલા" એમાં નથી ખરી ખૂબસુરતી

"પણ કોમળ ને દૃઢ મન સાથે, શોભે સરસ વિચારો
"અખંડ પ્રેમ ઝરો વ્હેતો ઉર, મધુર વચનની હારો;
"એજ ખરી ખુબસુરતી માનું, ગાલ ગુલાબી ખોટા;
"મુખ શોભા ખોટી લલચાવે, ખુબસુરતીના તોટા."

આવા કીમતી અને બોધદાયક પાઠો આપ્યા ઉપરાંત કવિ ખબરદારે આપણને ઘણાં સુંદર હાલરડાં અને રાસો, ગરબા અને ગરબી, અને વિવિધ પ્રકારના છંદો પૂરા પાડ્યા છે. જે શું બાળકોને કે બુઝર્ગોને, શું સ્ત્રીઓને કો પુરૂષોને એક સરખાં આકર્ષી રહ્યાં છે. દાખલા તરીકે "નાચ" ઉપરની નીચલી ગરબી માંહેલા નીચલા સખુનો આપણા પગોને જાણે નચાવે છે:

"નાચે આકાશ, નાચે તારલા, ને નાચે સુરજ ને ચંદા રે;
નાચે ધરા, નાચે સિન્ધુ ધમકતો, હૈયે મારે નાચે પડછંદા;
હો! થનગન નાચે રે!
નાચે રીઝાય કોઈ, નાચે ખીજાય કાંઈ, નાચે ભીંજાય સહુ સાથે રે;
વાંકી ચુંકી પડે પગલી જગતની, તોય રાખે ધરી નિજ હાથે;
હો! થનગન નાચે રે!"

આવી આવી સુંદર વાણીઓ તો એમનાં પુસ્તકોમાં આપણને જગે જગ મળે છે. પણ 'કલિકા'માં કવિએ કરાવેલી પ્રેમની પરીક્ષા નીચલી લીટીઓથી કેવી દીપી રહી છે કે:—

"એક દિન મારે માટે લાવ્યો અજવાળા રૂડાં, અનેરા અરૂણા હાસ્ય વેરતો ચોમેર,
પ્રિયા મને પુછે, તમે રચો છો જે ગીતો તેમાં, ધારણ કરો છો તમ નામ બહુ પેર;-
કયા અમીનામે કહો તમને બોલાવ્યા ગમે?" મેં કહ્યું જે ગમે તે કહે—મોહન કે શ્યામ,
કહાન કે કનૈયો કહે, પ્રાણ કે પપૈયો કહે, બસ, એક "મારો" કહે તો છે તેમાં તમામ."

કવિ ખબરદારની ભક્તિ–જ્ઞાન અને વિરાગ આપણને "ભજનિકા" માં મળી આવે છે. જ્યાં દુન્યવી પ્યાર કરતાં ઇશ્વરી પ્રેમ બહુ ઉમદા છે તેને કંઈ ભાસ થાય છે:—

"તું કયાં નાસી જશે, મારા રસિયા! હવે તને છોડું નહીં પળવાર,
મારે હૈડે તને બાંધ્યા, રસિયા હવે તારી પરવા નથી તલભાર."

ના સુંદર નમુનોમાં કવિ પોતાની ખરી ભક્તિનું સ્વરૂપ જ્ઞાનદ્વારા દેખાડી વિરાગને કીનારે વાંચનારને પાર ઉતારે છે. વળી એમની "રાસચંદ્રિકા" નું "પંખીડું" આપણાં આત્મારૂપી પાંખથી પકડી પરમેશ્વરને પારણે આપણને હલાવે છે—નચાવે છે, રીઝવે છે અને ફીલસૂફીના તાનમાંજ આપણને જમાવે છે કે:—

"કુવામાંનાં પાણી આવે હવાડાની માંય, મારા હઈડાનાં હેત એવા આંખે છલકાય;
સખી! પંખીડું કો બોલે મારે બારણે રે લોલ.
ઉંચી નીચી વાદળી ને વીજલીના ખેલ, એવી ઝબુકે છે આશા મારા મનડાને મહેલ
સખી! પંખીડું કો પલકે મારે બારણે રે લોલ.

અંધારીઆ આંગણામાં ચાંદનીના ચોક એવાં ફુલડાં વેરાય મારા આત્માને ગોખ
સખી ! પંખીડું કો ઝુકે મારે બારણે રે લોલ.
આંબે આંબે કોકિલા ને વડલે વડલે વાત, મારા નેણુમાંનું નામ બોલે દિવસ ને રાતઃ
સખી ! પંખીડું કો ઠોકે મારે બારણે રે લોલ.
હિમાલયના હંસલા ને માનસરના તીર આભે ઉડી જાઉં એવી મારા આત્માની અધીર !
સખી ! પંખીડું કો પેસે મારે બારણે રે લોલ."

આવી સુંદર હવામાં–મનના તરંગો કેવા કેવા ને ક્યાં ક્યાં દોડે છે તેનું ભાન તો શાન્તિના કલાકે એવી કવિતાઓ વાંચવામાંજ સમાય છે. વળી કવિ ખબરદાર આપણને પાણે પાણે કુદરત સાથે આલિંગન કરાવે છે અને કુદરતના અદ્‌ભુત દેખાવોનું બ્યાન કરી જીંદગીની ફીલસૂફીનો રસ વાંચનારને પીવરાવે છે. એમની "પ્રકાશિકા" માંહેલી એક "સુંદર સાંઝે દમનગંગામાં વિહાર" ઉપરની એમના સુંદર સવૈયા વાંચનારને અંધકારમાંથી ઉજાળામાંજ લાવી મુકે છે. "ઉંડો છે અંધાર રજનીનો, પણ તારાઓ ચમકે માંહ્ય"ના સુન્દર મધુર શબ્દો સાથની લહેર કરાવતી આ લીંટીઓ આશા અને વિશ્વાસ" ના બે કોટો વચ્ચે હાલતી હોડીમાં સવાર થઈ કવિએ કીધેલી ટુંક મુસાફરીમાં છેવટે !

"નીતિ અને ભક્તિ જેવાં બે બાજુ હલેસા મારી સાર, જીવને જેવી મુજ હોડી એ આવી હસ્તી એમ કિનાર;
વિધવિધ રંગોએ અંતરમાં વિધવિધ ભાવ પુર્યા રસભેર, ને મધુરું ગણગણતો પાછો આનંદે આવ્યો હું ઘેર."

ઉપલી ટુંકી પણ સુંદર કવિતાથી કવિ એક નાની નાવમાં કરેલી મુસાફરીને જીંદગી જે જન્મ–મરણની મુસાફરી સાથે સરખાવી આનન્દમય રૂપે છેવટે સઉને પ્રભુને ઘરે જવું છે તેનું ભલું ભાન કરાવે છે. પણ સઉથી વધુ– ખુબ જોશદાર ભાષામાં કંઇ ઉંડાણથી–કંઈ વિસ્તારથી કંઈ ખુબીથી કંઈ ફીલસૂફીથી કવિ ખબરદાર પોતાના છેલ્લા પ્રગટ થયલા પુસ્તક "દર્શનિકા" માં જીંદગીના ભેદ–ભરમોનાં કંઇક દર્શન કરાવે છે. અને ચૈતન્યના ચિત્તમાં સઉ કોઇને ચેતવે છે કેઃ

"જીવન કર્તવ્ય છે જીવન–ઉપયોગમાં; મૂકતાં જીવનની થાય હાંસી;
વસ્તુનું રૂપ નહિ શુધ્ધ સાધી શકે, જે કરે વસ્તુથી આંખ ત્રાંસી !"

ખરેખર "દર્શનિકા "માં કવિ ખબરદારે અકેકી એવી ઉંડી ફીલસુફી ચલાવી છે કે આપણને વિસ્મિત કરે છે અને બે ઘડીની ચૂપકીદી વચ્ચે અંતર નો અવાજ મનુષ્યદેહ–આત્માનું જોડાણ પરમાત્મા સાથેજ કરાવી આપે છે. માનવીની મનની મોજ આવી સુંદર કવિતાઓમાં ઝમ–ઝમી રહે છે અને તે મોજમાંને મોજમાં કવિની સાથે વાંચનાર પણ વિચારીજ લે છે કેઃ

" સુર્યને ચંદ્ર, તારા અને વાદળી સર્વને માનવી રૂપ દેખું;
ખડક પર્વત વળી સિંધુ ને સરિત પણ માનવી રૂપમાં મગન લેખું;
પક્ષી, પ્રાણી અને વૃક્ષ, ઉદ્‌ભિદ્ બધાં રેલી કણ પણ રટે ભૂમિમાંનો—
માનવી સર્વ નિજરૂપ જોશે જગે અંતરે સ્નેહ સ્થાપી સદાનો."

આવી સુંદર ને સંગીત લીંટીઓના લખનાર કવિ ખબરદારનો જય થાઓ ! તેમનું આયુષ્ય લાંબું અને સુખમય થાઓ ! દરરોજ તેમનાં પ્રભાતો પ્રકાશિત થાઓ ! એજ આપણા જીગરની આજની દુઆ ! આમીન ! આમીન ! તથાસ્તુ !

# કવિશ્રી ખબરદાર અને પારસીઓ

પ્રો. ફીરોઝ કાવસજી દાવર, એમ. એ.

ગુજરાતી સાહિત્યનું મ્હારૂં જ્ઞાન બહુ પરિમિત છે, અને કવિ ખબરદારનાં પુસ્તકોનો પણ અભ્યાસ નહિ કર્યો હોવાથી તેમના કાવ્યગ્રંથોની સમાલોચના કરવાને હું બિલકુલ શકિતમાન નથી. એમ છતાં કવિશ્રી અને પારસીઓ વચ્ચે શો સંબંધ બંધાયો છે તે વિષે હું બે બોલ લખવાની હિમ્મત કરૂં છું.

મોલ્યેર નામના પ્રસિદ્ધ ફ્રેન્ચ નાટકકારની એક જાણીતી કૃતિ નામે "બર્જ્ઝોઆ ઝાંતીઑમ"માં મસીઅર ઝુરડઁ નામનાં એક મૂર્ખશિરોમણિનો ચિતાર આપવામાં આવ્યો છે. એ ભાઈ પાસે પૈસા થવાથી ૪૦ વર્ષની ઉમરે સાહિત્ય ભણવા બેઠા, પણ જ્યારે એમના અધ્યાપકે એમને કહ્યું કે આટલાં બધાં વર્ષો દરમ્યાન એ ગદ્યમાં વાતચીત કરતા હતા, ત્યારે એમના આનંદ અને આશ્ચર્યનો પાર રહ્યો નહિ. હાલમાં શિષ્ટ ગુજરાતીથી સમૂળગો બેખબર એક સામાન્ય કોટિનો પારસી કવિ ખબરદારની અર્ધશતાબ્દિ ઉજવાતી જોઇને અજાયબ થશે અને આંખો ચોળી પૂછશે :—"એ ખબરદાર કોણ છે? પારસી છે કે હિન્દુ કે મુસલમાન? અને એમનાં કાવ્યો શું એટલાં સારાં છે કે હિન્દુઓ એમની જયંતી ઉજવવા નીકળે?" ખરી વિગતથી વાકેફ થતાં તે પારસીને આનંદ થશે અને આટલાં વર્ષો સુધી તેણે આ હકીકત ન જાણી તે બદલ તેને મસીઅર ઝુરડઁની પેઠે તાજુબી લાગશે. પણ એમાં એ બાપડા પારસીનો તે શું વાંક કાઢવો? તે પોતાનાં ઘર અને મિત્રમંડળમાં "પારસી ગુજરાતી" નામે ઓળખાતી એક અશુદ્ધ બોલી (dialect)માં વાત કરતો હોય, અને પારસી છાપામાં છપાતી તેજ બોલી વાંચતો હોય, અને તેજ મોઢે ચઢી ગયલી હોવાથી શિષ્ટ અને સંસ્કારી ગુજરાતીનાં દર્શનનો લાભ તો તેને ભાગ્યેજ થયો હોય. વળી "પારસી ગુજરાતી"માં લખાતી કવિતા થોડાક અપવાદ સિવાય એવી ફૂરમાસુ હોય છે કે કવિ ખબરદાર જેવા એક પારસી ગૃહસ્થ હિન્દુશાહી કવિતા લખવામાં સફળતા મેળવે એ એકદમ એક પારસીની બુદ્ધિ કબુલ કરે એમ પણ નથી. ગુજરાતથી બહુ દૂર રહેતા એક સાધારણ પારસીના મનથી સાક્ષરી ગુજરાતી વાંચવી તે જાણે હિન્દી કે મરાઠી વાંચવા જેવુંજ કઠણ છે.

એમ છતાં પારસી કવિઓ શુદ્ધ ગુજરાતીથી તદ્દન વિમુખ છે એમ કહેવામાં સત્ય નથી. "પારસી ગુજરાતી" જેવી એક dialect દ્વારા ઉચ્ચ વિચારો કે લાગણીઓ કાવ્યમાં દર્શાવવાનું કાર્ય બહુ મુશ્કેલ હોવા છતાં તેમાં જમશેદજી પિટીટ, દાદાભાઇ તારાપોળવાળા, પેસ્તનજી તારાપોરવાળા, ફીરોજ બાટલીવાળા, સોરાબ પાલમકોટ અને ધનજીભાઈ પટેલે કેટલેક દરજ્જે સફળતા મેળવી છે. એટલુંજ નહિ, પણ શિષ્ટ અને સંસ્કારી ગુજરાતીમાં પણ કેટલાક પારસી કવિઓએ પ્રવેશ કર્યો છે. "પારસીઓ હિન્દુઓ વાપરે છે તેવી શુદ્ધ અને સંસ્કૃતમય ગુજરાતીમાં બોલી કે લખી ન શકે તો તેમાં કવિતા તો કયાંથીજ રચે!"—એ તોહમતનો જવાબ અમારી કોમ તરફથી બેહરામજી મલબારી, જહાંગીરશાહ તાલેયારખાન અને સૌથી સચોટ રૂપમાં મિ. અરદેશર ખબરદારે અચ્છી રીતે આપ્યો છે.

આપણે આપણી માતૃભાષાથી જુદી ભાષામાં ગદ્યમાં બહુ મુશ્કેલી વિના લખાણ કરી શકીએ પણ એક પારકી ભાષામાં પદ્યમાં લખવું એ બહુજ કઠણ છે. પદ્યમાં લખતાં એક કવિ જે ભાષા વાપરે તે ભાષાને લગતા પ્રાંત, તેની પ્રજા, તેના આદર્શો, ત્યાંની રહેણીકરણી, રાહરસમ, રીતરિવાજ, ત્યાંના માણસોની દૃષ્ટિ તેમની રાજકીય, ધાર્મિક અને સામાજિક ભાવના વગેરે સાથે તેને તન્મય થવું પડે છે, નહિતો ગદ્યમાં લખી શકાય પણ તે ભાષામાં પદ્ય લખવું અશક્ય છે. કવિ, કવિની ભાષા અને જે પ્રજામાં તે ભાષા પ્રચલિત હોય એ ત્રણ જુદી વસ્તુ નથી, પણ એક બીજામાં ગુંથઇ રહેલી છે. એક ભાષાની તમામ શકિત અને તેનું સઘળું સૌન્દર્ય અને જે પ્રજામાં તે બોલાતી હોય તે પ્રજાના ઉંચામાં ઉંચા આદર્શો એ એક મહાન કવિની અનુપમ વાણીમાં સીધી કે આડકતરી રીતે વ્યકત થાય છે. પોતાની ભાષા મૂકી દઇ પરાઇ ભાષામાં કાવ્યો રચવાં એ રમત વાત નથી,

અને તે પારકી ભાષાની સંસ્કૃતિમાં લુબ્ધ થયા સિવાય પ્રાપ્ત થતુ પણ નથી. જોસફ કૉનરૅડ પોલૅંડનો રહેવાસી હોવા છતાં ઈંગ્રેજોના અને ખાસ કરીને ઈંગ્રેજ ખલાસીઓના ગાઢા સમાગમમાં આવવાથી તે ઈંગ્રેજી ભાષામાં આંગ્લ લેખકોને ઈર્ષા ઉપજાવે એવી કુદરતી શૈલીમાં ગદ્યમાં બહુ ઉત્તમ નવલકથાઓ લખી ગયો છે. ૧૯ મી સદીમાં ડાન્ટે ગેબ્રિઅલ રોઝેટી જાતે ઇટાલ્યન હોવા છતાં ઈંગ્લંડમાં જન્મ પામી ત્યાંજ પોતાનો જાથુકનો મુકામ કીધો હોવાથી ઈંગ્રેજીમાં બહુ સારાં કાવ્યો રચી શકયો છે. કવિ ખબરદાર હિન્દુ સાહિત્ય અને સંસ્કૃતિમાં રચીપચી રહ્યા છે અને તેથીજ તેઓનાં કાવ્યોને આટલે દરજ્જે ફતેહ મળે શકી છે. કવિ ખબરદારનાં કાવ્યોમાં પારસી ભાષા, પારસી દૃષ્ટિબિંદુ, પારસી outlook, પારસી સભ્યતાનાં દર્શન ઝાઝાં થતાં નથી અને નજ થાય; પણ જે શિષ્ટ ગુજરાતી ઉપર એમણે પ્રભુત્વ મેળવ્યું છે તે ભાષા બોલતી પ્રજા–યાને હિન્દુઓ–નીજ સભ્યતા અને દૃષ્ટિબિંદુ આપણે એમનાં કાવ્યોમાં જોઈ શકીએ છીએ.

પારસી કોમે કવિ ખબરદારને જન્મ આપીને ખોઇ દીધા છે, જ્યારે હિન્દુભાઇઓ એમને જીતી શકયા છે. પારસીઓએ પોતાની dialect માં એક ઉત્તમ કવિ ખોયો છે ખરો પણ એ ખોટમાં પણ અપૂર્વ માન સમાયું છે, અને હિન્દુઓ કુરબાન થાય એવી કવિતા લખી કવિ ખબરદારે પારસીઓનું ગૌરવ અને કીર્તિ વધાર્યા છે. ફ્રાન્સ દેશમાં નૉરમન્ડી નામનું એક ન્હાનું રાજ્ય હતું; ત્યાંનો એક ડયૂક વિલ્યમ નામનો યોદ્ધો ૧૦૬૬ ની સાલમાં ઈંગ્લંડ જીતી લઇ ત્યાંનો રાજપતિ થયો, અને તે અને તેના વંશજો ઈંગ્લંડમાંજ રાજગાદી ભોગવતા રહ્યા, જોકે તેમણે પોતાનાં અસલ વતન નૉરમંડી સાથે પણ વ્યવહાર ચાલુ રાખ્યો હતો. તે પ્રમાણે ગરીબડી “ પારસી ગુજરાતી” માં જન્મ લઇ મિ. ખબરદારે શિષ્ટ ગુજરાતીનો કિલ્લો પોતાની કાબેલિયત અને કવિત્વશકિતના પ્રતાપથી જીતી લઇ લાયક માન સંપાદન કર્યું છે. પારસીઓને મિ. ખબરદાર એક રીતે ખોટના ખાડામાં નાંખતા ગયા, જ્યારે બીજી તરફથી પોતાની કોમના એક સભ્યને માન તે પારસીકોમ કુદરતી રીતેજ પોતાને માન મળેલું સમજી લે છે, અને જેમ ઈંગ્લંડનો વિજેતા વિલ્યમ પહેલો પોતાનાં નૉરમંડી સાથે નિસબત ચાલુ રાખતો રહ્યો તેમ કવિશ્રી પણ પોતાની કોમને તદ્દન નહીં વિસારવાની કૃપા કરશે એવી એઓ પ્રત્યે અમારી વિનંતિ છે.

જ્યારે બે પ્રજાઓ એક બીજાના નિકટના સમાગમમાં આવે છે ત્યારે આ પ્રકારની અરસપરસ આપલે સાધારણ થઇ પડે છે. ઉપરોકત કૉનરૅડ અને રોઝેટીએ પોતાની સ્વભાષાઓથી જુદીજ ભાષામાં નવલકથા અને કાવ્યો રચ્યાં ખરાં, પણ તેમને એક બાબતમાં મોટો લાભ હતોઃ એ બન્ને લેખકો ખ્રિસ્તી હતા અને જે પારકી ઈંગ્રેજી ભાષામાં તેઓ લખતા હતા તે ભાષા બોલતી પ્રજાનો ધર્મ પણ તેજ હતો. પણ પરધર્મી હોવા છતાં મિ. ખબરદાર સિવાય બીજા અનેક કવિઓ પારકી ભાષામાં પોતાના વિચારો ઉતારવામાં સફળ થયા છે. સ્વ. કુમારી તોરૂલતા દત્ત, સ્વ. કે એચ. ડી. ( મિ. ખુરશેદજી હોરમસજી દસ્તુર ), શ્રીમતી સરોજિની નાયડુ અને કવિવર ટાગોર ઈંગ્રેજીમાં સારાં કાવ્યો લખી શકયાં છે. તોરૂલતા દત્તે ખ્રિસ્તીધર્મ અખ્તયાર કર્યો હતો તે ઉપરથીજ તેમની ઉપર ઈંગ્રેજી સંસ્કૃતિનું પ્રાબલ્ય કેટલું હતું તે જણાઈ આવે છે. મિ. દસ્તુર જેઓ “સૅસિલ” ના તખલ્લુસ નીચે કાવ્યો લખતા હતા તેમણે ઇંગ્લંડમાંજ જાથુકનો વસવાટ કર્યો, અને તે દેશની અસર એમની ઉપર એટલી બધી થઈ કે તેમનાં કાવ્યો ઉપરથી જોતાં તેઓ ઈંગ્રેજીમાંજ વિચારી શકતા હોવા જોઇએ એમ જણાય છે. આ અલબત ઇચ્છિવજોગ નથી, પણ પારકીભાષામાં કાવ્યો લખવાની હિમ્મત કરનારને કેટલીક વાર મોટો દંડ પણ ભરવો પડે છે. શ્રીમતી નાયડુ અને ડૉ. ટાગોરને પણ ઈંગ્લંડ અને ત્યાંની સભ્યતા જોડે બહુ નિકટનો સંબંધ છે. પરંતુ દેશ અને ધર્મ જુદા હોવા છતાં ચુસ્ત સ્વદેશી અને સ્વધર્મા રહીને પણ ઈંગ્રેજીમાં ઉત્તમ કાવ્યો લખવામાં તેઓ ફતેહમંદ થયાં છે.

વળી આપણા દેશનાં સાહિત્યો ઉપર નજર ફેંકતાં માલુમ પડે છે કે કેટલાક મુસલમાન લેખકોએ હિન્દી સાહિત્ય દીપાવ્યું છે, જ્યારે ઉર્દુ સાહિત્યમાં અનેક હિન્દુભાઇઓએ પોતાનો નોંધ લેવા જોગ ફાળો આપ્યો છે. હિન્દી સાહિત્યમાં જાણીતો શાએર અમીર ખુસરૂ, મહાત્મા કબીરજી, સંત દાદુ દયાલ, સુફી કવિ મલિક મોહમ્મદ જાયસી, અહમદાબાદનિવાસી પરંતુ મુલ્કમશહુર અમીરઝાદા અબદુર્રહીમ ખાનખાનાન વગેરે અનેક પ્રસિદ્ધ મુસલમાન લેખકોએ પોતાની કલમ ચલાવી છે. તેજ પ્રમાણે ઉર્દુ કાવ્યસાહિત્યમાં મીરઝા હરગોપાલ તફતા,

પંડિત દયાશંકર નસીમ અને મુનશી દુર્ગાસહાય સરૂર, ઉર્દૂ નવલકથામાં પંડિત રતનનાથ સરશાર, ઉર્દૂ "શોર્ટ સ્ટોરી" માં મુનશી ધનપતરાય પ્રેમચંદ, અને ઉર્દૂ નાટકમાં મુનશી વિનાયકપ્રસાદ તાલિબ જેવા સમર્થ હિન્દુ લેખકોનાં નામ જોવામાં આવે છે. સાહિત્ય એ એક "Republic of Letters" મનાયું છે; એમાં જ્ઞાતિભેદ હોયજ નહિ; એમાં 'વાડા' પાડી શકાતા નથી, અને પાડ્યા હોય તો તેનું ઉલ્લંઘન કરનારને રોકી શકાય તેમ પણ નથી. ઈશ્વરદત્ત કાવ્યશકિત તો સેન્ટ જૉનના ભાગવતમાં કહ્યું છે તેમ "The wind bloweth where it listeth" જેમ પવન ફાવે તેમ વાય તેમ મન ફાવે તે ત જાય. દિલને ચાહે તે ભાષાદ્વારા પોતે પ્રદર્શિત થાય છે. કવિ ખબરદાર ધર્મે જરથોસ્તી હોવા છતાં હિન્દુ ધાર્મિક સંસ્કારો, લાક્ષણિક હિન્દુ કલ્પના-તરંગો, હિન્દુ આદર્શો અને અભિલાષાઓ આટલી સારી રીતે ઝીલી શકયા એ એમની એક ખાસ ખુબી છે, જે માટે એમને ધન્યવાદ ઘટે છે.

મિ. ખબરદારનો એક ખાસ પ્રશંસાપાત્ર ગુણ તે એમનાં કાવ્યોમાં અખંડ વહેતો એમનો સ્વદેશપ્રેમ અને ગુજરાત માટેની એમની ફિદાગીરી છે. 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' એ એમની જાણીતી પંકિત દરેક સાચા ગુજરાતીનું હૃદય હચમચાવી મૂકે એવી છે, અને ખાસ કરી પરદેશ જઈ વસેલા હિન્દુઓ અને પારસીઓને તે જરૂર વધુ હૃદયંગમ થઈ પડશે. કવિ રૂપર્ટ બ્રૂક જે ૧૯૧૫ માં મહાન યુરોપિયન વિગ્રહમાં સ્વદેશથી બહુ દુર માર્યો ગયો હતો તે પોતાનાં સૌથી વધારે જાણીતા કાવ્યમાં કહે છે તેમઃ–

> "If I should die, think only this of me:
> That there's some corner of a foreign field
> That is for ever England".

એ યુવાન ઈંગ્રેજ કવિના કહેવા પ્રમાણે દરેક ઈંગ્રેજ તે ઈંગ્લંડની મહત્તા અને ગૌરવનો પ્રતિનિધિ છે; તે જ્યાં જાય છે ત્યાં ઈંગ્લંડની પ્રતિષ્ઠા જાય છે, તે મરણ પામે છે ત્યારે પણ તેની કબર એક ન્હાનું જેવું ઈંગ્લંડજ બની જાય છે. મિ. ખબરદારની પંકિતમાંથી પણ પોતાના વતન માટે એવીજ મહોબત અને વફાદારી ઝરે છે. એ જોતાં આપણે એવું અનુમાન કરી શકીએ કે ધંધાઅર્થે છેક મદ્રાસ જઈ વસેલા કવિએ મદ્રાસને પણ એક ગુજરાતજ બનાવી દીધું હશે, અને દુનિયાના ગમે તે ભાગમાં તેઓ વસે તો તે દેશ પણ કવિરાજની કલ્પના સૃષ્ટિમાં "ગુણવંતી ગુજરાત" જેવોજ નંદનવન સમો અમૂલ્ય ભાસશે.

ઈરાનથી હાર ખમી અને અરબ સલતનતથી ત્રાસ પામી જ્યારે પારસીઓ ઈસ્વી ૮ મી સદીમાં ગુજરાતમાં આવી વસ્યા, ત્યારે અહીંના એક ભલા હિન્દુ રાજાને પારસીઓના વડા દસ્તુરે વચન આપ્યું હતું કેઃ— "હમે હિન્દુસ્તાન રા યાર બાશીમ"—એટલે કે "આખા હિન્દુસ્તાનના હમે મિત્રો થઈ રહીશું". બાટલીવાલા, વાડીયા, પિટીટ, રેડીમની, સોરાબજી બંગાલી, જમશેદજી તાતા, દાદાભાઈ, ફીરોઝશાહ વગેરે વીરોને જન્મ આપી પારસી કોમે અનેક દિશામાં આ વચન પાળવાની યથાશક્તિ કોશેશ કીધી છે, પણ ગુજરાતના હિન્દુઓને પારસી કોમે શિષ્ટ કાવ્યસાહિત્યના ક્ષેત્રમાં ખાસ કરીને એકજ સપૂતની સેવા અર્પણ કરી છે, અને તે મિ. અરદેશર ખબરદાર છે. માત્ર સમુદ્ર કે પર્વત વચ્ચે આવવાથી દેશ દેશ વચ્ચે કેટલીક વાર શત્રુવટ બાઝે છે; એ દુશમની ગમે એવી ઉંડી અને લાંબા કાળની હોય તોપણ ઘણી વેળાએ દેશોનાં કાવ્યો અને સાહિત્યની કૃતિઓ અરસપરસ ભારે ઉમંગથી વંચાય છે અને ઘડીભર અદાવત ભૂલાઈ જવા પામે છે. મહાન જરમન કવિ ગટેના મત મુજબ "Literature is the humanization of the world" જગતનાં નિષ્ઠુર અને ક્રૂર હૃદયને સાહિત્ય અને કળા ઇનસાનિયતનાં અમૃત પાઈ નમ્ર અને સંસ્કારી બનાવે છે. પારસીઓ અને હિન્દુઓ વચ્ચે સમુદ્ર કે પર્વત નથી, અદાવત કે દુશમની નથી; અને માત્ર તકરારને ખાતર માની લઇએ કે છે, તોપણ મિ. ખબરદાર જેવા કવિઓ આપણને એવા પર્વતો કે દુશમની ઓળંગી જવામાં સહાય કરી કોમકોમ વચ્ચે ઐકય અને ભ્રાતૃભાવ વધારવામાં મદદ કરે છે. પારસીઓ અને હિન્દુઓ લાંબાકાળથી સ્નેહની સાંકળથી જ જોડાઈ રહ્યા છે અને રહેશે, અને એ સાંકળીની અનેક કડીઓ પૈકી સૌથી છેલ્લી પણ મજબુત કડી તે કવિ અરદેશર ખબરદારના ભાવનામય કાવ્યગ્રંથો છે.

# કવિ–મંજુર ખબરદાર

શ્રી. શો. મ. દેશાઈ

" Poetry only I confess is mine ;
The only thing I think of now, or read,
Feeding my soul upon the soft, and sweet,
And delicate imaginings of song ;
For as nightingales do upon glow-worms feed,
So poets live upon the living light
Of nature and of beauty." —Bailey

૧૨૦૦ વર્ષ થઈ ગયાં પારસીઓને હિન્દભૂમિ ઉપર પગ મૂકયાને, ૧૨૦૦ વર્ષથી ગુજરાતને પારસીઓએ પોતાનું "માદર–વતન" કહેતાં માતૃભૂમિ સ્વીકારી, ૧૨૦૦ વર્ષથી ગુજરાતી ભાષાને "માદર–ઝબાન" એટલે કે માતૃભાષા લેખે મંજુર રાખી, ૧૨૦૦ વર્ષ થયાં ગુજરાતીઓના આચારવિચાર, રહેણીકરણી અને સંસ્કારો જાણે કિંવા અજાણે અનાયાસે ગ્રહણ કર્યા, પરંતુ સંસ્કાર પામેલી શુદ્ધ–ગુજરાતી–ભાષાને પોતાની કરવાના વિષયમાં સામાન્યતઃ પારસી કોમનો અતિ મ્હોટો ભાગ પછાત રહ્યો તે હજીયે પછાત જ રહ્યો. કારણમાં એટલું જ જણાવાશે કે, તેમના પત્રકારોએ, ભાષણકર્તાઓએ, ગ્રંથકારોએ, પદ્યકારોએ, ગદ્યકારોએ, લેખકો અને લેખિકાઓના મોટા ભાગે એ ભાષાની સંસ્કૃતિ તથા સુધારા વધારાની દિશાએ દુર્લક્ષ રાખ્યું તે રાખ્યું, પરિવર્તન કર્યું જ નહીં; અને દિશા બદલવાના પ્રયત્નો પ્રત્યે વખતોવખત અભાવ અને અણગમો બતાવવામાં આવ્યો. થયું એમ કે, પારસી–ગુજરાતી નિર્માલ્ય અને અશુદ્ધ, પારસી ભાષાના પૂર્ણ અંશવાળી, તથા ગ્રામસ્થ ગુજરાતી જ પ્રચારમાં રહી શકયાથી, હિન્દુઓએ ગમે એવા વિદ્વાન, જ્ઞાની અને કવિ પારસી લેખકોના લેખો અને ગ્રંથો વાંચવાની કે જોવાની પણ તથા કે તમા રાખી નહિ તેમ પારસીઓએ ઉત્તમ હિન્દુ કવિઓના અને લેખકોનાં કાવ્યો તથા ગ્રંથો તરફ ઝાંખીને પણ જોયું નહીં. એકમેકના ધર્મશાસ્ત્રોના ધર્માંધ ભાવે કરીને ઉચ્ચ પ્રકારનાં ધર્મપુસ્તકો અથવા ધર્મગ્રંથો તપાસવા તથા અભ્યાસ કરવાની આકાંક્ષા બીલકુલ રહી નહીં. એક તરફથી પારસીઓ ફારસીમય ગુજરાતીને વળગી રહ્યા, તો બીજી તરફથી હિન્દુ લખનારાઓ પરિસ્થિતિને અનુકૂળ આવેલી ગુજરાતીને દિનપ્રતિદિન સંસ્કૃતમય જડબાંતોડ ભાષા બનાવતા ગયા. પારસીઓનો મ્હોટો ભાગ (૧) ગુજરાતી જોડાક્ષરો પણ બાંચી શકતો નથી; (૨) પારસી પત્રકારો અને ગ્રંથકારોનો મ્હોટો ભાગ પોતે જ ખપપૂરતું ગામઠી ગુજરાતી ભણેલો હોય છે; (૩) પારસીઓનાં દૈનિક, અઠવાડિક અને માસિકપત્રો શુદ્ધ ભાષામાં છપાતાં નથી; (૪) રોજીંદાં પત્રો સંવત્સરી જોવાને ભાગ્યશાળી થયાં છતાં, જોડાક્ષરી ટાઇપોની યોજનાનો હજીયે સાહસ શોધી શકયાં નહીં; (૫) તે કાળના પોણોલાખ ઈંગ્રેજી શબ્દોમાંથી શેકસપિયર જેવો મહાન કવિ અને નાટકકાર ૧૬૦૦૦ થી વધુ શબ્દોનો ઉપયોગ કરી શકયો નથી, પરંતુ પારસી લેખકો ભાષણકર્તાઓ, ગ્રંથકારો તથા કવિઓનો મ્હોટો ભાગ ભાગ્યે જ ૧૦૦૦ ગુજરાતી શબ્દોનો વાપર કરી શકયો હોય; (૬) અર્થનો અનર્થ થાય એવી છપામણીનો અનુભવ થયાથી ઉચ્ચ ભાષાનું ગુજરાતી સાહિત્ય લખનારા પારસી શું કે હિન્દુ લેખકો શું, એવા પ્રકારના પત્રોમાં પોતાના લેખો લખતા નથી; (૭) ગુજરાતી પરિષદોમાં પારસી લેખકો નહીં જ જેવા જણાય; એવાં એવાં અનેક કારણોને લઇને શુદ્ધ અને અપરિચિત નવનવા શબ્દોથી શણગારેલી કવિ ખબરદારની સુંદર કવિતાઓથી જેટલા હજાર હિન્દુ લોકો માહિતગાર છે, એટલા સેંકડાથી પણ પારસી લોકો ન હોવાથી, કવિ ખબરદારને પોતાની કોમમાં જેવું જોઇએ એવું અગ્રસ્થાન અદ્યાપિ પર્યંત મળ્યું નથી. (૮) જાણવા જેવી વાત આ છે કે, પારસીઓના બાપદાદાઓ "નશર" (Prose=ગદ્ય) કરતાં "નઝમ" (Poetry) ને હમેશાં વિશેષ પસંદ કરતા હતા. તેઓ વૃત્તાંતો, ઇતિહાસો, જન્મચરિત્રો વિગેરે તો કાવ્યમાં રચતા રચાવતા, પરંતુ ધર્મના વિષયો પણ કવિતામાં કરાવતા. (૯) જ્યારથી પારસીઓમાં "નવલકથાયુગ"નો આરંભ થયો છે ત્યારથી કવિ, કવિતા, અને

કાવ્યમાં ઝાઝો રસ લેવાતો ન હોવાથી કવિ-મંજુર ખબરદારની ઉચ્ચ પ્રતિની કાવ્યશક્તિની પણ જેવી જોઇએ એવી કદર થતી નથી. આઠમી સદીમાં આરબોના જુલમથી ઇરાન વતન છોડીને અમો પારસીઓના વડવાઓ હિન્દભૂમિ ઉપર જ્યારે આવી ઉતર્યાં, ત્યારે દીવ અને ખંભાતમાં માત્ર ૧૯ વર્ષ રહ્યા હતા, પરંતુ દશા લાડ વણિક કલ્યાણરાયે ત્યાંથી પણ જ્યારે અમારા વડીલોને હાંકી કાઢયા, ત્યારે તેઓ તે વેળાની પ્રખ્યાત નગરી સજ્જનપૂરી (જેનું હિન્દુ અપભ્રંશ સજાન અને પારસી અપભ્રંશ શનજાન થયું છે, ત્યાના રાણા જયદેવ (અપભ્રંશ જાદીરાણા) એમણે આમારા ધર્મ અને વહેવાર રૂઢીઓ પ્રથમ જાણ્યા સિવાય અમોને પોતાના રાજ્યમાં આશ્રય આપવાની આનાકાની કરવાથી અમારો પહેલ વહેલો ઇતિહાસ જે તે વેળાના વિદ્વાન દશતુર નેરિયોસંગ ધવલે રાણા હજુર રજુ કર્યો હતો, તે સંસ્કૃત ભાષામાં રજુ કર્યો હતો! એટલું જ નહીં, પણ તે ૧૬ શ્લોકોવાળી કવિતામાં જ કર્યો હતો! એના ૧૫ મા શ્લોકનું પાછળથી ભાષાંતર કરનાર પોતાના ધર્મગુરૂ પેગમ્બરને કવિજ કહી ગયા છેઃ

पूर्वाचार्यरवंधै विरंचितरुचिरैर्मोक्षमार्गप्रदातैः
संस्कारैः संस्थितानां विकसितविधिना कथ्यते व्योम दार्वं ।
सर्वेषां च त्रयाणां दहनवसुमती भास्कराणां च पूजा
शुद्धे रम्या य एवं प्रगदितमहिमास्ते वयं पारसीकाः ॥

"પુરવના જે આચારી તેણે બાંધ્યાં. જે એવા પુસ્તક તેમાં સંસ્કાર રૂડા છિ. એવા મોક્ષમાર્ગ ન આપે. કવિ જે તેણે વિકાસ જે કહેઆ મારગ સરવને એ માર્ગ થકી સ્વર્ગ પ્રાપ્તિ થાઇઃ ત્રણ પ્રકારનાં જે પાપની મતં તેને બાલ. એવો રૂડો ધર્મ પારસીના પુષક્ષાત (પુરૂષાર્થ હશે) કરિને કરવું. તેવા અમો પારસી છૌ."

પરંતુ ભરૂચવાળા દશતુર અસપંદીઆર કામદીનજીએ ય. સ. ૧૧૯૫ (ઇ. સ. ૧૮૨૬) માં ગુજરાતી લિપિમાં લખેલા ઉપલા સંસ્કૃત શ્લોકમાં સ્પષ્ટતા કરી છેઃ

પૂરવાચારએહ પરબંધેએઈ વીરચીતરૂચીતરૂચીરેઈ મૂખશ મારગ પરદાતઃ
સંશકારઇએઇ શતાત ક્વી નામ વીરચીત વીધીના કથતે વીઓમ દશચ ।
શરવે શામ ચતરઆંનામ દહુંન વશમતી ભાશકરનાંન ચ પૂજા
પૂશ પાદેઅઇ શંમ પરદેશટા પરમૂદીતા મનશ ગઉરા ધીરાશો વીશ
બહુબલ નલ આશને વએઅંમ પારશીકા ।।

"જે પેહેલાનાં વડા લોકોએ શારા બેશ કરેલા મૂખશનાં મારગ ઇઆંને ફરીથી પેદા નહી એહેવા મારગ છે તે રીતે કરીને ચાલે તો ફરીને પેદા નહી થાએ। અને બજેરગોની રીતે આતશ તથા જમીન તથા શરજનું ધેઆન ધરતાં અગની ઉપર ખેશબોએ કરી તથા ફુલે કરીને પોતાની ખૂશીથી શાશતર પરમાંણે પૂજા કરે છે તે અમો ગોરા તથા ધીરા તથા શૂરા તથા બલવંત પારશી છેઇએ."

ટુંકમાં, જુના કાળમાં ધર્માચાર્ય ગુરૂદેવને કવિની ઉચ્ચ સંજ્ઞા લાગુ પાડવામાં આવતી હતી.

(क) કુદરતી કવિ અને ભિક્ષુક કવિ, અસલી કવિ અને નકલી કવિ, ચોર કવિ અને શાહુકાર કવિ, એ બે વર્ગના કવિઓ હોય છે. પોતાની કવિતા સાંભળનારા જાગૃત હોય, પોતાની કવિતા રચતાં પોતાને જ શંકા પડતી ન હોય, અને જેમ જેમ પોતાની કવિતામાં અસલપણું (Originality) આવતું હોય તેમ તેમ શાહુકાર-કવિ વિશેષ મગ્ન અને વિશેષ પ્રસન્ન રહે છે. ભિક્ષુક કવિ જે સાચા કવિઓને ત્યાંથી ઇદિર તીદર ભટકીને માંગી લાવી પેટ ભરે છે, શાહુકારોને ત્યાંથી ઉધાર ઉછીકું લાવી કવિતાઓ કરે છે, તે તો "ચરણ ધરત શંખા કરત, નિંદ ન ભાવત શોર; શુવરણકો ધુંડત ફીરત, કવિ વિભીચારી ચોર" છે. એકનાં પગલાં ઉપર પોતાનું પગલું ભરીને પછી શંકા કરે છે; બધા લોકો ઉંઘમાં પડ્યા હોય એવું તે ઇચ્છે છે; ત્હેને શોરબકોર પસંદ હોતો નથી, પરન્તુ ત્હેને તો છુપછાપ મૂગોમૂગો પોતાનો ચોરીનો માલ પસાર કરાવીને ખપાવી નાખવા બહુ ભાવે છે. સોનાને, અર્થાત સોના જેવી અમૂલ્ય કવિતાઓ જે કવિ-સોનીએ ઘડેલી હોય, તેને જ તે શોધતો ફરે છે. આ ટેવ ભિખારી કવિની, વ્યભિચારી પુરૂષની જેમ ચોર

કવિની હોય છે. લેટીન કહેવત છે કે, Poeta nascitur, non fit = કવિ જન્મેલો હોય છે, બનાવેલો હોતો નથી. Poets are far rarer births than Kings. જોનસનનું આ વચન છે કે, રાજાઓના જન્મ જેટલા દુર્લભ હોય છે, તે કરતાંયે વિશેષ દુર્લભ કવિજન્મ હોય છે.

મુદ્દોઃ ઉપર પ્રતિપાદન કરેલા અઘટિત આક્ષેપોમાં કવિ ખબરદાર આવે છે કે કેમ ? ના.

ઉપર જણાવેલી ઉચ્ચ લાયકાતોમાં કવિ ખબરદાર આવી શકે કે કેમ ? હા. પુરાવોઃ મેઘને સંબોધીને જે મિશ્ર હરિગીત તેમણે રચ્યું છે તે જુઓ.

(ख) કાવ્યમાં પોતાનામાં જ પરમેશ્વરનો વિષય સમાયલો હોય છે. ઇશ્વિરે પોતાનો પેગામ લઇ જનારા પેગમ્બરોને કવિ જ પેદા કરેલા હોય છે. જેમ જેમ કાવ્યપ્રત્યે આપણી લાગણી વધે છે તેમ તેમ પુરૂષ અને પ્રકૃતિ, માયા અને શકિત એ બાબતે આપણે પરમેશ્વરના જેવા અથવા નિદાન મદદનીશ પરમેશ્વરો થઇએ છિએ. Poetry is the art of imitation, that is to say-a representing, counterfeiting, or figuring forth.

મુદ્દોઃ સિડની કહે છે તે પ્રમાણે કુદરતનું અનુકરણ કરવાનો, કાંઇક નવું ઉભું કરવાનો, અને અલંકૃત કાવ્ય કરવાનો હુન્નર ખબરદાર કવિની કલ્પના તથા કલમ ધરાવે છે કે કેમ ? હા.

પુરાવોઃ ગુણવંતી ગુજરાત એ પૂરતો પુરાવો છે.

(ग) જગતે જેટલા જન્મો સદ્‌ગુરૂઓને આપેલ છે તેટલા જન્મ કવિઓને પણ આપેલ છે. કવિ અને કાવ્ય જો એટલાં બધાં મોઘાં ન હોત તો જગત્‌માં જેટલાં પુસ્તકો રચાયાં છે એટલાં કવિતામાં જ રચાત. એટલા માટે એક ખબરદાર કવિનો અર્થ જ એવો બહોળો કર્યો છે કે, કુદરતની બાહ્ય કિંવા ગુહ્ય પ્રત્યેક વાતનો જે નિષ્ણાત અભ્યાસી તેજ કવિ. કહો કે કવિ એટલે ઉત્તમ કારીગર, નિપુણ જાણભેદુ, ઉસ્તાદોનો ઉસ્તાદ. ઉચ્ચ પ્રતિના પદ્યકારને અગર ગદ્યકારને પણ, સર્વોત્તમ શિલ્પકારને પણ, ઉમદા ચિત્રકારને પણ, ચિકિત્સક વૈદ્યને પણ, સુંદર ઘાટો ઘડનારા સોની, કંસારા, કુંભાર, સુથાર તથા લુહારને પણ કવિ સંજ્ઞાથી આપણે ઓળખ્યે છિએ. કારણ કે જેમ "Poetry is the art of substantiating shadows, and of lending existence to nothing," તેમ એક ઉત્તમ ગદ્યકારને પણ કવિ કહી શકાય.

મુદ્દોઃ ત્યારે જેવી વ્યાખ્યા બર્કે ઉપર પ્રમાણે કરી છે તે વ્યાખ્યામાં ગદ્યલેખક તરીકે પણ કવિ ખબરદારનાં લક્ષણો આવી શકે છે કે કેમ ! હા.

પુરાવોઃ ગુજરાતી પરિષદના એક પ્રમુખ લેખેનું એમનું ભાષણ જુઓ. મલબારીનાં કાવ્યરત્નોમાં એમનો લખેલો ઉપોદ્‌ઘાત જુઓ.

શ્રી. ખબરદાર એક "કવિ-મંજુર" જન્મ-કવિ છે એવો અમારો અનુભવસિદ્ધ અભિપ્રાય છે.

---

# સાત રાતની યાદ

## શ્રી. ફિરોજશાહ રુસ્તમજી મહેતા

વીસ વર્ષની એ વાત છે. તે પહેલાં કરાંચીમાં કવિને વાંચીને જોયલા એજ—પછી બેંગ્લોરમાં જોઇને વાંચ્યા તે ખરા. વાંચીને જોયલા તે પણ 'ખબરદાર' હતા ને જોઇને વાંચ્યા તે યે ખબરદારજ હતા: ફેર એટલોજ કે પહેલાંમાં મેં કુદરતના કવિને દીઠો અને પાછલામાં મેં કવિની કુદરતને દીઠી. કવિને વાંચીને જોયલા એ મારો ગરીબડો રસાનુભવ, પણ કવિને જોઇને વાંચેલા તે તો મારો ગર્વભીનો મહાનુભવઃ જીવનમાં કવચિત જ મળે એવો ને મળ્યા પછી ન ભૂલાય તેવો.

ખરૂં છે: જીવતાં જાગતાં સત્ય કાવ્યો વાંચવા સારૂ જીવને સુસંસ્કાર પૂરતા છે, પણ કાવ્યોના જન્મદાતા એવા કો જીવતા જાગતા સત્ય કવિના સંસર્ગમાં આવવા કાજે તો કોઈ ઘણાં મોટાં સદ્‌ભાગ્યનીજ જરૂર રહે છે. એવું પરમ સુભાગ્ય ઈસ્વી સને ૧૯૧૧ ની જાન્યુવારીની એક શુભ રાત્રીએ મને અણધાર્યું ને એકાએક આવી મળ્યું, અને તે સાત સાત દિવસ અને રાતો લગી લંબાયું. જો કોઈ એ માટે મને અભિનન્દન ન અર્પે તો હું પંડે પોતાને મુબારકબાદી આપવામાં દોષિત તો ન જ કહેવાઇશ.

૧૯૧૧ નો જાન્યુવારી ચાલતો હતો. બેંગ્લોરનું 'ટનબ્રીજ હોટેલ' ઉતારૂઓ વિના એકાંતમાં ઝૂરતું હતું, અને શિઆળાની ઠંડી પણ સુખકારક રાતો ચંદ્રિકામાં વિહાર કરતી પોતાનું જોમ બતાવી રહી હતી. 'ટનબ્રીજ'-વિષે કશુ હું જાણતો નહોતો અને કોઇએ પણ મને એની ભલામણ કીધી નહોતી. સ્ટેશને પહોંચ્યો ત્યારે વિચાર સરીખો યે ન કીધેલો કે બેંગ્લોરમાં મારે ક્યાં ઉતરવું, છતાં મારાં પગલાં 'ટનબ્રીજ'માં પડ્યાં એટલે ગુજરાતના એક મહાન કવિને મળવા સારૂ મારૂં ભાગ્ય મને ખાસ ત્યાંજ ઘસડી ગયેલું એમાં શો સંદેહ !

હોટલમાં હું ઉતર્યો હતો તે દરમિયાન એક રાત્રીએ જમી રહ્યા બાદ મારા શયનખંડમાં જતો હતો તેટલામાં વચલાં 'સીટીંગરૂમ'માંથી પસાર થતાં મ્હારા કર્ણ પર આ શબ્દો આવી અથડાયા: "ભાઈ જરથોસ્તી ! બબ્બે દિવસ થયાં જમીને સીધા અંદર ચાલ્યા જાઓ છો તો જરા આહીં તો આવો ! મળો તો સહી. કાંઈ વાત કરશો કે નહીં ?"

હું ચોંક્યો. બોલનાર ભણી નજર ફેરવી. ત્યાં એક સુખાસન પર બેઠેલાઇને, અંગ્રેજી વસ્ત્રોમાં સજ્જ થએલી ઉંચી ભરાવદાર કાઠીની એક ગૌરકાય વ્યક્તિ મેં દીઠી. હું તે ગૃહસ્થ પાસે ગયો. મૂંઝવણ સાથે અચરતીથી મેં પૂછ્યું "આપ કોણ ? માફ કરજો મેં આપને કોઇ અંગ્રેજ ધાર્યા !"

"ના—ના, હું પારસી છું," એમ બોલતે સુંદર કાવ્ય સમું મીઠું લાગતું આછું સ્મિત તેણે દાખવ્યું.

"આપનું નામ ?"

"અરદેશર ફરામજી ખબરદાર"

"ઓ—હો તમે કવિ ખબરદાર ! કેવું નહીં ધારેલું ! તમારી મુલાકાતથી હું ઘણો ખુશી છું, મને નસીબદાર સમજું છું."

કવિશ્રી સાથેનો આ મ્હારો પહેલો પ્રસંગ ! ગુજરાતના એક મહાકવિ સાથેની આ મારી પહેલી પિછાણ ! મારી પોતાની કોમનાં એક અદ્વિતીય અને અનુપમ કવિરત્ન સાથેનો આ મારો પ્રથમ પરિચય ! એ પળ આજે પણ મને સાંભરે છે.

પરસ્પરની પિછાણ થતાં તે પહેલી રાત્રે અમોએ તરેહવાર અને પુષ્કળ વાતો કીધી. તરેહવાર વાતો કાં ન થાય ? એઓ શું એકલા કલ્પનાના જ ઘોડા દોડાવે છે ? ના, જેટલા એઓ કાવ્ય વાંચતાં આપણુને રસવિષમય દેખાય છે તેટલા તેઓ વાર્તાલાપ કરતે આપણુને વિવિધ વિષયશાળી જણાય છે. કાવ્ય તથા સાહિત્ય ઉપરાંત બ્રહ્મ-

## કાન્તનું સ્વર્ગપ્રયાણ

(દિવ્ય)

દિનભરની શોભા ખોલે
    સૂર્યાસ્તે ભર આકાશે;
જીવન જ્યાં ચઢતું ઓલે
    ત્યાં આત્મા ભરે મિડારો;
નભગંગા પૂરી લોલે
    જ્યાં આવે આંખ અમાસ:
જીવન અવસાને બોલે,
    ને પૂરે પ્રભુજી આરો. ૧૦

વ્હાલા, પ્રભુપદ તું ખેલે
    છેડી તુજ વીણાતાર,
અહિં વહતી [રસભર] રેલે
    મધુરી ધીરી સ્વરધાર;
રોતી ઉરપાર ઉકેલે
    ગુર્જરી તુજ ગાનપ્રકાર:
શા રંગ હશે સુરમ્હેલે?—
    મુજ આંખ ઉડે જગાધાર! ૧૬

ઉગશે રવિ ને આથમશે,
    રહેશે સત્ય ને સ્નેહ:
આગળ પાછળ નભ નમશે,
    વચ્ચે તપશે રવિદેહ.
તુજ ગાન પિતાઉર શમશે,
    ભરશું ઉર એ રસલેહ:
ત્યાં તુજ રતિધન ધમધમશે,
    વ્હાલા, અહિં જ્યોતિર્મેહ! ૧૨

---

અરદેશર ફરામજી ખબરદાર

[ સાક્ષર શ્રી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરના સૌજન્યથી ]

જ્ઞાન, માનસશાસ્ત્ર, મેસમેરીઝમ, રાજપ્રકરણ અને સમાજસુધારો ઇત્યાદિ ઇત્યાદિ બહુવિધ વિષયોના એઓ તો મને વિદ્વાન અભ્યાસી જણાયા. અને વાસ્તવમાં એઓશ્રી એવા છેજ.

એ યાદગાર રાતે હું બાળકનો આનંદ લઈ (કોઇ નવી અમૂલ્ય વસ્તુ હાથ આવી હોય એમ) બીછાને ગયો. આ સંતોષપૂર્ણ સ્થિતિ વચ્ચે નિરાશાની એક આંચ સ્પર્શ્યા કરતીઃ કવિઓ શા માટે મોઢા પરથી જ વર્તાઈ આવતા નથી! જીંદગીની બે કીંમતી રાતો નકામી ગુમાવી!

અમો બે ઘણું ખરૂં રાતે જ મળતા. દિવસે એઓ ધંધા અર્થે રોકાઈ રહેતા પણ રાતે તો મનેજ રોકી લેતા. અલબતાં એ મારા લાભ અને આનંદની વાત હતી.

બીજી રાતે મને પોતાના ખંડમા બોલાવી કવિશ્રીએ પોતાનાં નવાં રચેલાં અણપ્રગટેલાં કાવ્યો એક પછી એક મધુર સ્વરે ગાઈ સંભળાવ્યાંઃ જાણે એકજ મૂળમાંથી બબ્બે રસ–ઘોધ સ્હામાજ વછૂટ્યા! આત્માના ઉંડાણમાંથી સોંસરા બાહેર પડતાં કુદરતનાં આ ગાયનો કુદરતના કવિ તરફથી સાંભળી મારૂં હૈયું વારંવાર નાચવા મંડતું અને શીશ તેનો પ્રતિઘોષ પાડતું અપૂર્વ આનંદમાં ડોલી રહેતું એવી એક નહીં પણ સાત સાત અમૃત ઝરતી રાતો મેં 'ખબરદાર' ભેગી સ્વર્ગના સુખ જેવી અને સુખના સ્વપ્ના જેવી ગુજારી.

એક રાત્રીએ તો કવિશ્રીએ પોતાનું રચેલું એક સ્વદેશાભિમાનનું નાટય વાંચી સંભળાવ્યું. કવિ વાંચતા જાય અને વચવચમાં આવતાં સ્વરચિત ગાયનો ગાતા યે જાય. ભારતમાતાની ઉન્નતિમાં અટકાવ નાખતાં કેટલાંક અતિ અયોગ્ય તત્ત્વો તથા તેને પ્રગતિને પંથે વળાવવામાં સહાયરૂપ થતા આવશ્યક તત્ત્વોનું એ જાણે રસ–બોધક યુદ્ધ ક્ષેત્ર હતું. કવિનું નાટય એટલે જાણે નાટકરૂપે એક બીજું મહા–કાવ્ય જ જોઈ લેવું. એમાં અમુક ગુણ–અવગુણોને કવિએ જીવંત પાત્રો બનાવી તેમના મુખ્યે ભારતની હીન દશાનું અસરકારક ભાન કરાવ્યું હતું. કવિશ્રી કાવ્ય કવે કે નિબંધ રચે તે સુયોગ્યજ લખાય, તેમ કવિનું આ નાટય પણ બહુ સુન્દર લખાયું હતું. એઓશ્રી એ નાટક પુરાણી અને પ્રખ્યાત "મુંબઈ ગુજરાતી નાટક મંડળી" દ્વારા ભજવવા ધારતા હતા. એ વિષે એમણે મારો અભિપ્રાય માગ્યો. ખેલમાં સમાવેલા વિચાર અને ભાષા વિષે વખાણ કરતાં મેં છેવટ અદના મત દર્શાવ્યા કે "આ શ્રાવ્યનાટક છે; રંગભૂમિ પર સફળ થાય એટલું આ દૃશ્ય નાટક નથી." કવિ પોતાના વિચારને વળગી રહ્યા કે "રંગભૂમિ પર એ ફાવશે" ઇશ્વર જાણે કેમ, પણ હજી સુધી આ નાટક પુસ્તક રૂપે કે રંગભૂમિ પર જાહેરમાં આવી શકયું નથી.

કવિઓ દુઃખી હૃદયના આરામ જેવા છે. તેમની કવિતામાં એ જાદુ કિંવા કીમીયો અવશ્ય હોય છે જ. પણ વાતચીત દરમિયાન કવિશ્રીથી એક અગત્યની વાત મારી જાણમાં આવી કે અનેક શારીરિક અને માનસિક વ્યાધિઓથી પીડાતાં દુઃખી જનોને પણ સાજાં કરી એઓ તેમને આરામ આપી શકતા. હાથના 'Passes' આપી માનસિક સૂચનો વડે કંકોને એમણે રોગમુક્ત કર્યા હતા. આજે પણ તેઓ આ માનસિક ઉપચારો વડે દુઃખીયાંઓની વેદના ટાળવાને અત્યાતુર છે, પણ પોતાને વળગેલી ભયંકર શિરોવેદનાને લઇને કવિએ લાચારીએ એ વિદ્યા જાણવા છતાં વાપરવી માંડી વાળી છે. સાધન છતાં પોતાને સાંપડેલી આ અશક્તિનો ઇશારો કવિએ એવો તો દયાપૂર્ણ મારી આગળ રજુ કર્યો કે કવિની કોમળ, માયાળુ, સુહૃદય પ્રકૃતિ જણાઈ આવ્યા વિના રહેજ નહીં.

કવિ ખબરદારને ગુજરાતી ભાષાની શુદ્ધતા સો એ સો ટકા પ્રિય અને અગત્યની હોય એમાં નવાઇ શી! એક રાતે એમના આગ્રહને વશ થઈ એક સ્વરચિત ગાયન મેં અચકાતાં અચકાતાં એમની સમક્ષ ગાઇ સંભળાવવાની હિમ્મત દાખવી. એમને તે ગમ્યું–વખાણ્યું, તુર્તજ જણાવી દીધું કે "એમાં એક ઘણી મોટી ખામી છે."

"કઈ ખામી?"

"'ખીલી શી પ્રભાત રળિયામણી–ભજવા ખુદાને કામની' એ લીટીમાં વ્યાકરણની ભૂલ છે. પ્રભાત 'ખીલી' ન કહેવાય, પ્રભાત 'ખીલ્યું' કહેવાય."

મેં બચાવ કર્યો "તે હું જાણું છું, પણ આ ગાયનમાં એજ રીતે પ્રાસ લાવવાથી ગાવાની મોજ સચવાય છે, તેથી મેં કાવ્ય રચનારાઓને મળતી છુટનો અહીં એમ લાભ લીધો છે."

કવિ જુસ્સામાં ભાર સમેત બોલ્યા "નહીં, નહીં ભાઈ મહેતા! વ્યાકરણના ભોગે કદિ નહીં. એ ભૂલ તમારે સુધારવી જ પડશે."

ભાષાશુદ્ધિ માટે કવિને આવી ચીવટાઈ છે તેની વિશેષ ખાત્રી મને છેલ્લે દિવસે છુટાં પડતાં પણ મળી શકી. સુંદર હસ્તાક્ષર સાથેનો પોતાનો ફોટો સ્નેહપૂર્વક આપતાં કવિએ સૂચના કરી દીધી "આ કાપલી ઉપર ત્રણ ચાર ગુજરાતી શબ્દ કોશોનાં નામ લખ્યાં છે તે મંગાવી લઈ તમારૂં શબ્દભંડોળ વધારજો અને ભાષાની શુદ્ધતા માટે દરેક વેળાએ ચોક્કસ રહેજો"

આ સૂચના હતી તો સારી અને સ્વાભાવિક: એક રીતે કહીએ તો સાધારણ, પણ એની પાછળ તેજ વેળાએ હું આ ખુલ્લું જોઈ શક્યો કે પારસીઓ શુદ્ધ ગુજરાતી બોલતા લખતા થાય—ખાસ કરી પારસી લખનારાંઓ શુદ્ધ ગુજરાતીનો શોખ તથા શક્તિ ખીલવે એ માટે એમને હૈયે જબરી દાઝ છે.

શિયાળાની એ સાત લાંબી રાતો—ખરેખર તો અતિટુંકી હાતો. મેં બરાબર જોઇ લીધું કે શ્રીયુત ખબરદાર એક કવિ લેખે તેમજ વ્યકિત લેખે પણ ખૂબજ શોભી રહે છે. એઓ પોતાના કાવ્ય જેવાજ મોહક અને મળતાવડા છે. મોટાઈનું ભાન નહીં એવી એમના દિલની સાદાઈ એમનાં પ્રત્યે આપણાં દિલને ખેંચે છે. આત્મ-શ્લાઘા વિનાની એમની આત્મશ્રદ્ધા આપણા મન પર ખુશનુમા છાપ બેસાડે છે. કવિ લેખે, વિદ્વાન લેખે, પ્રવીણ વાતચીત કરનાર લેખે, વ્યક્તિ લેખે, પારસી લેખે, ગુજરાતી લેખે મેં આ સાત રાત્રીના બનેલા સુખકારક સપ્તાહમાં આ કવિવરને ઠીક ઠીક જોઈ લીધા—યથાશક્તિ વિચારી લીધા—અને છુટા પડવા પહેલાં હમેશને માટે અંતરમાં સસ્નેહ સમાવી લીધા.

જેમનાં કાવ્યો જનતાને હરરોજ દુઆ દે છે એવા આ કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારને અંતમાં આપણે શી દુઆ દઈ શકીએ! પ્રેમ આગળ દુઆ નબળી દેખાય છે. છતાં અંતર પુકારે છે કે સતત્ સતાવતી એમની શારીરિક વેદના સહાને માટે હવે નષ્ટ થાઓ. એમની કવિતાઈ કીર્તિ નજદીક અને દૂર દશે દિશાઓમાં સર્વત્ર પ્રસરી રહો અને સર્વને રસામૃત પાતો, ગુજરાતને પ્રેરણા-બળ આપતો ગુજરાતનો આ પ્યારો કવિ ગુજરાતને માથે જુગ જુગ ઝળકો! અસ્તુ!

# કવિશ્રી ખબરદારનો કનકોત્સવ અને પારસી કોમને શિષ્ટ ગુજરાતી શીખવાની પ્રેરણા

ડૉ. સોહરાબ હૉરમસજી સંતોક, એમ. બી., બી. એસ.

સાહિત્યની સોનેરી સાંકળ વડે વ્યવહારજ્ઞાનને પરમાર્થબુદ્ધિ સાથે જોડી જાણનારા, અને યશઃપ્રાપ્તિની સાથે અર્થપ્રાપ્તિ થઇ શકે છે એમ માનનારા સમસ્ત ગુજરાતના જાણીતા અને માનીતા કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનો કનકોત્સવ ઉજવવાની ચળવળ ચાલી રહી છે તે અરસામાં (ઐયામમાં) મ્હારા મન રૂપી અરીસા ( આયના, mirror )માં કવિશ્રી ખબરદારની શુદ્ધ ગુજરાતી ભાષાના શબ્દ-પ્રયોગોની ખબરદારી જોતાં મ્હને બે બાબતોની પ્રતીતિ થાય છે: ૧. મ્હારા પોતાના તેમજ સામાન્ય પારસી લેખકોના ટુંક-ભંડોળિયા શબ્દ ભંડારનું ચક્રવક્ર દોષ-દર્શન એની મેળેજ દૃષ્ટિગોચર થાય છે, અને ૨. કલ્પના, તરંગ કે ફાંટાબાજી પ્રમાણે ગુજરાતી સાહિત્યના સંકુચિત "વાડા" બાંધી બેઠેલા પંતુજીઓ કે જેઓ સાચા, સાદા અને સીધા શબ્દોમાં પોતાનાં લખાણોની કે કાવ્યોની રચના કરવાને બદલે ડાચાં ફસકાવી નાખે તેવી જડબાંતોડ સંસ્કૃતમય શબ્દબાજીની ડાચાકૂટણીયા અને કચાકચી ભરી ચેરાચેરીની જ જીકકર પકડી રહ્યા છે, તે પણ નજર આગળ તરવરે છે. શુષ્ક સંસ્કૃતમય શૈલીની અટપટી અર્થહીન ખટપટ મ્હને તો બિલકુલ પસંદ નથી જ: કારણ કે ( ૧ ) જેમ અભ્રના અચ્છાદાનથી આકાશ ઢંકાઇ જાય છે તેમ સંસ્કૃતમય પાંડિત્યના આડંબરથી લેખકનું તેમજ વાંચકનું ચિદાકાશ ઢંકાઈ જાય છે, અને વળી ( ૨ ) માત્ર સંકુચિત "વાડા" માં કે વિશાળ છતાં નિર્જન "વગડા"માં સુવાસને વિખેરી નાંખતાં ફુલોની પિછાન કોણે કરી છે ! શ્રી. ખબરદારના કાવ્યોનો અભ્યાસ કરનારને શુદ્ધ અને શિષ્ટ સાહિત્ય કેવું હોવું જોઇયે તે ખ્યાલ એની મેળેજ તેની નજરે તરવરે છે. જ્યારથી કવિશ્રી ખબરદારે શુદ્ધ અને શિષ્ટ છતાં સરલ અને મધુર શબ્દ પ્રયોગોવાળી 'નવરસ'થી ભરપૂર સરસ કવિતાઓ કરવા માંડી ત્યારથી મંત્રમુગ્ધ સર્પની પેઠે "કાદંબરી" અને આડંબરી "રાક્ષસી સાક્ષરો"નું સંસ્કૃતમય પાંડિત્યનું અહંકાર રૂપી વિષ સત્વર ઉતરી ગયું, પણ આ બાબત વિષે વિસ્તૃત નિર્દેશ કરવાનો આ અલ્પ લેખનો આદેશ કે ઉદ્દેશ નથી, માટે હવે તે વિષે વધારે ટાયલું નહીં કરતાં મૂળ મુદ્દાની બાબત ટુંકમાંજ રજૂ કરૂં છું.

કવિશ્રી ખબરદારનો કનકોત્સવ પારસી કોમ માટે એક અગત્યનો પ્રશ્ન ઉભો કરે છે. તે પ્રશ્ન એ કે "શિષ્ટ ગુજરાતી" અને "પારસી ગુજરાતી" એવા જે બે વિભાગ ગુજરાતી બોલતી પ્રજાના પડી ગયા છે તેને સ્થાને પારસી કોમ "શિષ્ટ ગુજરાતી" બોલતાં લખતાં શીખે તો ગુજરાત અને ગુજરાતીઓને કેટલે બધો લાભ થાય ! પારસી જેવી સુધરેલી અને આગળ વધેલી કોમ શિષ્ટ ગુજરાતી "બોલવા-લખવા" ની વૃત્તિવાળી નથી તેથી 'ગરવી ગુજરાત' ની એકજ માતૃભાષાવાળી પ્રજા પણ વિભક્ત ( divided ) રહે છે. શા માટે એવા બે વિભાગો એકજ માતૃભાષાવાળી પ્રજામાં "જૂદાઇનું ભાન" ( sense of separateness ) પેદા કરનાર નડતર સમાન રહેવા જોઇયે ! પારસી કોમના વીર નરીમાન અને સર ફીરોઝ શેઠના કે મી૦ હોમી મોદી જેવા વિરલાઓનો અંગ્રેજી ભાષા ઉપરનો કાબૂ ખુદ અંગ્રેજોને વટીક હેરત પમાડે છે, એવી ચંચલ ઝેહેનવાળી પારસી કોમ કે જે પરદેશીઓની ભાષાઓ પોતાની કરી શકે તે શિષ્ટ ગુજરાતી બોલતાં-લખતાં શીખવા ધારે તો કાંઈ ન શીખી શકે તેમ નથી. સવાલ માત્ર "હૃદયપલટા" નો જ છે, યાને વૃત્તિ બદલવાની અને પ્રયત્ન કરવાની જરૂરિયત છે. જ્યારે પ્રભુએ ગુજરાતી ભાષા બોલનારી પ્રજાને એકજ કરી છે તો પછી પારસીઓએ "પારસી ગુજરાતી" માંજ લખવાનો આગ્રહ રાખી "શિષ્ટ ગુજરાતી" તરફ અણુગમો ઉત્પન્ન નહિ કરવો જોઇએ અને એકજ ભાષા બોલનારી પ્રજાના બે વિભાગ નહિ પાડવા જોઇએ.

વળી, કેવળ આર્થિક નજરે તાત્વિક તપાસ કરતાં માલમ પડશે કે પારસીઓ "શિષ્ટ ગુજરાતી" વાંચતા નથી તેથી "શિષ્ટ ગુજરાતી" માં પુસ્તકો લખનારા કેટલા બધા વાંચનારા ગુમાવે છે; અને હિન્દુઓ "પારસી ગુજરાતી" પુસ્તકો ખરીદતા નથી એટલે પારસીઓને પણ પુસ્તક પ્રકાશનનો પૂરેપૂરો લાભ કિંવા ફાયદો મળતો નથી. જો પારસીઓ હિન્દુઓની માફક શિષ્ટ ગુજરાતી બોલતા-લખતા થાય તો વાંચનારાની સંખ્યા અનેકગણી થવાથી

લેખકોને તેનો આર્થિક બદલો સારો મળે. પારસીઓને આમ વિનયપૂર્વક આગ્રહ કરૂં છું ખરો;–તો પણ મ્હને લાગે છે કે પેલી કહેવત છે તેમ: "મેરી બીલ્લી મન પર લેવે તો વાઘ કું બી મારે;–લિકન, મેરી બીલ્લી મન પર લેવેજ નહીં ને!"

કવિશ્રી ખબરદારનું પોતાનું વલણ જણાવનાર નીચેનો ફકરો સાક્ષરશ્રી ચન્દ્રશંકર પંડ્યા ઉપરના ત્હેમના પત્રમાંથી મ્હને આપવામાં આવ્યો છે તે ઘણો સૂચક છે. કવિશ્રી લખે છે: "ગુજરાતી ભાષાની ઉન્નતિ માટે કોઈ પણ પ્રયત્ને પારસી ભાઇઓને હિન્દુ ભાઇઓએ શિષ્ટ ગુજરાતી તરફ વાળવા જોઇએ. એ પ્રયત્ન સફળ થાય તો બન્ને કોમના લેખકોને વિશાળ વાચકમંડલ (reading public) મળે. મુંબાઇમાં રહેનાર કયો હિન્દુ સાક્ષર એ મ્હોટું પુણ્ય હાસલ કરશે?" આ ઉપરથી સ્પષ્ટ રીતે જણાય છે કે કવિશ્રી અરદેશર ખબરદાર એમજ ઇચ્છે છે કે પારસી કોમ શિષ્ટ ગુજરાતી વાપરતી થઈ જાય, જેથી એકજ ભાષા બોલનારી પ્રજાના બે કૃત્રિમ અને નિરર્થક વિભાગોનું અસ્તિત્વ (હસ્તિ=existence) નાબુદ થાય; યાને, જે ભેદ "શિષ્ટ ગુજરાતી" અને "પારસી ગુજરાતી" વચ્ચે પડી ગયો છે તે નષ્ટ થઈ જાય.

પ્રભુ પારસી કોમના હૃદયમાં વસે, અને હવે પછીની પ્રજા શુદ્ધ અને શિષ્ટ ગુજરાતીના જ વાતાવરણમાં ઉછરે! એજ અભ્યર્થના.

---

# કવિશ્રી ખબરદાર: એક વન્દન

## શ્રી. ફરામરોજ ધનજીશા ધનભૂરા

કવિ એટલે સંશય–સાગરમાં પડ્યા રહેનારને કાંઠો દેખાડનાર નાખુદા. સત્ય–અસત્ય, અનુકૂળ–પ્રતિકૂળ, સુખ–દુ:ખ ઇત્યાદિ દ્વંદ્વોના ભોગ થઈ પડેલાની જીવનનૌકા ખડકોની સાથે વારંવાર આમ કે તેમ અથડાતી અટકાવનાર નૌકાપતિ તે કવિ. એક પારસી તરીકે કહેતાં મને મગરૂરી થાય છે કે પારસીઓમાં કવિશ્રી અરદેશર ખબરદાર અસાધારણ "ઍડમિરલ ઇન ચાર્જ" છે. એમની કૃતિઓનું વિવેચન કરવું એ મારા જેવા માટે શેખી કહેવાય. એમને માટે મ્હને પૂરેપુરૂં માન છે. સાચુંજ કહું છું કે મારા વડીલ, પ્રિય, પૂજ્ય કવિશ્રી ખબરદારની સરખામણીમાં શરીરે, વયે, અને જ્ઞાને હું તો મ્હારા વલસાડની નજદીકમાં આવેલો પારનેરા પર્વત છું, જ્યારે એવણ તો હિન્દના મહાગિરિ હિમાલય છે. એમની કૃતિઓ ખરી દૃષ્ટિથી વાંચવાથી ખાત્રી થાય એમ છે કે એઓ માત્ર કવિજ નથી, પરંતુ સાથે સાથે અસાધારણ ફિલસુફ છે, રાહબર છે, ગુરૂ છે.

એમની કૃતિઓ પંચોતેર ટકા પારસી ન સમજી શકે એ ખરેજ કોમ માટે કમનસીબી છે, અને છતાં શિષ્ટ ગુજરાતી ભાષામાં અપૂર્વ કવિતાની રચના કરી શકવાની એમની અદ્ભુત શકિત માટે આખીય પારસી કોમે મગરૂર થવું જોઇએ. કવિશ્રીની અસાધારણ મહત્તા એમની કૃતિઓ દર્શાવી આપે એમ છે. જડબાંતોડ, સંસ્કૃતમય, ભાષા જો બીજાઓને લાગે તો ત્હેમાં ઉંડે ન ઉતરનાર છીછરી ભાષાને પસંદગી આપનાર અભ્યાસીનો દોષ, એમાં કવિશ્રીનો શો દોષ? એકવાર શિષ્ટ ગુજરાતીનો પરિચય થયો કે તરતજ એમની કવિતામાં અનેક અવનવી ઘટનાઓ સમાયલી જણાશે, અને દરેક લીટીમાં ઉંડું રહસ્ય સમાયલું દેખાશે. એકધારી રસિકવાણી, જ્ઞાન, અનુભવ, ડહાપણ એમની કૃતિને પાને પાને જણાશે. એમની યોગ્યતા કેવી ઉંચી ભૂમિકાની છે એ તો એમની "દર્શનિકા"ની ફક્ત પહેલી ચારજ લીટી સમજીને વાંચતાં ખ્યાલમાં આવે એમ છે. વિશેષ શું! એમની કવિતા આપણા જીવનના ઉપયોગમાં પરમ સહાયક નીવડે એવી છે. પ્રભુ પારસી કોમને શુદ્ધ અને શિષ્ટ ગુજરાતી બોલતી–લખતી કરી, "ગુજરાતી બોલતી આલમની એકતા" અનુભવતી ક્યારે કરશે? કવિશ્રીને વન્દન! ૐ તત્ સત્.

---

# કવિશ્રી ખબરદારઃ એક હમદીનની મુબારકબાદી

શ્રી. માણેક હોરમસજી દાદાચાનજી, એફ. સી. આઈ. (ઇગ્લંડ)

શ્રી. અર્દેશીર ખબરદારને હાલના ઇતિહાસીક પ્રસંગે હું મારાં સાચાં અંતઃકરણે સંપુર્ણ મુબારકબાદી આપું છું. પારસી કોમ સર્વત્ર એક સાહસિક ઉદ્યોગી અને પરમાર્થી કોમ ગણાય છે વળી તે વિદ્યાવિલાસી પણ છે અને આ દેશમાં આવ્યા પછી ગુજરાતી સાહિત્યની પારસી કોમે ઉંચ સેવા બજાવી છે કે જે કોમનાજ શ્રી૦ ખબરદાર છે તેમજ વળી ગુજરાતી ભાષાના પણ એ પૂરા ખબરદાર અને વિદ્વાન "સ્કૉલર" છે જે માટે કોમ વાજબી અભિમાન લઈ શકે એમ છે.

પારસી કોમમાં શુદ્ધ ગુજરાતીના અભ્યાસીઓ કે ચુનંદા ગુજરાતી કવિઓ માત્ર આંગળાંના વેઢા ઉપર ગણાય એટલાજ છે તેમાં પણ શ્રી૦ ખબરદારની પંક્તિએ આવે એવો તો કોઈજ નથી તો દુન્યાની લગભગ ૯૫૦૦૦ ની પારસી કોમમાં બીજો આવો એકજ મહાન અને પ્રખર સાક્ષર યા કવિ હોય તો કોમ કાં નહિ મગરૂર થાય ! શ્રી૦ ખબરદારની કવિશક્તિ કાંઈ અજબ છે અને અમારે વધુ મગરૂર થવાનું કારણ તો એજ છે કે આખી ગુજરાત અને સૌરાષ્ટ્રના હિંદુઓ પણ તેમના મહા વખાણનાર છે, એટલે કે સાહિત્યના ક્ષેત્રમાં ગુજરાતી હિંદુઓ અને પારસીઓ વચ્ચે ઉત્તમ મૈત્રીના સંબંધની શ્રી૦ ખબરદાર એક જોરાવર "ચેન" સાંકળરૂપ છે.

શ્રી૦ ખબરદારની ગુજરાતી ભાષાની ખબરદારી ઉત્તમ છે. અને ગુજરાતના તેઓ એક સંપૂર્ણ ભાષાપ્રેમી છે. એમના લેખો કે કવિતાઓ સઘળી ગુજરાતીમાં છે પરંતુ પાશ્ચિમાત્ય લેખકો કે કવિઓની બરોબરી કરી શકે એવા છે જે માટે આજે આખા ગુજરાતનેજ નહિ પણ ગુજરાતી ભાષા જાણનારી આલમને અભિનંદન ઘટે છે. શ્રી૦ ખબરદારના હાલના સુવર્ણોત્સવ સમયે સેવકની ઇશ્વર પ્રત્યે પ્રાર્થના છે કે તેમનું દીર્ઘાયુષ્ય વધી તેમની કારકીર્દિ વધુ યશસ્વી બનો. તેમની ગુજરાતી ભાષાની ઉંચ સેવાઓ ઘણી આધક થાઓ અને સાહિત્યના ક્ષેત્રમાં તેમનો શૂરવીર અશ્વ યાહોમ કૂદકા મારો. ગુજરાત એ હિંદનો બગીચો છે. જેમાં સાહિત્યના પમરતા છોડવાઓમાં શ્રી૦ ખબરદાર ગુલાબની એક અનુપમ કળી સમાન છે; જેમની આખી જીંદગી અને તેનાં કાર્યો સંપૂર્ણ સફળ નીવડો. તથાસ્તુ.

---

## પ્રલાપ

### શ્રી. છોટાલાલ ડાહ્યાભાઈ જાગીરદાર

સરકાર માબાપની સુવર્ણ કોથળીમાં કાણું પડયું છે, તેવા વખતમાં ખબરદાર કુળના અરદેશરબાનો સુવર્ણ મહોત્સવ ઉજવાય એજ ગુજરાતી સાહિત્યનાં ચોકસી બઝારમાં એ સૂર્યદેવના લાડીલા પારસી કવિની આંટ કેટલી સદ્ધર છે તે દર્શાવે છે.

કવિશ્રીને પ્રથમ જોયલા મેં માધવબાગમાં એમની અધ્યક્ષતામાં ઉજવાયલા વસંતોત્સવ વખતે; અસ્સલ પારસી પોશાકમાં કાંઈ કાશ્મિરી બ્રાહ્મણનું શરીર છૂપાયું હોય એવા મને એ લાગ્યા. શરૂઆતની 'તાઝીમ તવાઝ' તમામ શુદ થતાં એ પારસી ભાયડા ભાષણ વાંચવા ઉભા થયા; ઘેરથી ઉત્સવમાં આવતાં પહેલાં તો મને લાગેલું કે 'એવન કાંઈ 'વરસાદના દારામાં ગગરેચ ગગન' જેવું બોલતા હશે ! પણ એમને ભાષણ કરતાં સાંભળ્યા પછી તો હું 'ઠંડે મીઠે ફાંલસે થઈ ગયો. પારસી ઝબાનની એક કણુ પણ મને એમાં ન જડી; છતાં એમનાં ભાષણે પારસીપણું છોડયું નહિ હતું એટલી વાત ખરી ટ્રેનમાં જુઓ કે ટ્રામમાં; સકર-ગંડેરી લેતો જુઓ કે હેરકટીંગ સેલુનમાં, પારસી બચ્ચો કોઇ ઠેકાણે પારસીપણું ભ ગ્યેજ મૂકે છે. 'ફવરી' મીઠી મજાક એ પારસીપણાનું આગળ પડતું લક્ષણ; કવિશ્રી અદલતાં ભાષણમાં પણ, ઘડિયામાં ઉભરાતી નવસારીની સોજજી તાડીની માફક એ લક્ષણ ઉભરાતું હતું પણ મને એક વાત ખેંચી એમનાં ભાષણ વખતે જ્યાં ગીત ગાવાનું આવે ત્યાં તે ગાવા માટે એમણે શ્રીલલિતજી સાથે આગળથી 'કુબાલો' કરી રાખેલો, પણ દૈવવશાત લલિતજી આવી શકયા નહિ એટલે એમને પોતાનેજ એ ગીતો 'છેડવા' પડેલા; ગાયનનો ઉપાડ ઠીક કરેલો કહેવાય. પણ ખરૂં કહું ! હા, કદીશજ; એમનો અવાજ ઢાંકીદે એવા કોઈ જબરદસ્ત સુરના હાર્મોનીયમની ખોટ મને તે વખતે સાલેલી ! હશે ગતં ન શોચ્યં ! ધોળાઈ ગયલા દૂધ પર તે કેટલું હસવું !

એમના ગુજરાતી કાવ્યસંગ્રહનાં આઠ પુસ્તકો થયાં છે; બીજાં પાંચેક છપાવાં હજી બાકી છે; એમના અંગ્રેજી ઊર્મિકાવ્યો 'ધી સીલ્કન ટેસલ' ( The Silken Tassel ) માં સંગ્રહિત થઈ પુસ્તકાકારે બહાર પડયાં છે. 'કલિકા' નામનું એમનું બીજું વિસ્તૃત કાવ્ય જર્મનીની એક પાઠશાળામાં પાઠય પુસ્તક તરીકે મંજૂર થયું છે એમ મેં સાંભળ્યું ત્યારથી એ કાવ્યો વાંચવાની તસ્દી લેવાની ફરજમાંથી હું મને, મારાજેવા બીજા 'બાપુઆઓ'ની માફક મુક્ત થયેલા માનું છું ! પણ 'નખ્ખે સો યાદ રખ્ખે' જેવાં મઝેદાર એમનાં 'પ્રતિકાવ્યો' વાંચતાં પહેલાં એ જે કાવ્યોપ્રતિ લખાયાં છે તે વાંચી ગયા હઈએ તો વળી એના લહજ્જુત ઓર આવે. એ પ્રતિકાવ્યોનો લખનાર નામધારી કવિ મોટાલાલ તે કઈ બાજીનો મૂળો એ સંબંધમાં જબરદસ્ત ચર્ચા ઉપસ્થિત થયેલી પણ કવિ મોટાલાલનાં શરીરમાં પારસી કવિ ખબરદારનો આત્મા ગુંજે છે એમ જ્યારે લોકોએ હળવે રહીને જાણ્યું ત્યારે થઈ રહેલો 'ટબ્બો' જોવા જેવો હતો ! કવિશ્રીનાં બધાંજ કાવ્યો સાથે મારો ગાઢ પરિચય નથી; એમનાં કેટલાંક કાવ્યો પર અંગ્રેજીમાંથી અપહરણ થયલાનો આક્ષેપ મોજૂદ છતાં કવિ તરીકેની એમની પ્રતિભા સ્હેજ પણ ઝાંખી થયાના સંસ્કાર મારા મનપર પડયા નથી. ગુજરાતી કાવ્યક્ષેત્રના અલંકારરૂપ બીજા કવિઓનાં કાવ્યો સાથે એમનાં કાવ્યો સરખાવવાનું આ સ્થળ નથી તેમ તેવો પ્રસંગ પણ નથી; છતાં એમનાં રચેલા રાસ કે ગરબી, કાવ્યો કરતાં મને તો, મડદાંમાંયે ચેતન ફૂંકે એવાં એમનાં રાષ્ટ્રગીતોએ તેમજ ભજનિકા' માં સંગ્રહાયલા ભકિત, જ્ઞાન અને વૈરાગ્યનાં ત્રિપૂટી કાવ્યોએ ખૂબજ આકર્ષ્યો છે. એમનાં ભકિતકાવ્યો 'જ્યોત' તથા 'ખોલો દ્વાર' એમનાં જ્ઞાનકાવ્યો 'મનપંખી' તથા 'પ્યાલો' અને એમનાં વૈરાગ્ય કાવ્યો 'સંયમ,' 'આનંદ' તથા 'અધીરાઇ' ગાતાં હું એકતાર થયો છું, એટલે સ્થાલીપુલાકન્યાયે એમનાં બીજાં કાવ્યોમાંય એના ભાવ સાથે વાંચનારને તલ્લીન કરી મૂકે એવી શકિત સ્હેજે કલ્પી શકાય.

કવિશ્રી ભજનિકામાં આલાપે છે. 'કવિ તો પયગમ્બર છે, પ્રભુનો સંદેશવાહક છે; એટલે તેના તો શબ્દે શબ્દમાં-ધાર્મિકતા ઝળકે છે; માનવજાતિના ઉંડા અંતરોદ્દગાર કવિમુખેજ રંગાઇ ઘડાઇને પ્રકાશ પામે છે, તો એ અંતરોદ્દગારનો ઉંડો રણકો કવિ હૃદયમાં સહજ આંદોલન ઉત્પન્ન કરે છે.

અક્ષરશઃ સાચી હકીકત; તેમાં મારા તરફથી હું આટલું ઉમેરૂં કે કવિના એ અંતરોદ્‌ગારનો ઉંડો રણકો શ્રોતાહૃદયને પણ વીંછળી તેમાં કાવ્યને અનુરૂપ સ્પંદનો ઉત્પન્ન કરો ત્યારેજ કવિ પ્રભુનો સાચો સંદેશવાહક-પયગમ્બર. કવિશ્રીનાં ભજનો બહુ ભાગે તીવ્ર વેદના કાળમાં લખાયાં છે. એ કાવ્યોમાં એમનાં હૃદયમાં ઉદ્‌ભવેલા ઊંડામાં ઊંડા ભક્તિભાવનું મંથન થયલું છે. તેમજ એમના જીવનમાં થયલા કેટલાક આધ્યાત્મિક અનુભવો એમાં સમાયલા છે; તદુપરાંત એમનાં 'પધરામણી' કાવ્યમાં કવેલા આછા વર્ણન મુજબ ભક્તકવિ નરસિંહ મહેતાની માફક એમને ઘડીએક પ્રભુદર્શન થયાં છે એમ કવિશ્રી પોતે 'આલાપે' છે,

કિંતુ કવિશ્રીએ આટલું ન જણાવ્યું હોત તોયે મારા જેવા શ્રદ્ધાળુની બુદ્ધિ એટલી બુઠ્ઠી નથી કે તે એમનાં ભજનો ઊંડા રસથી ગાયા પછી એટલી કલ્પનાય ન કરી શકે!

અને કવિશ્રીના સુવર્ણ મહોત્સવ પ્રસંગે તે કેટલો પ્રલાપ કરવો! કારણ હજી તો એમનો હીરક મહોત્સવ માથે ઊભો છે. આમીન! ॐ तत् सत्

---

# ખબરદાર અને સુંદરી સૌંદર્ય

## શ્રી. ભરતરામ ભાનુસુખરામ મહેતા

[ નોંધઃ—ઈ. સ. ૧૯૨૪ ના એપ્રિલ માસમાં ભાવનગર મુકામે સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદ ભરાઈ ત્યારે કવિ ખબરદારને મેં પ્રથમ જોયા, અને તેમનો પ્રથમ પરિચય તે જ વખતે મને થયો. ત્યાર પછી એ જ વર્ષના ડીસેંબર માસમાં હું વડોદરા રાજ્યના પ્રતિનિધિ તરીકે ત્રીજી પ્રાચ્યવિદ્યા પરિષદમાં ભાગ લેવાને મદ્રાસ ગયેલો તે હકીકત ત્યાના સ્થાનિક વર્તમાનપત્રમાં પ્રસિદ્ધ થયેલી તે વાંચીને કવિશ્રીએ મને તેડવા ખાસ માણસ મોકલેલો. તે માણસ મને ખોળી કાઢીને પોતાની સાથે એક દુકાનમાં લઇ ગયો. ત્યાં કવિશ્રીને જોઇને મેં કુશળ સમાચાર પૂછ્યા, અને થોડી વાર પછી મેં તેમને પૂછ્યું કે "આપ અહીં શું કરો છો?" તેના જવાબમાં તેમણે કહ્યું કે "આ મારી દુકાન છે. હું સાઇકલો બનાવવાનો અને વેચવાનો ધંધો કરૂં છું." આ વાતથી હું ચકિત થયો. પછી મેં તેમને પૂછ્યું કે "આ ધંધાનો મેળ આપની કાવ્યશકિતની સાથે કેવી રીતે પડે છે?" તેના જવાબમાં એમણે સ્મિત કરીને કહ્યું કે "હું દુકાને હોઉં છું ત્યારે કવિતાને સંભારતો નથી, અને દુકાન બંધ કરી જાઉં છું ત્યાર-પછી દુકાનને સંભારતો નથી." આવી તેમની વ્યવસ્થા સાંભળીને મને તેમને માટે માન ઉપજે છે. ત્યારપછી તેમણે પોતાની દુકાનના બધા ભાગ ફરીને મને બતાવ્યા. છેવટે એમના મેજ પાસે અમે પાછા ફર્યા ત્યારે એમણે પોતાની "કલિકા" ની હસ્તલિખિત પ્રત મને બતાવી, અને તેમાંના છૂટાછૂટા કકડાઓ વાંચીને મને ખૂબ આનંદ થયો. કવિશ્રી "વન" માં પ્રવેશ કરે છે તે પ્રસંગે આશરે સાત વર્ષે ઉક્ત સ્મરણો તાજાં કરૂં છું, અને ઉક્ત "કલિકા" પાછળથી બે વર્ષે પ્રસિદ્ધ થઇ ને મેં તે વાંચી તે વખતે કવિશ્રીની સ્ત્રીસૌંદર્યભાવના વિષે જે વિચારો બંધાયેલા તે અત્ર એકત્ર કરવાની તક હું લઉં છું, અને એ તક મને આપી તેને માટે કવિ ખબરદાર-કનકોત્સવ-સમિતિના સંચાલકોનો-અને વિશેષે કરીને સ્નેહી ભાઈશ્રી ચંદ્રશંકર પંડ્યાનો-હાર્દિક આભાર હું માનું છું.—ભરતરામ. ]

જેમ મંજરીની મોહકતા ફળના આસ્વાદમાં પરિણમે, જેમ આંસુડાંની નદીમાંથી હાસ્ય પ્રકટે છે, જેમ અંધારાની તીવ્રતામાં અનંત સૃષ્ટિ ઊઘડે છે, જેમ પુરૂષની શકિતનો વિકાસ પ્રકૃતિમાં થાય છે, જેમ જીવન પોતાના માથા ઉપર હંમેશાં મરણનો મોડ મૂકે છે, જેમ દ્વેષના કાંટામાં ગુલાબ જેવો પ્રેમ ખીલે છે, અને જેમ સૂર્યમાં સમાઇને વિશ્વની અનંતજ્યોતિ ઝળહળે છે, તેમ સુંદરીમાં જ સૌંદર્યનું સાર્થક્ય હોય છે, એમ કવિ ખબરદાર કહે છે. સુંદરીસૌંદર્ય વિષેની એમની ભાવના એમની ઉપમાના સંયોગથી આપણને ખુબ આનંદ આપે છે. આપણે તે વિગતે તપાસીશું.

આદર્શ સુંદરી માનસસરના હંસ જેવી, અરબી સમુદ્રનાં મોતી જેવી, હિમાલયના હિમપાશ જેવી, શરદના ચંદ્ર જેવી અને પૂનમની ચાંદનીની રૂપારેલ જેવી અમલ હોય છે. એની સૌમ્યભરી કાયા નીરખીને કમળ તલાવમાં ડૂબીને એક પગે તપ કરે છે તો યે તેનો જાપ ફળતો નથી. એના સૌંદર્યમાં કંઇક કોડરંગી અને અમૂલ્ય કવિતા ભરેલી હોય છે. એ આખી કુદરતનું કેંદ્ર હોય છે. અગણિત તારલાને ઢાળીને ખાલી કરી નાખી વિધિએ એના આત્માનાં આભ ખીલવ્યાં હોય છે, અને સંધ્યામાં તથા ઉષામાં શ્વેત ચંદ્રિકા ઊમેરી ઈંદ્રધનુ–ચમત્કાર વડે એની કાયા ઘડી હોય એમ આપણને લાગે છે. ગુગળના પાન જેવી એ મૃદુ હોય છે. એની કાંતિ તો દેવોની વિશ્રાંતિ જ હોય છે. એની કાંતિને જોઇને ચંદ્રમા બળીઝળીને વ્યોમમાં ઘૂમતો ઘૂમતો પોપટીની પાંખ જેવી અને મખમલ જેવી નવાંનવાં રૂપ ધરે છે છતાં યે પોતાપણાને પામતો નથી.

વસંતે વરેલી આદર્શ સુંદરીની સુંદરતામાં એક પણ પુષ્પ ઊમેરી શકાતું નથી. તે સૂર્યની પેઠે બધે પ્રાણ પૂરે છે, ચંદ્રની પેઠે પતિજ્યોતિ ધારીને સુધા રેલાવી મૂકે છે, મંગળની પેઠે પોતાનું સિદ્ધ બાણ ઉડાવી મૂકે છે, બુધના જેવી ચંચળ અને ખૂબ પક્કી હોય છે, ગુરુના જેવી ડાહી અને આનંદી હોય છે, શુક્રના જેવી સુંદર હોય છે, શનિના જેવી ધીર તથા ત્યાગી હોય છે, અને રાહુની પેઠે પોતાની છાયાથી સૌને ગ્રહી લે છે. બ્રહ્મા, વિષ્ણુ, શિવ, પૃથ્વી, શેષ કે ઈંદ્ર પૈકી કોઈ પણ દેવની પાસે જતાં તેના પ્રીતમની પીડાની પિછાન થતી નથી; પણ એ સૌ દેવો જેમાં કેંદ્રિત થયેલા હોય છે તે પ્રિયતમાની પાસે જતાં જ તેના પ્રીતમને ઇષ્ટસિદ્ધિ મળે છે. સૂર્ય, અગ્નિ, ચંદ્ર, સિંધુ, મેઘ કે વાયુ પૈકી કોઈ પણ દેવની પૂજા આદર્શ સુંદરીના પ્રીતમને લાભદાયક નથી થતી તેથી કોઇ દેવની જંજાળ ન રાખતાં તેનો પ્રીતમ તેને જ પૂજે છે ને પૂજાફળ પ્રાપ્ત કરે છે.

પ્રિયતમા સૂર્ય બને તો તેનો પ્રીતમ આકાશ બનીને તેને ધરી રાખે; તે વીજળી બને તો તેનો પ્રીતમ વાદળ બનીને તેને પાસે રાખે; તે કોયલ બને તો તેનો પ્રીતમ ફાલ્યો આંબો બની તેને પોતાની ગોદમાં રાખે; તે વાંસળી બને તો તેનો પ્રીતમ કૃષ્ણ બનીને તેને પોતાના અધરે ધરી તેને વાય; તે ધરતી બને તો તેનો પ્રીતમ દરિયો બનીને તેને આલિંગી પોતાનાં ફીણરૂપી ફૂલો વડે તેને ચૂમે ને આનંદે; અને તે પૃથ્વી બને તો તેનો પ્રીતમ શેષનાગ બનીને તેને અનંત કાળ પર્યંત પોતાના ઉપર ધરી રાખે, એવી કવિની કલ્પના હોય છે.

આદર્શ સુંદરીનું મુખ દેખીને બ્રહ્મા પણ બીજો ચંદ્ર ઇચ્છે છે. સૃષ્ટિમાં જે સૌંદર્ય વીખેરાઇ પડયું હોય છે તેનો એના મુખે જાણે પૂરો આંક પડયો હોય એમ લાગે છે. એનું મુખ જ લાખો ફૂલો કેરો અંબાર હોય છે એટલે પછી પોતાની વેણીમાં કુંળાં ફૂલ ગૂંથાવવાની જરૂર જ એને રહેતી નથી. શરદઋતુ એના મુખથાળમાં સુધા વહેતી હોય એમ જ તેના પ્રીતમને લાગે છે. તેને તો એનું વદન સર્વ રત્નોના સદન જેવું જ ભાસે છે. આંખે હીરાબાંધ્યાં પાનાં, મુખે માણેકની દાબડીમાં મઢેલાં મોતીડાં, ગાલે અર્ધપારદર્શક શનિતાર, કપાળે કાળાં અકીક અને હોઠે પરવાળાંની જોડ હોય એમ એના પ્રીતમને તો જણાય છે.

આદર્શ સુંદરીના પ્રીતમને ક્વચિત્ એમ લાગે છે કે, તે સુંદરી સૂર્યને અને ચંદ્રને પોતાના હૈયાની અંદર સંતાડી દે છે તેથી તે પ્રીતમનું પોતાનું આકાશ કાળુંઘોર બની જાય છે. તેને ક્વચિત્ એમ પણ લાગે છે કે, પ્રભાતે પૂનમનો ચંદ્ર ક્ષિતિજમાં ડૂબી જતો નથી પણ તેની પોતાની પ્રિયતમાના હૈયામાં ઠરીને બેવડું નૂર પામે છે. પ્રીતમને તો તેની પોતાની પ્રિયતમાનું હૈયું સત્યના અને અનંતતાના ગુહ્ય પુણ્યદેશ જેવું જ લાગે છે.

આદર્શ સુંદરીની ચામડી દૂધ જેવી ગોરીગોરી અને દરાખ જેવી પારદર્શક હોય, તેની નીચે જાણે આસમાની કિરણોની ભાત પડી હોય, અને દ્રાક્ષરસના બદલામાં હિમ વહેતું હોય અને હેમંતઋતુ એ હિમને ઠારતી હોય, એવું તેના પ્રીતમને લાગે છે.

આદર્શ સુંદરીના માથાના કાળાભમ્મર વાળ દેખીને બ્રહ્માજીએ અંધકારના શત્રુરૂપ પ્રકાશને સ્થાપવા સૂર્યનાં કિરણ કીધાં હોવાં જોઇએ. તાપે તપેલો દહાડો સોનેરી ગાડીમાં પૂર્વથી પશ્ચિમ સુધીની મજલ થાકયો–પાકયો પૂરી કરે છે તે વખતે રાત પોતાની દાસીના હાથે હાથે આંગણાંમાં કંકુ છંટાવી તેને વધાવે છે અને પોતાના કાળાભમ્મર

વાળ તેના મુખ ઉપર પાથરીને તેનો થાક ઉતારે છે તે જ પ્રમાણે પ્રિયતમા પોતાના પ્રીતમના મુખ ઉપર પોતાના એવા વાળ પાથરી દે તો પ્રીતમ જરા યે ન ઊઠતાં સૂતોસૂતો જ જીવન પૂરૂં કરે. વળી, પૂર્વદિશાની વાડીમાં સોનેરી ફૂવારા ઊડે તેમાં સ્નાન કરી લેતી અને પોતાના ભીના વાળ ઉપર સોનેરી મોતીડાં બાઝે તેમને ખંખેરતીખંખેરતી ચંદ્ર વ્યોમની અટારીએ ઊભી રહે છે ને વિશ્વને જોતીજોતી હાસ્ય કરે છે તે વખતે તેના સુવર્ણધોયા વાળ ઠેઠ ધરતી સુધી લંબાય છે તે પણ આદર્શ સુંદરીના સ્નાનોત્તર છૂટા વાળ આગળ ઝાંખપને પામે છે, એમ તેના પ્રીતમને ભાસે છે. એના મત પ્રમાણે તો કુદરતે આવા સુંદર વાળ વ્યર્થ દીધેલા ન હોવાથી એવા વાળ ધરાવનાર સુંદરીએ પોતાના ગળામાં હાર પહેરવાનું પણ છોડી દેવું જોઈએ.

આદર્શ સુંદરીના માથાના વાળની વચ્ચેની મણિમય સેંથી દેવોની વાટ જેવી હોય છે. અંધારી રાતે ચંદ્ર ઉગે તે વખતે ચાંદનીના ઊંડા મણિધોધ પડે તેના પરિણામે સાગરનાં જળ ઉપર જ્યોતિર્ગુંથ્યો પટ પડે તેના જેવી એ સેંથી લાગે છે.

આદર્શ સુંદરીના કપાળે હંમેશાં તેના પોતાના શીલનું સામ્રાજ્ય ચાલે છે. એ કપાળ ઉપર કંકુનો ચાંદલો હોય છે તે જાણે માનસસરમાં ઊગેલું લાલ કમળ હોય અથવા તો ભૂરા આકાશમાંથી છૂટો પડી ઠંડો થઈ જઈ ચોંટી ગયેલો મંગળનો ગ્રહ હોય એમ લાગે છે. ગુરૂ અને શુક્ર જેવા શુભ ગ્રહો સમાન બે આંખોની વચ્ચે મંગળ રૂપી ચાંદલો સ્થાપીને કુદરતે ખરેખર ચતુરાઈ દાખવી હોય એમ લાગે છે.

આદર્શ સુંદરીની આંખોની જ્યોતિ વડે તો બ્રહ્માજીએ શુક્રને તેજ અર્પ્યું છે. એવી સુંદરીની આંખોના સરોવરમાં તારાઓ જાણે કે ઢલવાઈ ગયા હોય અને તેની આંખની કીકીએ આસમાનને સગર્વ બાંધ્યું હોય, એવો ભાસ થાય છે. કોઈક પ્રસંગે જાણે ચંદ્ર વાદળનું પોપચું ટીંગાય તેમ સસલાના જેવી તેની ભીરૂ આંખો વિચારના ભારથી નમેલી હોય છે અગર તો એની આંખની અટારીએ ચઢીને ખંધી લાજ પાંપણે ઝોલાં ખાતી હોય છે. વળી બીજા કોઈ પ્રસંગે એ જ આંખે આષાઢી વીજળી ચમકતી લાગે છે તો કદીક ઊંડું હિમ ઠરેલું જણાય છે. આવા પ્રસંગે તેનો પ્રીતમ વિચારના વમળમાં પડી જાય છે, અને “ આને ભાવહીન ભાવ કહેવા કે તોફાની શાંતિ કહેવી ! ” એ ઊખાણાનો ઊકેલ કરવા તે મિથ્યા મંડી પડે છે. એની પ્રિયતમાની લાજનો હાર તૂટતાંની સાથે બંને બાજુએ મોંઘામૂલાં આંસુડાંરૂપી મોતી વેરાઈ પડતાં હોય એવું તેને લાગે છે. એની આંખનાં આંસુમાં એના પ્રીતમને બળ અને વિશ્વાસ ભાસે છે. એની આંખોનું નૂર એટલું બધું હોય છે કે એને પોતાના કાનોમાં ઝળકતાં હીરામોતી પહેરવાની જરૂર જ રહેતી નથી. એની આંખોનો પ્રકાશ એટલો બધો ઉગ્ર હોય છે કે તેનો પ્રીતમ તેના મુખની આગળ પોતાની ભાગ્યપોથી ખોલે તો તેમાં લખેલું બધું વસ્તુ સહેલાઈથી ઊકલી શકે. એની આંખોની અટારીએ વસંતઋતુ ઉભેલી હોય છે. એનો પ્રાણ એની આંખોમાં પોતાનું પ્રતિબિંબ પાડી-પાડીને તેમાં રંગ ઉપર રંગ ખોલી મૂકે છે. જેમ એકાદ ઝાડના સ્થૂળ પાંદડાને સૂર્યની સામે ધરી રાખતાં તે અર્ધપારદર્શક હોવાનું જણાય છે ને તેમાં ઝીણીઝીણી રેખાઓ આવી રહેલી હોવાની ખાતરી થાય છે, તેમ પ્રેમરૂપી ઝાડનાં પાંદડામાંની ભાવરૂપી સૂક્ષ્મ રેખાઓ જગતની આંખોથી છૂપાયેલી હોય છે તે આદર્શ સુંદરીની આંખો આગળ પારદર્શકપણાના પરિણામે વ્યકત બની જાય છે અને તેથી એના ભેદ અને રંગ સ્પષ્ટ થઈ જાય છે. વળી સૌ જન જગતના પ્રપંચમાં પડી સ્વર્ગને અંતે ભૂલી જાય છે; પણ આદર્શ સુંદરીની આંખો નવીન ઉત્પાત કરે છે. એની આંખોમાં એવા સ્વર્ગીય પ્રપંચ ભરેલા હોય છે કે તેને જોતાંની સાથે સ્વર્ગને સંભારીને સૌ જન પાછા મહાત બને છે. એની ભમ્મરોની જ્યોતિ એટલી બધી પૂર્ણ હોય છે કે સર્વશ્રેષ્ઠ તારલાથી પણ એક કિરણનો વધારો તેમાં કરી શકાતો નથી. એ જ ભમ્મરોનાં પ્રતિબિંબ પાડાપાડીને વ્યોમે ઈંદ્રધનુષ્ય શોભાવેલાં હોય એવો ભાસ થાય છે. એવી દિવ્ય ભમ્મરો ચલાયમાન થાય છે ત્યારે તેના ઉપર વિચારો જાણે ભારે ફલંગ મારી રહ્યા હોય એવો ભાસ સહજ થાય છે. એવી ભવ્ય ભમ્મરોની નીચે આવી રહેલી દિવ્ય આંખો જે દૃષ્ટિ ફેંકે છે તેના કિરણનું તીર પ્રીતમના વ્યોમનાં અંધારાં સદાને માટે વીંધી નાખે છે. એના કટાક્ષ વાદળાંમાં ઝબકીને ચાલી જતી વીજળીની માફક ઊડી રહે છે. પોતાનાં પોપચાંને ઢાળીને તે જરા વાંકું જુએ છે ત્યારે તે પ્રીતમના કાળજાની કોરને ક્વડાની ધાર વડે કાપી કાઢે છે. અંતે, આદર્શ સુંદરીની ઊંડી આંખોમાં શીતળ પ્રકાશ રહ્યો હોય છે, અને તે થાક્યાનો વીસામો અને ચાલ્યાનો આરામ બની રહે છે.

આદર્શ સુંદરીની પાંપણેથી વર્ષાઋતુ સરી જાય છે ત્યારે એના સૌંદર્યમાં અમૂલ્ય વધારો થાય છે. એની આંખોની છીપલીમાંથી એ વખતે જે મોતીઓ વેરાઈ પડે છે તે અરબી સમુદ્રનાં ભલભલાં મોતીનાં પણ નૂરને ઊતારી દે છે.

આદર્શ સુંદરીના જમણા નાકની વાટે જે શ્વાસોચ્છ્વાસ ચાલે છે તેમાં શિશિરઋતુ ઊડી આવીને ભરાઈ બેઠેલી લાગે છે. જેમ અત્તારીની દુકાને ઘડીભર બેસી આવનાર માણસના આખા શરીરે અત્તરની સુવાસ મ્હેકી ઉઠે છે, અને જેમ અરુણના બારણે ગાવા જતી વાદળીના શરીરે અરુણના રંગ દીપી ઉઠે છે, તથા જેમ એક જ નજરે ફરીફરીને સૂર્યને અખંડ જોઈ રહેતું સૂર્યમુખી ફૂલ સૂર્યના સૌ બંધ ધરી લે છે, તેમ પ્રભુની કલ્પનામાં અનંતપણે રમી રહેતી આદર્શ સુંદરીના શ્વાસમાંથી તેના પ્રીતમને પ્રભુની સુવાસ પ્રાપ્ત થાય છે. વળી, જેમ ક્ષિતિજના ઉપલા ઓઠ ઉપર લટકતો શુક્રનો તારો સંધ્યાના મુખ ઉપર રમે છે, તેમ આદર્શ સુંદરીના જમણા નાકે લટકતું રત્નજડિત નથનીનું મોતી તેના મુખરૂપી સરોજ ઉપર રમતું તેના પ્રીતમને ભાસે છે.

આદર્શ સુંદરીના મુખને અખંડપણે દીપાવતા સુંદર કાન ઘાટ પરત્વે અરબી સમુદ્રની છીપની કીર્તિને પણ ઝાંખી પાડી દે છે. પૂનમના દિવસે પૃથ્વી સામસામા છેડે સૂર્યને અને ચંદ્રને એકસાથે ધરાવી રહે છે તેવો ભાસ પ્રિયતમાના કાનની બાબતમાં તેના પ્રીતમને થાય છે, અથવા તો ઈંદ્રની આછી ગુલાબી ચમરીઓ ધરી રાખીને અપ્સરાઓ સાનંદ ઊભી હોય એવો ભ્રમણા આ બાબતમાં તેને થાય છે.

આદર્શ સુંદરીના કપોલે ગ્રીષ્મઋતુ લ્હેરાતી હોય છે, અને તેની ગુલાબી એની લજ્જાનું ધામ હોય છે. સંધ્યાકાળે સૂર્ય સોનેરી લંગર નાખીને થોભી ન જતાં પોતાનાં તેજ અને રંગ એવી સુંદરીના કપોલભાગે ખીલવી મૂકતો હોય એમ લાગે છે. એવા કપોલ ઉપર કોઈ કાળો તલ પાડ્યો હોય તો તે રસિક કવિને સૌંદર્યના ઊંડા ચમત્કાર સમાન ભાસે છે. તે એમ કલ્પે છે કે, ઉષાના આકાશમાંથી સરી પડેલો કોઈ તારો એવી સુંદરીના કપોલની લાલી જોવાને આવ્યો તે જ વખતે તેની આંખનો તેજના ચંબાર જોતાં ઝાંખો પડતો ગયો ને છેવટે ઠંડો ને કાળો પડી ત્યાં જ ચોંટી ગયો.

આદર્શ સુંદરીના પરવાળાસમા ઓઠ અમીનું અને આનંદનું ધામ હોય છે. જેમ સફેદ ફૂલોના જેવી બગલાંની વલો શાંત સરોવર ઉપર થઈને સાંઝે આકાશમાં ઊડતીઊડતી જાય છે ત્યારે તેની શુદ્ધ છાયા સરોવરના જળમાં પડે છે તે વખતે જાણે બેવડી વેલો દૃગ્ગોચર થાય છે, તેમ એવી સુંદરીના મુખમાં સંધ્યાનું આકાશ ઊઘડતાં દાંતની શુદ્ધ બેવડી હાર દૃગ્ગોચર થાય છે.

આદર્શ સુંદરી હસે છે તે વખતે ઊડતી બગલીઓની ઉક્ત બેવડી વેલીઓના અપાર પડછા જેવી એની દંતુડીની હાર ભાસે છે. એના હાસ્યથી રોજ પ્રભાતનાં રંગ પૂરાતા હોય એમ ભાસે છે. એ હસે છે ત્યારે જાણે ફૂલની કળી ફાટીને તેની પાંદડાંઓ ચોપાસ પથરાઈ રહેતી હોય એમ લાગે છે. એનું હાસ્ય સાંભળનારને પંચધાતુની કોઈ ઘંટડીના મધુર સૂર વેરાતા હોય એમ લાગે છે. એનું હાસ્ય એકસાથે જોનાર-સાંભળનારને જાણે બેમૂલ દારૂખાનું ઊડતું ભાસે છે. ઊંચે ચઢેલું અગ્નિબાણ ઉપર જ ફૂટીને વિવિધરંગી તેજઃપુષ્પો નીચે વરસાવે છે તેના જેવું આ દૃશ્ય તેને ભાસે છે.

આદર્શ સુંદરીની ડોક ગુલછડીના ફૂલની ગોરીગોરી લાંબી દાંડીના જેવી શોભે છે, અને કોઈ સુંદર ઝાડના થડની વચ્ચે ઊંચે વ્યોમમાં મહાલતી ઊંચી ડાળીની માફક તે તેના શરીરરૂપી ઝાડની વચ્ચે ઊંચીઊંચી મહાલી રહે છે.

આદર્શ સુંદરીની એવી મધુરી ડોકની અંદર જે દિવ્ય સ્વર પૂરાયેલા હોય તેની મધુરતામાં સુધાથી મિષ્ટતાનું એક પણ બિંદુ ઉમેરી શકાતું નથી. વસંતઋતુ જતાં કોયલ ઘરાને તજી દેતા નથી, પણ એવી સુંદરીના કંઠમાં તે પોતાનો મિષ્ટ સૂર અણુતૂટ્યો રાખે છે. એનો દિવ્ય સૂર સાંભળીને કોયલ પૂરેપૂરો સૂર તો પામી નહિ પણ પોતાના દેહનું નૂર ખોઈને કાળીભમ્મર બની ગઈ, એમ કવિ કલ્પે છે. ક્વચિત્ કવિને એમ ભાસે છે કે, વિવિધ તારાઓનાં કિરણોને દીપીને તેમાંથી એક અમૂલ્ય તાર બનાવીને, ઊગતા સૂર્યનાં કિરણોની અભ્રગૂંથી કલગીમાંથી બીજો તાર ખેંચી લઈને, અને પૃથ્વી ઉપરનાં પુષ્પોમાંથી ત્રીજો અમીતાર બનાવી લઈને પછી

એ ત્રણ તારને આદર્શ સુંદરીના આત્માના તંબુરાને બાંધી દઈને પ્રભુજી પોતાની આંગળીઓ વડે એ તારોને છેડે તે વખતે જે સૂર રણઝણી ઉઠે તે આદર્શ સુંદરીના પ્રાણના સૂરને બરાબર મળતા આવે. કવચિત્ કવિને એમ ભાસે છે કે, ઝીણાં ઝરણાનો મધુરો નિનાદ, ઝીણી મોરલીનો મીઠો સૂર, કોયલના વસંતભીના ટુહુકાર, કલાપીના મંજુ કેકારવ, રસિક કવિતાના મીઠા કલ્લોલ, અને સંગીતના અણમૂલ નાદ એક તંતુની અંદર ભેળવી દઈને એ તંતુને છેડીએ તે વખતે જે દિવ્ય સૂર નીકળે તે આદર્શ સુંદરીના કંઠમાંથી નીકળતા સૂરને આબાદ મળતા આવે.

આદર્શ સુંદરીની વાણીની મધુરતાના કરતાં તેના મૌનની મધુરતા વધારે છે. એનું મૌન એના આખા આત્મપ્રદેશને જાણે વીંટી લે છે તે વખતે એ વધુ મનોવેધક બની જાય છે. એના મૌનમાંથી પ્રભુના ઉરનાં ઉંડાણ આવે છે. એની વાણી સુણીને એના પ્રીતમનું મુખ મૌન ધરી રહે છે તે જ પ્રમાણે એના મૌનથી એના પ્રીતમની જીભ ખુલી જાય છે.

આદર્શ સુંદરીનું ગાન એના ઉરમાંથી અમીના અનંત ઓઘ ઉછાળે છે, અને જાણે હિમાલયનાં ઉંડાં હિમ ઓગળીને પૃથ્વી ઉપર ગંગારૂપે વહીને અપાર રેલંછેલ કરી મૂકતાં હોય એવો ભાસ થાય છે. આભનાં ફૂલોથી ભરેલા ઇંદ્રના દરબારમાં સૂર્યચંદ્રનાં તુંબડાંની દિવ્ય વીણા ઝૂલે છે તેનાં સોનેરી રૂપેરી કિરણોના તાર છેડીને નારદ મુનિ સહવર્તમાન ગાંધર્વો સ્વર્ગીય ગાન ગાય તે સાધારણ સ્ત્રીના ગાનથી ન સમજી શકાય પણ આદર્શ સુંદરીના ગાનથી અવશ્ય સમજાઈ જાય. રજની પોતાના તારાઓને ભૂલી જઈ શકે નહિ, પ્રભાત પોતાના ઉજાસને ભૂલી જઈ શકે નહિ, વસંતઋતુ પોતાના વિલાસને ભૂલી જઈ શકે નહિ, ફૂલ પોતાની કોમળતાને ભૂલી જઈ શકે નહિ, અને પૃથ્વી પોતાનું ધ્રુવધ્યાન ભૂલી જઈ શકે નહિ, તેમ પ્રીતમ પોતાની પ્રિયતમાનું ગાન ભૂલી જઈ શકતો નથી.

આદર્શ સુંદરીના હાથ કમળની દાંડી જેવા શોભીતા હોય છે. એવા હાથ વાયુના તરંગમાં તાલ દેતા ધીમેધીમે હાલતા હોય છે તે વખતે રજનીની દેવી પોતાના બંને ખભા ઉપર એકેક ધૂમકેતુ ટાંગીને લટકાળા અંગે ચાલતી હોય તેવો ભાસ થાય છે. એના હાથે આખું તેજોમય વિશ્વ બંધાયેલું લાગે છે. એના હાથમાં ઊંડાં કામણ ભરેલાં હોય છે, અને તે કોઈ અદૃશ્ય કટારી મારતા ભાસે છે. કેળના નવાંકુરના ગાભા જેવા મૃદુ એના હાથને અડતાં કે દેખતાં હરકોઈ પ્રીતમ કેવળ અનાથ બની જાય છે. એના હાથની આંગળીઓની કોમલતા જોઈને ચમેલી પોતાની પાંચ પાંખડીમાં પોતાનો પ્રાણ ભરી દેતી હોય એવો ભાસ થાય છે. એના હાથની હથેલી અશોકની વેલીની કૂંળી કૂંપળોના જેવી કુમળી હોય છે. ગુલાબી આકાશમાં સુર્યાસ્તની જેવી રેખાઓ પડે છે તેવી રેખાઓ એ હથેલીમાં પડેલી જણાય છે.

આદર્શ સુંદરીના પગ ઉષાના કપોલના જેવા અરુણરંગી હોય છે, અને તે ડગ ભરે છે તે વખતે જે રજ ઊડે છે તેણે જાણે સંધ્યાના પ્રકાશ વેર્યા હોય એમ ભાસે છે. તેના પગની આંગળીઓ ચંપકની કળીના જેવી કે ગુલછડીની કલીઓની વેલના જેવી હોય છે, અને તેમાં કેસરની ને કંકુની શોભા સમાઈ રહેલી હોય છે. તેમાં જે નખ હોય છે તે જાણે મોતીછીપ મઢી હોય તેવા લાગે છે. એના પગની એડીનો ઘાટ મધુચંદ્રના ઘાટને મળતો હોય છે. એવી સુંદરીની ચાલવાની ઢબ અતિશય કૂંળી, મંજુ અને મૃદુ હોય છે. ફૂલથી વાયુ હાલે છે તેનાથી જેમ મનુષ્યમાત્ર અજ્ઞાત રહે છે, તેમ તેવી સુંદરીની તેવી ચાલથી મનુષ્યમાત્ર અજ્ઞાત રહે છે. તે ચાલે છે ત્યારે જાણે પુષ્પરથે પાંચ પાંખડી સમાન ઘોડા જોડીને મંગળનો ગ્રહ વિજયાર્થે યુદ્ધ કરવા જતો હોય એવો ભાસ થાય છે.

આવી આદર્શ સુંદરી કયા કવિને કવિતા કરવા ન પ્રેરે !

આદર્શ સૌંદર્યની કલ્પનાથી વિમુખ થયેલો કવિ કવિતા પણ કોની કરે ? કવિ ખબરદાર પોતે કહે છે તેમ,

"કવિઓ આ જગતમાં કવિતા કરત કોની, રેલાવત જો ન પ્રિયા રસતણી રેલ !  
પૃથ્વી કે પાતાળ કે આકાશ કોણ રહેત ઢુંઢી, શોધી લેવા ક્રમે એની ઉપમાના મેળ !  
પ્રિયા કેરી પગલીએ કીર્તિ ચાલી આવે પૂઠે, પ્રિયાગુણ ગાતાં કવિગુણ રહે ગવાઈ:  
કવિઓ આ જગતમાં કવિતા કરત કોની ? સૌ રણે રહેત બધા દરિદ્ર સદાઈ !"

## કવિ ‘ અદલ ’ ને અભિનન્દન

પ્રો. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

વિદ્વાનોએ કવિતાની વ્યાખ્યા અનેક પ્રકારે કરી છે પરંતુ સામાન્ય રસિકજનોને કવિતાની વ્યાખ્યા એજ પસંદ પડશે કે, જે હૃદયને સ્પર્શે જે હૃદયમાં અવનવા સુમધુર ભાવ ભરી દે, જે હૃદયને ભાષાની સચોટતાથી કડીએ કડીમાં ઓતપ્રોત કરી દે તે કવિતા. આ વ્યાખ્યાની કસોટીમાં કવિખબરદારનાં કાવ્યો મૂકીએ છીએ તો તે કવિતા નામ આબાદ સાર્થક કરે છે. એમનું સૌથી પહેલું પુસ્તક ‘કાવ્યરસિકા’ હ્યો કે એમનું સૌથી છેલ્લું—તાજેતરમાં જ પ્રકટ થયેલું—‘ દર્શનિકા ’ હ્યો. એક એક કંડિકામાં હૃદયસ્પર્શિત્વ સિવાય બીજું કાંઇ નહીં ભાસે.

કાવ્યો તો બહુએ લખાય છે. બહુએ લખાઈ ચૂકયાં છે. બહુ જણે લખી નાંખ્યાં છે. ‘ હરી હનુમાનજી કે મુલ્લાં સુલેમાનજી ’ એને પણ કવિતા ગણીએ અને ‘ જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદા કાળ ગુજરાત, એને પણ કવિતા ગણીએ ત્યારે ખૉળ અને ગૉળ બન્નેને આપણે એક સરખાં ગણીએ છીએ એમ થયું. કવિ ખબરદારની કવિતા ગૉળ છે, ખૉળ નથી; અને ગૉળને ખૉળથી ના પરનાળીએ તો તે ગુન્હો છે. ગૉળ માણસ માટે છે. ખૉળ ઢોર માટે છે તેવી રીતે કવિતા રસિકજનો માટે છે. જોડકાં બજારૂ આદમીઓ માટે છે.

કવિ ખબરદારની કવિતામાં ખાસ કરીને રોજીંદા અનુભવને યોગે નીતરતી ફીલસુફીનાં ઇશ્વરભકિતનાં અને દેશભકિતનાં કાવ્યો સદાકાળ અમર રહેશે. એમણે તમામ રસનાં કાવ્યો લખ્યાં છે; અને તેમનું ખરું આકર્ષણ હૃદયને સ્પર્શનારા સુશ્લિષ્ટ ભાષામાં મૂકાયલા ભાવો છે તો પણ ઉપલાં ત્રણ પ્રકારનાં કાવ્યોએ મને તેમની કવિતા તરફ વધારે આકર્ષ્યો છે. ભજનિકા ’ ‘ સંદેશિકા ’ અને ‘ ભારતનો ટંકાર ’ આ ત્રણ કાવ્યપુસ્તકો ઘણીવાર વાંચ્યાંજ કરીએ અને તેમાંના કાવ્યોના રસ પીધાંજ કરીએ એવી વૃત્તિ મેં વારંવાર અનુભવી છે.

‘ આવી દિશાઓ ધીમે બોલતી ને નીચે પુનિત ગીત ઘેરાં રે
ભુવન ભુવનમાં ઉઘડે આંખલડી નાચે હૈયે શમણાં અનેરાં રે ’

આ લીટીઓના ભાવ કેટલા બધા સચોટ છે એનો ખ્યાલ એક દૃષ્ટાંતથી આપું. પાપનાં પોટલાંથી લદાયલો એક જીવ, જીવનને અત્યંત અકારું ગણતો હોય; ન એનાથી પોટલાંનો બોજો દૂર કરી શકાતો હોય; ન જીવન વિસર્જિત કરી શકાતુ હોય; હૃદય દંશ દઈ રહ્યું હોય; ચોમરદમ ભયાનક અંધકારના ઓળા એના પર ઉતર્યા હોય, એવે વખતે જાણે કોઈ દિવ્ય સંતજન દૂર દૂરની દિશાઓમાંથી પવિત્ર ગીત લલકારીને એને આત્મશુદ્ધિની વાટ આપે અને એને પરિણામે એ પાપીનાં અંતરમાં ઉષા પ્રકટે; અવનવાં સ્વપ્ન નાચી રહે; નવજીવનની પ્રેરણાથી એનું હૃદય થનગન નાચી રહે અને તેથી પાપનાં પોટલાંનો બોજો દૂર ફેંકી દઇને તે પુન્ય પંથે પરવરે—આ ભાવ કવિએ આ લીટીઓમાં પૂર્યો છે. એ ભાવની ખરી કદર પાપ અને પુન્યના સંક્રાંતિયુગમાંથી પસાર થનારનેજ થઈ શકે.

‘ થાકયા થાકયા છે આલમના આત્માને થાકી છે દુનિયાની દેહ ;
કોણ કળે આ શૂન્ય જગતમાં ભાગ્યા હૈયાના સ્નેહ રે !
જગ હૈયાં ખોલી ખોલી જુઓ હૈયે હૈયે ઘાવ,
કંઈ હૈયે હૈયે ઘાવ ઉંડા હૈયે હૈયે ઘાવ રે—જગ૦ ’

જનમનના ભાવ કવિએ આ કાવ્યમાં આબાદ આંકયાં છે. જીગર ન તુટયું હોય એવો કોઈ માનવી જગતમાં મળી આવશે ! એવાં હૈયાંની લાગણી સંબંધી કવિએ ઉપલી લીટીઓમાં દાખવેલા ભાવ, જગતના વહેવારમાં માણસને ઉપયોગી થઈ પડે. આથી જ આ લીટીઓને કવિતા કહી શકાય. જે પ્રેરણા ન અર્પે જેમાંથી કાંઈ તત્ત્વ નીપજાવી ન શકાય અને જે વાંચ્યા પછી હૃદયમાંથી સરી જઈ વિસરાઈ જાય તે કવિતા નથી.

‘ મારો કર ધરની: ડગમગ પગ મુજ ડોલે હરિવર ! બળ અંતર ધરની: મારો કર ધરની:
થયા પ્રકાશ પ્રકટ તુજ ત્યારે, રહ્યું હૃદય મુજ સતું ભમ્યો ભટકતો અંધારે હું, થયું થવાનું હતું—મારો૦

કાળ વીત્યો ને ઉઘડી આંખો, ગઈ સપનાંની માયા સૂકાં સરવર દેખી તીરપર, હંસ પછાડે કાયા !–મારો૦
ઝળતા સૂરજ લાગે ઝાંખા, જોઈ જોઈ આંખો ચોળું ચન્દ્ર અગન ઝરે ને તારા, લાગે ભૂતડાં ટોળું–મારો૦

\+ \+ \+ \+

એકલડો થળ થળ હું અથડું પળપળ'અદલ' દુભાતી પકડું તારી પાંખડી હરિ ! ત્યાં ગજગજ ફુલે છાતી–મારો૦

કવિ ખબરદાર પારસી જાતિના છે, એમ છતાં એમણે ગુજરાતી ભાષાપર કેવો કાબૂ મેળવેલો છે અને ઈશ્વરભક્તિનાં કાવ્યોમાં હિન્દુ કવિ એની હોડમાં પોતે કેવા ફત્તેહમંદ રીતે અને વળી હિન્દુ ફીલસુફીની દૃષ્ટિથી કેવાં હૃદયસ્પર્શી સચોટ કાવ્યો રચી શકયા છે, એનો સુન્દર નમૂનો ઉપલું કાવ્ય છે. એમનાં કાવ્યમાં 'અદલ' એ એમના નામનું સૂચના કરનારો પ્રયોગ થતો રહે છે.

મનવા ! ચિંતા તારે કશી ? તારૂં જીવ્યું જીવી લે હસી રોનારાંની રાત બધી ને હસનારાંનો દહાડો
કોણ હસે ને કોણ રડે છે, ખલક પલકનો અખાડો–મન ચિંતા તારે હોય કદી તો ચિંતા તારા ચિત્તની
અંતરયામી તારો જીતશે વાતજ એ તુજ હિતની–મન૦ ઉગે ખીલે ને આથમે જે આ, ક્રોડો જગના તારા
જે આંગળી દોરે એ સૌને, તેને કો ન અકારા–મન૦ નથી રૂદન કો તારા માટે તુજ માટે છે ગીતડાં
તું પોતે સૂર છે એ ગીતનો સાચવ એ ગીત મીઠડાં–મન૦ રોનારાં છો રૂદન કરી લે, એક દિન એ પણ હસશે
તું તો અદલ હસી લે આજે હસતાં પ્રભુ ઉર વસશે–મન.

પ્રભુ ભક્તિમાં ચિત્ત ચોંટાડવા માટે કવિએ કેવી ઝીણવટ ભરી ફીલસુફીથી અને રોજીંદા સામાન્ય સામાન્ય દાખલાઓ દઈને આ કાવ્ય રચ્યું છે એ રસિકો સહસા સમજી શકશે. એમાં પરદેશી કાવ્યોની પદ્ધતિની છાંટ પણ નથી. એમાં કોઈ તરજુમીઆ ભાષા નથી. સાદી સરલ હૃદયંગમ ભાષા ઉપરાંત પ્રાસાનુપ્રાસની મંજુલતા અને સૌથી વિશેષ છેવટની કડીનો પ્રોત્સાહક પ્રેરણાત્મક સંદેશ નોંધવા જોગ છે. ઈશ–ભક્તિનાં એમનાં અનેક કાવ્યો આપણાં અંતરને અજવાળે છે.

આ કાવ્યની છેવટની કડી કવિ 'અદલ'ના જીવનના કેટલાક જાણીતા સાહિત્યવિષયક પ્રસંગોપર સહેજ લખવાની લાલચ કરાવે છે. કવિ 'અદલ'નાં કાવ્યો જ્યારે સાહિત્યક્ષેત્રમાં દેખાવા માંડ્યાં ત્યારે સાહિત્યમાં જોડણી માટે 'દાદાગિરી' કરનારા અને જો પીનલ કોડ હયાત ન હોત તો કદાચને માથા રંગી નાંખવામાંયે પાછા નહીં પડનારા પ્રખર સાક્ષરોમાંના એક કવિ એ'અદલ'ની કવિતાની સખ્ત ઝાટકણી કાઢનારાં લખાણો લખ્યાં હતાં. આજ તો હવે એ સાક્ષર ગણાઈ ચૂકેલા ટીકાકાર માટે ચોખ્ખું જગજાહેર થઈ ગયેલું છે કે—તેમનો કવિતાઈ ખજાનો નર્યો 'પરદેશી માલ' છે; અમુક અંગ્રેજી કાવ્યને આધારે ઘધર તિધર ફેરફાર સાથે તેઓએ 'મધરાતે કોયલો' સંભળાવી હતી ! એવા ઢુંપદખોર લડવાડીઆ સાક્ષરોને આજ 'કવિ' તરીકે સ્વીકારવા ના પાડનારો વિદ્વાન યુવક વર્ગ આપણા સાહિત્યમાં મોજુદ છે. તે સાક્ષરોની હાયપીટ અને રૂદન ચાલુ હતાં ત્યારે નિરંતર હસતા રહેલા કવિ 'અદલે' પોતાનાં કાવ્યોનાં સંખ્યાબંધ પુસ્તકો પ્રકટ કર્યાં અને એનું પરિણામ એ આવ્યું કે આજ ગુજરાતનાં કવિ ખબરદારનાં કાવ્યો ઘરગથ્થુ થઈ પડ્યાં છે અને સદ્ભાગ્યે ગુજરાતના કાવ્ય-રસિકોએ એમનો કનકોત્સવ ઉજવ્યો છે.

રોનારાં છો રૂદન કરી લે એક દિન એપણ હસશે, તું તો અદલ હસી લે આજે હસતાં પ્રભુ ઉર વસશે.

આ લીટીઓ આજે અક્ષરશઃ કવિ ખબરદાર–'અદલ'–ના જીવનમાં પ્રતીત થઇ છે.

લેખ લાંબો થઈ જવાને ભયે કવિ ખબરદારનાં દેશભક્તિનાં કાવ્યોમાંથી હું કોઈ ઉતારા ટાંકતો નથી પરંતુ એમનાં એવાં કાવ્યો અનેક કવિતાસંગ્રહોમાં અને પાઠ્યપુસ્તકોમાં ઉતારવામાં આવ્યાં છે, એજ એ વિષયની તેમની કાવ્યકૃતિઓની સફલતા સિદ્ધ કરે છે, એટલું કહેવું બસ થઈ પડશે. કેટલેક અંશે એમનાં દેશ-ભક્તિનાં કાવ્યો, આધુનિક યુગની ભાવનાઓથી રંગાએલાં હોવાને યોગે આપણા સાહિત્યના દેશભક્તિનાં કાવ્યો રચનારા સ્વર્ગસ્થ કવિઓ નર્મદ અને હરિલાલ ધ્રુવનાં કાવ્યો કરતાંયે વધુ સુન્દર છે.

ગુજરાતને અને ગુજરાતી ભાષાને કવિ ખબરદારે ગૌરવભરી પ્રેમાંજલિઓ પોતાના કાવ્યોમાં આપી છે. મોટે ભાગે હિન્દુ લખનારાઓ આપણા ગુજરાતી સાહિત્યક્ષેત્રમાં છે એમ છતાં આ પારસી કવિએ જેમ દૂધમાં સાકર મળે અને દૂધને મિઠાશ અર્પે તેમ હિન્દુઓ સાથે ભળી જઇને પોતાનાં કાવ્યો માટે એનો તો અજબ રસાસ્વાદ લગાડયો છે કે તે ચાખતાં ચાખતાં આપણે હિન્દુઓ જાતિભેદ ભૂલી જઇએ છીએ અને જાણે કવિ ખબરદાર ' આપણા કવિ ' હોય એમ ઉમળકા ભરે, અને મારા જેવા તો વન્દનાભેર વધાવી લઇએ છીએ.

કવિ ખબરદારનો કનકોત્સવ ઉજવવામાં આપણે એક પરમ સત્યના ઉપાસક છીએ એમ પુરવાર કરીએ છીએ, તે સત્ય એ છે કે—ગુજરાતી સાહિત્ય—સેવા કાંઈ એકલા હિન્દુઓનો જ અમરપટો નથી. એ સેવાનો સૌ કોમને હક્ક છે અને જે ઝળકી ઉઠે એવા સેવા બજાવે છે તેને ગુજરાતી સાહિત્યના પૂજકો પ્રેમભાવે, ભક્તિભાવે નાતજાતના ભેદભાવ વિના પૂજે છે; હૃદયભીનાં સન્માન દે છે.

કવિ ખબરદાર-' અદલ '-શત શત શરદ જીવો અને ગુજરાતીઓ પુનઃ તેમનો હીરકોત્સવ અને તેથી પણ વિશેષ શત જન્મોત્સવ ઉજવવા ભાગ્યશાલી થાઓ એવું પરમકૃપાળુ પરમાત્મા પાસે માગીને, આ સ્નેહ-પર્વ પ્રસંગ માટે કવિ ' અદલ ' ના ' દર્શનિકા ' ની છેવટની લીંટીઓ ટાંકી આ લેખ પૂરો કરૂં છું:—

આવજો, સૂર્ય ને ચંદ્ર ને તારલા ! આવજો, ગ્રહ મનુજજીવન જોડલા !
  શક્તિઓ દીઠી અણદીઠી આકાશની ! સૌ મહાત્મા જીવન બંધ છોડલા !
પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ ! વૃક્ષ ને વાયુના જંતુ સર્વે !
  આવજો, માનવી બંધુઓ, બ્હેનીઓ ! આવજો, સર્વ આ સ્નેહ પર્વે !
એક આશા અમર સર્વ અંતરતણી, એક શ્રદ્ધા બધાં જીવન કેરી ;
  એક જ્યોતિ અચળ સકળ આત્માતણી, ભાવના એક મતની અનેરી !
જીવવું એટલે જળવું ને ઝળુકવું ! તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો !
  આવજો સ્નેહ જયકાર કરતાં અદલ ! સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો !

---

# લોક–હૃદયનો કવિ

## શ્રી. સ્નેહરશ્મિ

૧૯૨૦–૨૧ ના અસહકારનાં પ્રચંડ પૂર દેશ ઉપર ફરી વળ્યાં હતાં. જગતની સલ્તનતોમાં સૌથી સમર્થ મનાતી સલ્તનતના તંત્રને "સેતાની" વર્ણવી એક મુઠી હાડકાના માનવીએ તેની સામે ધર્મયુદ્ધ પોકાર્યું હતું. દેશની પ્રત્યેક વ્યક્તિના હૃદયમાં વણકથ્યા, અગમ્ય, ગૂઢ છતાં અસંત પ્રેરક ભાવો થનગનાટ કરી રહ્યા હતા. રાષ્ટ્રહૃદય પોતાને–પોતાની લાગણીને, પોતાની ભાવનાને, પોતાની વેદનાને તેની ઉત્કટતાને અનુરૂપ શબ્દોમાં વ્યક્ત કરવા મથતું હતું. અનેક હૃદયવીણાના તાર ઝણઝણતા હતા પણ તેમાંથી સુસંવાદી સ્વરોની હેલી વરસી શકતી ન હતી. અનેક નયનો હૃદયમાં જે રત્નો છૂપાયાં હતાં તેને બહાર જોવા તલસતાં હતાં, પણ તે રત્નો કાઢવા ડૂબકી મારનાર કોઈ જાણુભેદુ મળતો ન હતો.

એ વખતે ચોપડીઓને અભરાઇએ ચડાવી, ભણતરને નમસ્કાર કરી હું ગામડાંઓમાં ભટકતો હતો. લોક-હૃદયની જે તીવ્ર વેદના હતી, જે અવર્ણનીય ભાવના હતી તેને તોલે સામાન્ય જનતામાંના એક તરીકે મારૂં હૃદય પણ ધડકતું હતું, અને લોકોને તેમની ભાવના પ્રત્યક્ષ કરાવવા તલસતું હતું પણ શબ્દ ક્યાંથી લાવવા ! તે પ્રેરક વાણી ક્યાંથી લાવવી ? લોકોના હૃદયના ભાવ વાંચી તેને બહાર કાઢનાર દ્રષ્ટા–કવિ ક્યાં હતો ! જગતે જેને દ્રષ્ટા તરીકે સ્વીકાર્યા હતા તેમના તરફ હૃદય દોડયું. પણ તેમના હૃદયદ્વારના આગળા તો હંમેશ કરતાં વધુ સખત રીતે બંધ જોયા. સદીઓ પછી એક સુસુપ્ત, કચરાએલી, પરાધીન, અને દુઃખપીડિત પ્રજાનો આત્મા જાગ્યો હતો પણ તેને તેમાં પ્રભાતના ભૈરવ સૂર સંભળાવનાર કવિઓ અને ગાયકો કયાં હતા !

પણ જનતાની મુંઝવણ જાણે કોઇએ કળી હોય, જાણે લોકહૃદયની વ્યથા કોઈના શબ્દોમાં મૂર્ત સ્વરૂપને પામી હોય એવો એક પ્રસંગ અચાનક એક દિવસ મને સાંપડયો. અને તે દિવસથી કવિ ખબરદાર સાથે ભાવના-સૃષ્ટિમાં મારૂં ઓળખાણ થયું !

વાત એમ બની હતી કે ગામડાંમાંથી કાર્યવશાત્ મારે એક દિવસ સુરત આવવું પડયું હતું. સુરતના પાટીદાર અને અનાવિલ આશ્રમો એ અમારા હંમેશના અખાડા. તમે દેશનું કંઈક કામ કરો છો ! ભલે પછી તમે નાના હો કે મોટા, તમે પંડિત હો કે નિરક્ષર, તમારે માટે એ સ્થળે હંમેશ માટે ભાવભર્યો સત્કાર છે જ. આથી તેના વાતાવરણમાં પણ હંમેશ જનતાના હૃદયના સરળ અને ઉદાત્ત ભાવો જ ઉભરાય છે, લોક–હૃદયની નિર્મળ સાદી સંસ્કારિતા તમારો ત્યાં સત્કાર કરે છે એવા એ આશ્રમોમાંથી અનાવિલ આશ્રમમાં હું ઉતર્યો હતો. સાત વાગે સાયંપ્રાર્થના થતી, તે મુજબ મિત્રોના જૂથમાં હું સાયંપ્રાર્થનામાં બેઠો. મારા એક નાનકડા મિત્રે પોતાના કોમળ સુમધુર સ્વરે આખું વાતાવરણ ભક્તિપ્રધાન સંગીતથી ભરી દીધું હતું. સ્થિતપ્રજ્ઞના શ્લોકો થયા, ધુન થઇ, અને છેવટે એક ભજનનો વારો આવ્યો, તેણે શરૂ કર્યું—

દુઃખમાં શૂરા રે, ઓ ગુજરાતી વીરા ! આવો પૂરા રે ખમવા દુઃખના ચીરા !

જાણે ગાઢનિદ્રામાંથી આંખ ઉપર અસહ્ય પ્રકાશ આવતાં કોઈ સહસા જાગે અને વળી પાછું પ્રત્યાઘાતી અસરથી સ્વપ્નામાં ડૂબે તેમ "દુઃખમાં શૂરા રે ઓ ગુજરાતી વીરા "ની લંબાએલી હલકે મારો પ્રાણ થનગનાટ કરી ઉઠયો. લોકોને જે જોઇતું હતું, જેને માટે લોકહૃદય તલસતું હતું તે જાણે મળતું હોય એમ મને લાગ્યું. પણ "વીરા" અને "ચીરા"ના કર્કશ પોચા પ્રાસે એ ક્ષણિક આવેશ અને ઉલ્લાસ શમી ગયો. પણ સંગીત ચાલુ જ હતું. લંબાએલા સ્વર આગળ વધ્યા. પોચા શબ્દો નક્કર બનવા માંડ્યા. આર્દ્રતા અડગતામાં જાણે પરિણમવા માંડી. આદેશ આવ્યો—

કડકડ ફૂટે કોડ કડાકા, પવન ફૂંકે ફાટે; ઝળઝળ જવાળા વ્યોમ જળાવે: ઊભા રહો દૃઢ વાટે !

હા. ક્રોડ કડાકા ફૂટવાની ધમકીઓ અપાઇ રહી હતી. બ્રિટિશ સિંહ હુંકાર કરી તડૂકી રહ્યો હતો. એ વખતે અડગતાની જરૂર હતી. અને "પર્વત ફૂંકે ફાટે !" એ અત્યંત કાવ્યપૂર્ણ સૂચન પ્રાણહીન ખોખાંઓમાં પણ પ્રાણ પૂરવા પૂરતું નહતું ! અને પ્રાણહીન ખોખાં એકવાર ચેતનવંત બને પછી ભલે ને આભ અંગારા વર્ષાવે ! કવિનું-લોકહૃદયનો પડઘો પાડતા કવિનું–ફરમાન ચાલે છેઃ "ઉભા રહો દૃઢ વાટે." અહિંસક યુદ્ધમાં વિરલ વીરતા વિના નહિ ચાલે. એ વીરતાના આ શબ્દો પ્રેરક નથી ! સંગીત આગળ વધ્યું. ભાવનાઓનો જુવાળ વધવા માંડયો, નાની લહરીઓ પ્રચંડ તરંગ રૂપ બનવા માંડી, અને ઘોર ઘુઘવતા સાગરનો ઘુઘવાટ શરૂ થયો. પણ આ કંઈ સ્થૂળ બળની ઉપાસના ન હતી, આ કંઈ જડ પ્રતિકાર ન હતો. લોકહૃદયને ઠગી તેને કોઈ "વર્ગ"ના સ્વાર્થ ખાતર તામસી બલિદાનની વેદી ઉપર હોમવાનો આસુરી પ્રયોગ ન હતો. આ તો એક વિરાટ પ્રજાની આત્મશુદ્ધિનો પ્રયોગ હતો; એક પ્રજાની ઉગ્ર ભવ્ય તપસાધના અને જ્ઞાનપૂર્વકના બલિદાનનો પ્રસંગ હતો. એથી કવિ માર્ગ-દર્શક દીવા–દાંડી ધરે છેઃ

નથી પડવું યાહોમ કરીને આજે અંધ શૂરાનું; નથી અબળને દમવુંઃ આ છે જડ ચેતનનું વ્હાણું !

સાચે જ, અમે યુદ્ધ આદર્યું હતું, પણ તે અબળને દમવા માટે નહિ આ વિચાર આવતાં જે ભાવ હૃદયમાં ઉઠવા માંડ્યા તે કયા શબ્દોમાં વર્ણવી શકાય ? પૂ. ગાંધીજીનાં અનેક સૂત્રો, તેમના અનેક આદેશ, તેમની આખી ફિલસુફી મન આગળ પ્રત્યક્ષ થવા માંડી. સંગીત આગળ વધ્યુંઃ

સત્ય જ પ્રભુના પ્રાણ અમારા, સત્ય જ અંગ અમારાં;
સત્ય જ રક્ત વડે અમ નસમાં સત્ય જ વ્રત અમ ન્યારાં !

બરોબર છે. એ ધર્મ યુદ્ધ હતું. સત્ય અને તેથી પ્રભુ એનો પ્રાણ હતો. જગત્‌માં એ યુદ્ધ આખું–અપૂર્વ જ હતું. એને માટે તો

માયા સૌ ઘર બાર તણી ને સુખની ડોળી દફનીઃ આત્મ શૌર્યનાં શ્વેત સજ્યાં પટ–ના કાયરની કફની !

બધું ત્યજવું પડે તો ભલે ત્યજવું. અને દરિદ્રનારાયણની ખાદી ! એ કંઈ કાયરોની કફની નથી. એની ધવલતામાં તો આત્માની તેજસ્વિતા છે. અને સુખની ડોળી ગુજરાત દફનવા તૈયાર તો થયું ! ભાવનાની ભરતીમાં ખેંચાતું મારૂં મન હવે ટીકાકાર મટી ગયું. "વીરા" અને "ચીરા"ના પોચા પ્રાસને તે ભૂલી ગયું હતું; અને "ડોલી" શબ્દ કાવ્યમય છે કે કેમ, યોગ્ય અર્થનો તે દ્યોતક છે કે કેમ એવા પ્રશ્નો જે તે સામાન્ય સંજોગામાં પૂછત તે તેને ઉદ્‌ભવ્યા જ નહિ. ભાવના, પ્રેરણા અને શ્રદ્ધાની હજારો ઝડીએ ભીંજાતું તે કાવ્યના પ્રચંડ પ્રવાહમાં તણાવા લાગ્યું. ઘરબાર, કુટુંબ કબીલા અને સર્વ સુખોને હોમવાં. પણ શું આ જીવનમરણના પ્રયોગ સિવાય અન્ય કોઈ આરો જ ન હતો ? પ્રતિકાર–પછી ભલે તે સશસ્ત્ર હોય કે નિઃશસ્ત્ર–કોઈ પણ રીતે હૃદયને ગમે એવી વસ્તુનો નથી જ પણ જ્યાં

પાય પડ્યા, વિનવ્યા કંઈ કંઈ, શું હૃદય હીનને રટવું ? હવે પડ્યા રગડાવા રણ ત્યાં ના હઠવું, ના હઠવું !

બધું કરી ચુકયા હતા. પગે પડ્યા હતા–"On bended knees" વિનવણીઓ કરી હતી. પત્થરો પણ પીગળે એવા આર્દ્રસ્વરે ભારતવર્ષે પોતાનું હૃદય ખાલી કર્યું હતું. પણ બધું વ્યર્થ. એ સંજોગોમાં પ્રતિકાર એજ યુગધર્મ હતો. અને રણે ચડ્યા પછી તે કંઈ હઠવાનું હોય ? પછી તો દેશને છેવટનો સંદેશ જ આપવાનો રહે કે

ઓ ભારત ! નિધિ પાર ઉતરજો અમ શબઢગને પૂલે.

અને પછી ! મારા એ નાનકડા મિત્રનો સૂરિલો મધુર અવાજ વધુ સૌમ્ય અને ગંભીર બન્યો. જાણે લશ્કર કૂચ કરતું હોય, જાણે મરણિયા અશ્વોના દાબડાઓના રોમાંચ કરાવે એવા પડઘા આવી રહ્યા હોય તેમ શબ્દો ગુંજી રહ્યા. "વાટે ઘાટે છાતી ફાટે થાય સ્મશાની દુનિયા, નવલખ આંખે વ્યોમ રૂવે પણ પાછું જુવે ન મરણિયા !" ના.

હવે પાછું જોવાનું ન હતું. નવલખ આંખે વ્યોમ આંસુ વર્ષાવે, અનેક સ્વપ્નાં સેવી, અનેક દુઃખો વેઠી મોટા કરનાર આશાભરી વહાલસોઈ માતાનાં અસહાય સ્થિતિનાં આંસુ હવે રણે ચડેલાને વારી શકે એમ નહતાં.

લાડિલી બહેનનું હૃદયભેદક ક્રન્દન અને તેની વિનવણી આડે આવે એમ ન હતાં. બલિદાનની એ ભવ્ય વેદીમાં ભલે સર્વસ્વ હોમાય, ભલે મા, બાપ, બહેન, ભાઈભાંડુ સર્વે રઝળે, અને અસહાય સ્થિતિમાં સાંભળતાં હૈયાં ફાટે એવી સ્થિતિમાં દુર્દશાને–રે! મરણને શરણ થાય પણ હવે તો "પાછું જુવે ન મરણિયા" એજ કવિનો આદેશ છે. અને

એજ અલખની ધૂન અમારી મૂગે મુખ દુઃખ સ્હેવું, બેડીની જડ જડતાં અરિ પણ આખર રોશે એવું

હા. દુઃખ સહેવું–પણ મૂગે મુખે. નહિ બડબડાટ, નહિ ફરિયાદ, તેમ નહિ તે માટે અહંકાર. બલિદાનનાં પડઘમ વગાડવાનાં ન હોય. અને એ બલિદાનથી હૃદયહીનતા રૂપ મોટા મોટા પહાડો પણ પીગળશે તો એ માનવ અરિનું શું ગજું? બેડી પહેરાવતાં તે ધ્રુસકે ધ્રુસકે રોવાનો છે. આ કવિની શ્રદ્ધા છે. એ સત્યાગ્રહીની શ્રદ્ધા છે. અને રડી તે તેટલેથી નહિ બેસી રહે. તેનો સાચો હૃદય–પલટો થશે–એ કાવ્યનો આશા–ધ્વનિ છે. અસહકારની ભવ્ય પ્રેરણા કેવી સરળતાથી અને કેવી સંગીતમયતાથી આ સાદા સરળ શબ્દોમાં ઉતરી હતી! એ સાયંપ્રાર્થના મારાથી કદી નહિ ભૂલાય. મારા એ નાનકડા મિત્રનો સુમધુર કંઠ અને તેણે જમાવેલું ભવ્ય વાતાવરણ મને સદા યાદ રહેશે.

આજે કવિ ખબરદારની જયન્તી પ્રસંગે મને એ દિવસ અનેક સંસ્મરણો સાથે યાદ આવ્યા વિના નથી રહી શકતો. ત્યાર પછી તો કેટલી શરદો ગઈ! લોક–હૃદયના ભાવોને કવિએ કંઈ કેટકેટલી રીતે વ્યક્ત કર્યા! કોઈ વખતે રાષ્ટ્રગીતો દ્વારા, તો કોઈ વખતે ભક્તિ–પ્રધાન ભજનો દ્વારા–આમ અનેક રીતે કવિએ ગુજરાતને ચરણે અનેક જવાહીર ધર્યાં છે. એ બધા જવાહીરોની રત્નપરીક્ષા યથાસમયે ઇતિહાસ કરશે. આજ તો હું મારાં સંસ્મરણોમાંથી એક સાયંપ્રાર્થનાના ધન્ય પ્રેરણાત્મક અને વિરલ પ્રસંગ સ્મરી, જે વખતે આખું ગુજરાત અને બૃહદ ગુજરાત કવિશ્રીની જયન્તી ઉજવે છે તે પ્રસંગે બધાની સાથે મારો પણ ભાવભર્યો નમ્ર અર્ઘ્ય અર્પું છું, અને ઇશ્વરને પ્રાર્થું છું કે ભારતનો સનાતન શબ્દ જેને સૂરદાસ, કબીર, નરસિંહ, મીરાં આદિથી માંડી અનેક ભક્તકવિઓનાં વૃન્દે આ દેશને ફરીથી ને ફરીથી સંભળાવ્યો છે તે શબ્દનો આપણી સરસ્વતી દેવીના મંદિરમાં પુનઃ પુનઃ ઘોષ કરવા અને લોક–હૃદયને પોતાની સાથે ભક્તિના ભવ્ય રસમાં તરબોળ કરવા કવિ ખબરદારને આપણી વચ્ચે તે લાંબા સમય સુધી રાખે.

---

# શરદઃ શતં જીવ ।

### શ્રી. ચતુરભાઈ શંકરભાઈ પટેલ, બી. એ.

ગુજરાત એના બીજા સુપુત્રનો સુવર્ણમહોત્સવ ઉજવે છે એ એના માટે આનન્દ અને અભિમાનનો વિષય છે. 'બેકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો' લખીને કવિ ખબરદારે ગુજરાતની બેકદરદાની માટેનું પોતાનું દિલદર્દ ઠાલવ્યું છે, એ પંક્તિના લેખક તરફ ગુજરાત બેકદર નથી બનતું એથી અધિક હર્ષ થાય છે. ગુજરાત હવે ગુણજ્ઞ થયું છે એ આજે ગુજરાત બીજી વાર બતાવે છે.

એક સમય એવો હતો જ્યારે ભર ચૌટે ગુજરાતી વાણીને લુંટવાનો આરોપ પારસીભાઈઓ ઉપર આવતો. કવિ ખબરદારે એ આરોપને ખોટો પાડ્યો છે. સંસ્કારી હિન્દુને શરમાવે એવી એમની ભાષા શિષ્ટ અને શુદ્ધ છે. એમની ભાષાની સરલતા અને સુકુમારતા ભારી છે. એમનાં કાવ્યોનું શબ્દલાલિત્ય અને અર્થગાંભીર્ય અજબ છે. એમની કવિતા પ્રવાહી અને પ્રસાદભરી છે. ગુજરાતી ભાષા ઉપર એમનો અનન્ય કાબુ છે.

કવિ ખબરદાર એટલે પ્રગતિ અને ઉન્નતિ. એમના સતત અભ્યાસે અને નિરંતર ચિન્તને એ દિનપરદિન આગળ ને આગળ વધતા ગયા છે. સાદી દલપતશાઈ કવિતાથી શરૂઆત કરી આજે એ કાવ્યના ઉન્નત શિખરે વિરાજ્યા છે. ક્રમશઃ પ્રગતિ કરી આજે એમણે અભિનન્દનીય સ્થાન પ્રાપ્ત કર્યું છે. 'કાવ્યરસિકા,' 'વિલાસિકા' અને 'પ્રકાશિકા' નાં ટુંકાં કાવ્યોએ એમને ગુજરાતમાં જાણીતા–માનીતા બનાવી દીધા છે. તેમાં યે 'ગુણવંતી ગુજરાત' કે 'શરા બાવીસ હજાર' જેવાં સર્વાંગસુન્દર કાવ્યો તો ગુજરાતમાં ઘરઘરનાં ઘરેણાં થઈ પડ્યાં છે. એ ક્ષેત્રમાંથી આગળ વધી એમણે એક યુગદ્રષ્ટા તરીકે યુગને ઓળખ્યો છે. યુગધર્મ પિછાન્યો છે, અને 'ભારતનો ટંકાર' અર્પી દેશભક્તિનાં કાવ્યોમાં સુંદર ઉમેરો કર્યો છે.

કવિએ એમનો કાવ્યસ્ત્રોત રાસના રસક્ષેત્રે પણ સરસ બહાવ્યો છે. ગુજરાતના ચોકમાં 'રાસચન્દ્રિકા' રેલાવી સૌને એનાં મીઠડાં અમૃત પાયાં છે. અને એમની 'ભજનિકા' માં તો જાણે પ્રભુભક્તિનો સાગર ઉછાળા મારે છે! ભજનિકાની પ્રત્યેક પંક્તિમાં કવિના પરમ શ્રદ્ધાળુ સન્તહૃદયની ઝાંખી થાય છે! એ ભક્તાત્મા પોતાનું સર્વસ્વ પ્રભુચરણે પધરાવી નિવૃત્ત–કૃતકૃત્ય થાય છે!

આ બધાથી અનોખું, કોઈ જુદીજ વિશેષતાવાળું એમનું સળંગ સ્નેહકાવ્ય 'કલિકા' તો અત્યંત મનોરમ છે. કલિએ કલિએ સુંદર છે. એમાં એમની કાવ્યશક્તિ અને પ્રતિભાનાં પ્રત્યક્ષ દર્શન થાય છે. ઉંચા કવિ તરીકેનું પ્રશસ્ત સ્થાન અપાવવાને એ એકલું કાવ્ય પણ પુરતું છે. પણ એટલેથી નહિ અટકતાં એ આગળ વધ્યા છે, અને 'દર્શનિકા' નામનું એક સુંદર મહાકાવ્ય ગુજરાતને અર્પી એમણે એમના સમુજ્જ્વલ અને સમુન્નત કાવ્યમંદિર ઉપર સુવર્ણકલશ ચઢાવ્યો છે.

આવી કાવ્યશક્તિ છતાં, આટઆટલી સાહિત્યસેવા છતાં એમનાં નિરભિમાન અને નમ્રતા અનુપમ છે. સાક્ષાત્ નમ્રતાનીજ પ્રતિમા હોય એમ એમને પોતાના માન અને મહત્ત્વ માટે કદી અહંકાર ઉપજ્યો નથી. એમનું ઉર અતિ ઉદાર અને વિશાળ છે. એમના હૃદયનું સૌષ્ઠવ અને માર્દવ અદ્ભુત છે. મીલનસાર પ્રકૃતિ અને વ્હાલપભરી વૃત્તિ એમના ઉચ્ચ આંતર ગુણો છે. આ સદ્‌ગુણોને લીધે એ સૌ કોઈ સાથે સ્નેહસંબંધ સાધી શકે છે. એમનું સૌજન્ય એમના માટે હરેક હૃદયમાં સુભગ સ્થાન મેળવે છે.

કવિ ખબરદારની બીજી એક વિશેષતા છે. એમણે છંદ અને લય નવા નવા યોજી ગુજરાતી પદ્યરચનાના વિકાસમાં ઠીક ફાળો આપ્યો છે. નવીન દિશાસૂચન કીધું છે. સુવર્ણ મહોત્સવના અપૂર્વ માનના અધિકારીઓ બે કવિઓ થયાઃ ન્હાનાલાલ અને મ્હોટાલાલ. ઉભયમાં કંઈક નવીનતા છેઃ એકે નવીન ડોલનશૈલી આપી છે, બીજાએ નવીન છન્દરચના નિયોજી છે. એ બેઉ કવિઓ તરફની પોતાની ગુણજ્ઞતા પ્રકટ કરી ગુજરાતે પોતાનું ગૌરવ વધાર્યું છે.

આ શુભ અવસરે કવિ ન્હાનાલાલને અર્પેલા અર્ઘ્યે જ કવિ મ્હોટાલાલનેય અભિવન્દું છું કે.

"સુકીર્તિમ્હોરી शरदः शतं जीव"

# કવિશ્રી ખબરદારનું તત્ત્વચિંતન

## શ્રી. રોહિત મનુશંકર દવે

દિક્કાલનો ભેદ દર્શાવતાં એક સાક્ષર મુરબ્બીએ મને એકવાર લખ્યું હતું કે 'અમુક મુકામે પહોંચવું હોય તો એક મામુલી માણસ પણ માર્ગ બતાવી શકે છે પણ કાળ ગમન કેમ કરવું તે મહાત્માઓ પણ સમજાવી શકતા નથી.' આ વાત સાચી છે. છતાં પણ જ્યારથી મનુષ્ય સમાજમાં રહેવા લાગ્યો ત્યારથી ઇતિરજનો જીવનસંગ્રામ કેવી રીતે ખેલે છે તે જાણવાની અને એ યુદ્ધ ખેલતાં ખેલતાં પોતે ક્યાં ક્યાં ઠોકરો ખાધી અને શા શા રસાનન્દો લૂંટ્યા તે બીજાને કહેવાની વૃત્તિ એનામાં ઉદ્ભવ પામી છે. સાહિત્ય, કલા, ધર્મ, તત્ત્વજ્ઞાન વગેરેની ઉત્પત્તિ પણ આ જ વૃત્તિમાં છે. આ દૃષ્ટિએ વિચારવિનિમય એ દરેક કલાનું આવશ્યક અંગ ગણી શકાય. આજ દૃષ્ટિ લક્ષમાં રાખી રા. બટુભાઈ ઉમરવાડિયા પોતાના 'કવિજીવન' ઉપરના વ્યાખ્યાનમાં કહે છે કેઃ

'જે દૃષ્ટા છે, જીવન અને બ્રહ્માંડના કોષ્ટક જે ભણ્યો છે, વિશ્વના દીઠ–અદીઠ નિયમોનું જેને જ્ઞાન છે ને એ બધું જગતને જે સમજાવે છે અને એમ કરી મનુષ્ય જીવનનું રસમાધુર્ય પીએ છે અને પાય છે તે સાચો કવિ.' કવિ ખબરદારની કૃતિઓની આ દૃષ્ટિબિન્દુ પરથી સમાલોચના કરવાનો આ પ્રયાસ છે.

પણ તેમ કરતાં પહેલાં જે યુગમાં એ કવિતા ઉદ્ભવ પામી તે યુગનાં વિચારબલોનું વિહંગાવલોકન આવશ્યક છે. લગભગ ઓગણીસમી સદીના ઉત્તરાર્ધની શરૂઆતમાં પશ્ચિમની સંસ્કૃતિ હિન્દને કિનારે ઉતરી; અને હિન્દની સંસ્કૃતિનો પશ્ચિમના વિદ્વાનોએ અભ્યાસ શરૂ કર્યો. આ બન્ને સંસ્કૃતિઓમાં એટલી બધી ભિન્નતા હતી કે પ્રથમ દૃષ્ટિએ બેઉ બાજુના વિચારકો અન્ય સંસ્કૃતિ તરફ ખૂબ જોરથી આકર્ષાયા. મેક્ષમ્યૂલર અને ડોઇસિન જેવા પશ્ચિમના વિદ્વાનો હિન્દી સંસ્કૃતિ પાછળ ઘેલા બન્યા અને હિન્દે પણ પશ્ચિમની સંસ્કૃતિનું આંધળું અનુકરણ શરૂ કર્યું. પ્રાર્થના સમાજ અને બ્રહ્મો સમાજ જેવી સંસ્થાઓમાં આ વૃત્તિએ મૂર્ત સ્વરૂપ લીધું. પછી હંમેશ બને છે તેમ અતિ પરિચયમાંથી ઘૃણા જન્મ પામી. 'East is East and West is West The twin shall never meet'

એમ પશ્ચિમના વિચારકોમાંના ઘણાને લાગવા માંડ્યું. હિન્દમાં પણ પોતાની જૂની સંસ્કૃતિ માટે પક્ષપાત જાગ્યો. આર્યસમાજ આ વૃત્તિનું મૂર્ત સ્વરૂપ છે. આમ બેઉ સંસ્કૃતિઓ વળી એક બીજાથી છુટી થવા પ્રયત્ન કરતી હતી પણ કાળબળ આ વૃત્તિની સામે હતું. વીસમી સદીની શરૂઆતથી જ વિજ્ઞાનના પાયાઓ ડગમગવા લાગ્યા હતા. ૧૯૧૪ ની અંદર Prof. Einsteine એ 'Absolute Relativity' નો સિદ્ધાંત રજુ કરીને એ પાયાઓને છેક હલમલાવી મૂકયા; અને એક અંગ્રેજ લેખક લખે છે તેમ The physicist, bewildered by the multitude of the contradictory data with which his discoveries inevasingly embarass him, is apt to turn philosopher and insist on supplying metaphysical interpretations to resolve the contradictions. ૧૯૧૪ મહાયુધ્ધે પશ્ચિમની સંસ્કૃતિની ભયંકર બાજુ જગત આગળ પ્રત્યક્ષ કરી. અને રશિયાની રાજ્યક્રાંતિએ મૂડીવાદ અને શાહીવાદના પાયા ડોલાવી નાંખ્યા; આમ ચારે બાજુથી પશ્ચિમની સંસ્કૃતિ ઉપર પ્રહાર થતાં ત્યાંના વિચારકોએ એ સંસ્કૃતિનાં ફરી મૂલ્ય આંકવાનો પ્રયત્ન કર્યો. અને એની ન્યૂનતા હિન્દી સંસ્કૃતિ પૂરી શકે કે કેમ એ વિચારે વળી તેઓ હિન્દી સંસ્કૃતિ તરફ આકર્ષાયા. બીજી બાજુ દેશમાં વધતાં જતાં અજ્ઞાન અને ગરીબાઇથી તથા પરદેશોમાં હિન્દીઓનાં થતાં હિન્દી સંસ્કૃતિની નિષ્ક્રિયતા અને સંકુચિતતામાં આખી સંસ્કૃતિનું અસ્તિત્વ ભયમાં છે એમ હિન્દી વિચારકોને લાગ્યું અને એ ન્યૂનતાઓ પૂરવા તેમણે પશ્ચિમ તરફ જોવા માંડ્યું. આમ બેઉ બાજુના વિચારકો ફરી એકમેકના સમાગમમાં આવતા હતા અને વિવેચનવૃત્તિ જાગૃત હોવાથી હવે બેઉ સંસ્કૃતિઓનો મન્થન કાળ શરૂ થયો. હજી તો માત્ર છે એટલે એનું આખર પરિણામ શું આવશે તે અત્યારે કહી ન શકાય. પણ એટલું તો ચોક્કસ કે એ મન્થનમાંથી કંઈ કંઈ અમૃતના ઝરણાંઓ ફુટશે અને કંઈ કંઈ ઝેરની નદીઓ વહેવા માંડશે. ત્યારે એ ઝેરમાં પણ કંઈ જીવનપ્રદ તત્ત્વ હશે એમ સાચી શ્રદ્ધાથી માની એનું પૃથક્કરણ કરવા એમાં રહેલા જીવનપ્રદ તત્ત્વોને પોષવા અને વિનાશક તત્ત્વોનો પ્રતિકાર શોધવા આપણને સાચા કવિઆત્માઓની જરૂર પડશે. એટલે આ મન્થન કાળના પ્રારંભની કવિતા એ જરૂરિયાત કેટલે અંશે પૂરી પાડે છે તે વિચારવું ખાસ જરૂરનું છે. અહીં કવિ

ખબરદારે પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિઓના મન્થનમાંથી જે સત્યો તારવ્યાં છે તેનું નિરૂપણ કરવાનો મેં પ્રયાસ કર્યો. એ બધાં સત્યો હંમેશને માટે ખરાં જ છે એમ તો એઓ પોતે પણ નથી માનતા તો પણ અત્યારે તો એ સત્યોનું વિવેચન નહીં પણ દિગ્દર્શન કરીને જ હું સંતોષ માનીશ.

કવિ ખબરદારે દલપતરામની અસર તળે કાવ્યો લખવાં શરૂ કર્યાં હોય એમ લાગે છે. આથી શરૂઆતથીજ બોધ એ એમની કવિતાનું એક લાક્ષણિક અંગ છે 'કાવ્યરસિકા' નામના તેના પ્રથમજ કાવ્ય સંગ્રહની પ્રસ્તાવનામાં કવિ લખે છે કે 'એક ગ્રીક વિદ્વાન કહે છે કે કવિતા એ સર્વ લખાણોમાં સૌથી વધુ દાર્શનિક–તત્ત્વજ્ઞાનથી ભરપૂર છે; અને તે છે...' વળી અન્ય સ્થળે એજ સંગ્રહમાં એઓ લખે છે કે

'અદલ સરસ સર્વ શૃંગાર છતાં જો હોય ગુણવાળી તોજ દીપે કવિતા કે કામની'

છતાંપણ ઓગણીસમા વર્ષ સુધીમાં જ લખાયલાં કાવ્યોનો આ સંગ્રહ હોવાથી એમની તાત્ત્વિક દૃષ્ટિ હજી પરિપકવ થઈ નથી લાગતી અને તેથી એ સંગ્રહમાં તત્ત્વદર્શન નહીં જેવું જ છે. 'પ્રકાશિકા' માં એમની તત્ત્વદૃષ્ટિ કંઇક પરિપકવ થતી લાગે છે. 'આંસુડાં' 'નભગંગા' 'દૂરના સૂર' વગેરે કાવ્યોમાં તત્ત્વદર્શનના કંઇક અંશો વ્યક્ત થાય છે પણ આજ સંગ્રહથી કવિ શૃંગાર અને દેશપ્રેમનાં કાવ્યો તરફ વળતા હોવાથી એમના તત્ત્વજ્ઞાનની કંઇક વિશેષ ઝાંખી કરવા માટે આપણે 'સંદેશિકા' ના પ્રકાશન સુધી રાહ જોવી પડે છે પણ એ અરસામાં સાતમી સાહિત્ય પરિષદના સાહિત્યવિભાગના પ્રમુખપદેથી એમણે આપેલા ભાષણમાં તથા મુંબઇમાં વસંતોત્સવ પ્રસંગે એમણે દર્શાવેલા વિચારોમાં એમની તત્ત્વદૃષ્ટિ કઇ દિશા લે છે તે જરા સ્પષ્ટ થાય છે. પણ એમનાં તત્ત્વદર્શનનું ખરું દર્શન તો આપણને 'દર્શનિકા'માં જ થાય છે એટલે આ લેખમાં તો એ એકજ ગ્રંથ ઉપર દૃષ્ટિ રાખીશું.

ભરયૌવનમાં મ્હાલતી પોતાની લાડકવાયી પુત્રીના અકાળ મરણના તીવ્ર સંવેદનમાંથી આ કાવ્ય ઉદ્દભવ્યું છે. હજી તો કુદરતની લીલા ઉપર તે ધીમે ધીમે પોતાની આંખ ઠેરવતી હતી, હજી તો જીવનના રમ્ય ઘેરા પ્રસંગોમાંથી રસલ્હાણ લુંટવા તે શીખતી હતી ત્યાં તો યમનો દૂત બારણે આવીને ઉભો અને એને ભૂતસેનામાં ભેળવી દીધી. શું કુદરતની સર્વ લીલા આવી ક્ષણજીવીજ હશે? આજગતમાં કશે પણ શું શાશ્વતતા અને સ્થિરતા નહીં મળે! કુદરતનું સૌન્દર્ય ક્ષણેક્ષણે બદલાય છે: પુષ્પો ખીલે ખીલે ત્યાંતો સૂકાય છે, ઇન્દ્રધનુ આવે આવે ત્યાં તો પોપટી શું ઉડી જાય છે, વીજ ચમકે ચમકે ત્યાંતો અદૃશ્ય થઈ જાય છે. મનુજીવનના ભાવોનું પણ તેમજ છે. ઘડીકમાં આશા અને ઉલ્લાસ પ્રેમ અને વિરાગ નજરે પડે છે તો ઘડી પછી ભય અને શંકા, આર્તનાદો અને મૃત્યુની ભયંકર ચીસ સંભળાય છે. રે! આ સર્વ કુદરતની લીલા અને મનુષ્યજીવનના એકમાત્ર આધાર રૂપ આ કહેવાતી અચલ અને અડગ પૃથ્વીપણ ખળખળ ઉકળતા રસના સમુદ્ર ઉપર તરતો એક બેટ માત્ર છે ક્યારે એમાંનો કયો ભાગ એ ધગધગતા જ્વાળામુખીમાં ડુબી જશે તે કોણ કહી શકે. ખગોળશાસ્ત્રીઓ કહે છે કે આ પૃથ્વી એક દિવસ તેના ભ્રમણમાર્ગમાંથી ચલિત થશે, સૂર્યમંડળમાં સ્વેચ્છાએ વિહરવા માંડશે અને કોઈ અન્ય ગ્રહની સાથે અથડાઈ એના ચુરેચુરા થઈ જશે. ત્યારે આ સરળ વિકળતા અને અકળ પરિવર્તનોથી ભરપુર જગત અને જીવન કોણે સરજાવ્યાં, એના સર્જનનો હેતુ શો! અનંત આકાશમાં જે અગણિત તારાઓ કુદકી કૂદી રહ્યા છે તે શું સ્વપ્નમાત્ર હશે? રે એ સ્વપ્ન હોય તો પણ એ સ્વપ્નનો દૃષ્ટા કોણ? અચલ અને શાશ્વત પર બ્રહ્મનું એ સ્વપ્ન હોય તો એમાં ચંચલતા અને ક્ષણિકતા ક્યાંથી આવ્યાં! સભર સંસારસાગર ઉપર ઊર્મિની છોળો ઉછળતી ઢળકતી મલકતી મનુજનૌકા કંઈ કંઇ ભવ્ય ભાવનાઓને ભીતરમાં રાખી તેની સિદ્ધિની આશામાં હજુ તો સફર શરૂ કરતી હોય ત્યાં તો ભય અને શંકાનાં વાદળ ચઢી આવે; પ્રચંડ પવનો વાવા માંડે અને ક્ષણમાં એ નૌકા હતી ન હતી થઇ જાય! આ ઘટનાનો ભેદ શો!

ધર્મધુરંધરો કહે છે કે સર્વજ્ઞ સર્વવ્યાપક સર્વશક્તિમાન અજર અને અમર એવા ઇશ્વરે एकोऽहम् बहुस्याम् ની ધૂન લાગતાં આ સૃષ્ટિ સર્જી અને તેના ભોક્તૃત્વ માટે મનુષ્યને ઉત્પન્ન કર્યો. જ્યારે મનુષ્ય તેની ઇચ્છાથી વિરૂદ્ધ આચરણ કરવા લાગ્યો ત્યારે તેણે સ્વર્ગ અને નરક સરજ્યાં જે એની ઇચ્છાનુસાર વર્તે તેને એ સુખ આપે છે અને સ્વર્ગમાં મોકલે છે જે એની આજ્ઞાને ઉલ્લંઘે તેને એ દુ:ખ આપે છે અને નરકાગારમાં ધકેલે છે. જગતને સન્માર્ગે વાળવા વારંવાર એ પયગમ્બરોને પૃથ્વી ઉપર મોકલે છે અને એ ફિરસ્તાઓની આજ્ઞાને જે અનુસરે તેને એ

સ્વર્ગમાં મોકલવા વચન આપે છે આમ દરેક ધર્મ જુદીજુદી વ્યક્તિઓને પયગમ્બર તરીકે માને છે અને પોતાનો મત અન્ય લોકો ઉપર ઠસાવવા પ્રયત્ન કરે છે. પણ ખરે દેવ શું એટલો હીન ચારિત્ર્ય હશે કે તે 'ખાન મિષ્ટાન્નને પ્રાણુ' ના ભાગ લઈ મનુષ્યને સ્વર્ગમાં મોકલી આપે; શું તે એવો ક્રૂર અને ઘાતકી હશે કે એની ઇચ્છાનું ઉલ્લંઘન કરનારને સદાને માટે નરકની ઘોર ગર્તામાં ગબડાવી દે. એ દેવોને ફિરસ્તાઓ તો આ સતત જળતા સંસારમાં આંખને દૂરથી ઠારવા માટે મનુષ્યે ઘડેલા કલ્પનાના સિતારા હોય એમ લાગે છે. અને જો કદાચ તેઓ ખરેખર અસ્તિત્વ ધરાવતા હશે તો પણ વિશ્વના અચલ નિયમોથી તે બંધાયલાજ હશે અને તેનું ઉલ્લંઘન કરી ભક્તજનોને તેઓ કોઈ કાળે સહાય નહીં આપી શકે. તો પછી રોજને રોજ તેને પાયે પડી ભીખ માંગવાનો અર્થ શો !

કર્મવાદીઓ કહે છે કે કર્મ એજ આપણા જીવનના સુખદુઃખનું કારણ છે. પુણ્યકર્મ કરનારને સુખ મળે છે અને પાપકર્મ કરનારને દુઃખ ભોગવવું પડે છે. પણ કર્મનો સિદ્ધાંત જો સર્વવ્યાપી હોય તો પછી સત્કર્મ અને અસત્કર્મ એવા દ્વંદ્વનો જન્મ ક્યારે થયો ! સૃષ્ટિક્રમમાં આ વિષમતા ક્યાંથી આવી ? જો પ્રારબ્ધજ આપણાં સર્વ હલન ચલનને નિયમનમાં રાખતું હોય તો પછી પુરુષાર્થને અવકાશ ક્યાં ? સાચો ભક્ત ઈશ્વરપ્રાપ્તિ સિવાય અન્ય કોઈ સુખની વાંછના રાખતો નથી પુણ્યશાળી સત્કર્મનેજ અંતિમ ધ્યેય માને છે તો તેમને આ વિવિધ સુખથી નવાજવાનો અર્થ શો !

જડવાદી વિજ્ઞાની કહે છે કે ચેતન એ તો માત્ર જડતાનો એક પ્રકાર છે. અમુક રસાયનોનાં અમુક પ્રમાણુમાં સંયોગ થતાં આ સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે અને તે સંયોગ અદૃશ્ય થતાં ચેતન નાશ પામે છે. પરમ પ્રકૃતિના યત્નનું એ પુતળું ભાંગતાં દેહનાં સર્વ તત્ત્વો વળી પાછા પંચમહાભૂતમાં ભળી જાય છે. મૃત્યુની પાર કશું નથી. માટે,

> ખાવું ને પીવું ને મોજ સહુ માણવી, વ્યર્થ બીજું બધું જીવન માંહી;
> ચારદિનની બધી ચાંદની આ દિસે, ભોગ ભોગવી લ્યો મળ્યા આંહી'

પણ આપણી જ્ઞાનેન્દ્રિયોની શક્તિ પરિમિત છે. આપણી બુદ્ધિ અમુકજ પ્રદેશમાં વિસ્તરી શકે છે તો તે પ્રદેશની પેલે પાર શું છે તે કેવી રીતે જાણવું ? અને માત્ર આપણે જાણી નથી શકતા તેટલાજ ઉપરથી એ પ્રદેશની પેલે પાર કંઈ છેજ નહીં એમ પણ કેમ મનાય ? વૈજ્ઞાનિક સાધનોદ્વારા અનેક નવી સૃષ્ટિઓ આપણે જોઈ છે તો જ્યારે એ સૃષ્ટિઓ વિષે કંઇ જાણવા માટે આપણી પાસે સાધનો નહોતાં ત્યારે એ સૃષ્ટિઓનું અસ્તિત્વજ નહોતું એમ વિજ્ઞાનવાદીઓ કહી શકશે ?

વેદાન્તીઓ કહે છે કે આ જગત એ મહામાયાની માત્ર લીલા છે, આ જીવન એક સ્વપ્ન માત્ર છે; હાસ્યના ઝેરથી ઝળતી આંખો, ગાન–કોદાળીથી ખોદાતા કાન, સ્વાદનાનૃત્યમાં મલકાતી જીભ, કુસુમનાં ઘેનથી ઘેલું થતું નાક, વાયુના લાડથી થણથણતી ત્વચા–એ સર્વ જ્ઞાનેન્દ્રિયો મનુષ્યને વાસનાના કેદખાનામાં પૂરી રાખે છે અને એને આત્મસાક્ષાત્કાર કરતો અટકાવે છે. તો, જે પંચેન્દ્રિયો માનવીને છળે, કેમ તેને ન દેવી ફકીરી.

પણ આપણા હૃદય ઉપર પળપળ આઘાત કરતું આ જગત મિથ્યા છે એમ કેમ મનાય ! આ જીવનને સ્વપ્ન કહ્યું તેથી કંઇ દેહના ધર્મ અને જીવનનાં કર્મ આપણને છોડે છે ? જે કાયામાં આત્મા વિલાસ કરે, જેમાં રામ અને કૃષ્ણ ઇશુ અને જરથોસ્ત જેવા અવતાર ધારણ કરે તે કાયાને સ્વપ્ન કહી કેમ તરછોડાય ! જે જ્ઞાનેન્દ્રિયો દ્વારા બાહ્ય જીવનનો અનુભવ કરતાં કરતાં આપણે બુદ્ધિને સમૃદ્ધ કરી એ અને સૂતેલા અંતરાત્માને જગાડીએ તે જ્ઞાનેન્દ્રિયોને ફકીરી કેમ અપાય ! આમ ચીરાતા હૃદયની શાંતિને માટે એક પછી એક પ્રદેશમાં કવિ–આત્મા ભટકે છે. પણ જ્યાં ત્યાં ભય અને શંકાના દાવાનળો એને વધુ સંતપ્ત કરે છે. આખરે અતિશય તીવ્ર સંવેદનથી તવાઈ તવાઇને એનું હૃદય નિર્મળું બને છે. પ્રચંડ તાપની ઉષ્માથી ધીમે ધીમે એની સૂક્ષ્મેન્દ્રિયો ખીલતી જાય છે. અને તેમ થતાં એના આત્માના સૂક્ષ્મદ્વારો ઉઘડે છે. પરમ ચેતન હૃદયના ધબકારા દ્વારા જે પ્રેરણા માનવીને આપી રહ્યું તે પ્રેરણા પીવા એને અધિકાર મળે છે આકાશનાં પડળ ઉઘડી જાય છે. અને ચોમેર જ્યોતિની રેલ રેલાય છે. ધીમે ધીમે આ તેજ અંધકારની પેલે પાર વિલસી રહેલા પરમ તત્ત્વની એને ઝાંખી થાય છે અને સૃષ્ટિક્રમની ઉત્પત્તિ અને હેતુ એને સમજાય છે.

જેમ કોઈ મહાન શિલ્પી પોતાની ભાવનાઓને મૂર્તિમંત કરવા શિલામાંથી ભાવની તરતી મૂર્તિ ઘડી કાઢે છે, જેમ કોઈ નાટ્યકાર પોતાના આદર્શોને વ્યક્ત કરવા શુષ્ક જીવન પ્રસંગોમાંથી રસથી છલકાતું નાટક ઉપજાવી કાઢે છે તેમ સ્નેહ અને શક્તિથી સંપન્ન આ સૃષ્ટિની પેલેપાર વિલસી રહેલાં ચૈતન્યને પણ ઘોર તિમિરમાંથી પોતાની ઇચ્છાને અનુરૂપ ચેતન જ્યોતિથી ચમકતું એક વિશ્વ ઉપજાવવાની ઇચ્છા થઇ આવી. ચૈતન્યનો આ વિચાર આ સૃષ્ટિની અનંત ક્રિયાઓ દ્વારા વ્યક્ત થાય છે અને આખી સૃષ્ટિ એ વિચાર મર્યાદાથી હંમેશને માટે બંધાયલી છે. ચૈતન્યની શક્તિ રાત ને દિવસ ઘોર તિમિરને ફોડતી ફોડતી અવનવાં સર્જનો કર્યેજ જાય છે અને એ સકળ સૃષ્ટિમાં ચૈતન્યનો સ્નેહરસ એકતા પૂરે છે, જીવનનો ભાર કંઇક હલકો કરે છે અને સૃષ્ટિક્રમમાં કંઇક સંવાદિતા લાવે છે. અગણિત યુગોના પરિશ્રમ પછી ચૈતન્યે તિમિરમાંથી આપણી પૃથ્વી કોતરી કાઢી; મહારેલોથી એને ધોઈ; ભયંકર વાવાઝોડાંથી એને સાફ કરી પ્રચંડ પ્રલયાનલોમાં એને તપાવી શુદ્ધ કરી અને અંતે ચૈતન્યને વિલસવા માટે તેને લાયક બનાવી. ધીમે ધીમે તેમાં વૃક્ષ રોપ્યાં, જંતુઓ ઉત્પન્ન કર્યાં, પ્રાણીઓ સરજાવ્યાં અને આખરે એ સર્વમાં સંવાદ સૂર પૂરવા એ સર્વ જીવનોના ગુણકિરણોને એકઠા કરીને એનેક કાયાઓનાં સર્જન રૂપે માનવી રૂપ ઘડયું.

મનુષ્ય જન્મતાંજ પૃથ્વીમાં ચૈતન્યનો સંચાર થયો. ઝરણાં ને વાયુ ગાન ગાવા લાગ્યાં. દેવોએ વ્યોમપટમાં વિહરવા માંડ્યું. સંધ્યા અને ઉષાએ પરમાત્માના સંદેશ જગતને સંભળાવવા માંડ્યા, પુષ્પોમાં પરીઓ આવીને વસી; આમ આખી સૃષ્ટિ ચેતનજ્યોતિથી ચમકવા લાગી. ચેતનશક્તિનું આ સર્જનકાર્ય હજી તો ચાલ્યાં જ કરે છે. જીવન અને જગતમાં જે ઘોરતિમિર વિસ્તરી રહ્યું છે તેને કાપી, તપાવી, શુદ્ધ કરી એમાંથી Superman સર્જવા એ મથી રહી છે. આમ દેહમાં દેહનાં વેદન ભરતી, હૃદયમાં હૃદયનો ભાર ભરતી, જીર્ણને તોડતી, નવલ કંઈ જોડતી આ ચેતન શક્તિ પ્રતિદિન પ્રગતિપંથે વિચરી રહી છે અને એ મન્થનને અંતે કાદવ ખૂંદતો વ્યોમમાં ઉડતો આજનો માનવી મહાત્મા સમો શક્તિશાળી બનશે. આજે જે માત્ર એની કલ્પનામાંજ છે તે કાલે એ વાસ્તવમાં ઉતારશે; જે કિનારે પહોંચવા રાત ને દિન એ મથી રહ્યો છે પણ જે કિનારો હજી એને દુર્ગમજ રહ્યો છે તે કિનારો આવતી કાલે એ સર કરશે. આજે જે એને ગુહ્ય અને ભેદભર્યું લાગે છે તે કાલે એને સ્પષ્ટ થશે અને એમ જીવનવિકાસ સાધતો સાધતો આખરે, ‘ એ મહા જીવનનાં શાંતિ આનંદમાં માનવી સત્ય નિજસ્થાન લેશે. ’

આને કેંક યુગોની સર્જનક્રિયાનું માણસ પરિણામ છે અને હજી બીજા અગણિત યુગોનાં સર્જનનું એ કારણ બનવાનો છે. જીવનનાં દરેક અણુ અને પરમાણુઓ સૃષ્ટિવિકાસને આગળ વધારવામાં સાધનભૂત રહ્યાં છે. પ્રત્યેક પરમાણુમાં પરમ ચૈતન્યની સ્નેહજ્યોતિ વિલસે છે અને તે દ્વારા દરેક જણ પોતાના દૃષ્ટિબિન્દુથી સર્જનનો ભેદ જાણવા મથે છે અને નિજ અધિકાર પ્રમાણે એ કોયડો ઉકેલે છે. તો પછી મનુષ્ય પ્રારબ્ધથી બંધાયલો છે કે સ્વેચ્છાએ એ વિહરી શકે છે; મનુષ્યને સુખદુઃખ કર્મથી મળે છે કે પરમાત્મા આપે છે; આ વિશ્વ સત્ય છે કે માત્ર માયા જ છે એ બધા વાદો નિરર્થક છે. જેને જે માનવું હોય તે તે માને; આજ એક વિચારમાં શ્રદ્ધા બેસશે, કાલે બીજા વિચારમાં શ્રદ્ધા બેસશે, એ શ્રદ્ધાને બુદ્ધિથી તોલતાં, કલ્પનાના ચક્ષુદ્વારા એને નિહાળતાં વળી કંઈ નવું જ દર્શન થશે અને એમ નવનવાં જ્ઞાન ને નવનવા તર્કોમાં મનુષ્ય ગોથાં ખાયાંજ કરવાનો અને એમ હોય તો પછી આસ્તિક અને નાસ્તિક, આર્ય અને યવન, કાફિર અને બુતપરસ્ત એવા ભેદ શા સારૂ પાડવા ! આપણે દરેક તેજ અને અંધકાર વચ્ચેનાં આ દારૂણ યુદ્ધમાં સૈનિકો છીએ તો એ યુદ્ધ દરમ્યાન જેને જે કામ સોંપાય તે તેણે યથાશક્તિ અને મતિ બજાવ્યા જવું એમાંજ જીવનની પરમ સાર્થકતા છે. જેમ આદર્શો મહાન અને ઉર્ધ્વગામી તેમ સંવેદન ઉંડું અને તીવ્ર અને તેમ ચૈતન્યનો સંચાર વિશેષ એટલે વિશ્વચૈતન્યની આ વિરાટલીલા સાથે એકતાનતા સાધવી હોય તો અખુટ વીરતાથી જગતમાં રાત ને દિન ઘુમ્યા જાવ. તીવ્ર સંવેદનમાં જીવનસાફલ્ય સમજી તેમાંથી ચેતનના નવનવા ક્યારાઓ ઉગાડો; અખંડ ઝળહળતી સ્નેહજ્યોતિમાં સર્વ સ્વાર્થ અને દુર્વાસનાઓ હોમી દઈ મહાજીવનના રસને સમરસ કરો. એ અવિરત જ્યોતિ દ્વારા જીવનભાર હલકો કરી જગતમાં કંઇક સંવાદિતા આણો એટલે જગતનાં ઘોંઘાટ અને ચીસ સહુ મટી જશે અને માનવબાલ એ સર્વ વિસંવાદિતાની પેલેપાર વિસ્તરી રહેલી નિગૂઢ શાંતિની કંઇક ઝાંખી કરી શકશે.

---

# કવિ ખબરદારનાં ગીતો—ઢાળની દૃષ્ટિએ

**શ્રી. મંજુલાલ રણછોડલાલ મજમુદાર,** એમ. એ., એલ્એલ્. બી.

કવિ ખબરદારની અનેકવિધ સાહિત્યપ્રવૃત્તિમાં, તેમની કાવ્યસમૃદ્ધિ વિશેષ ધ્યાન ખેંચે છે. આ સ્થળે, એ કાવ્યસમૃદ્ધિમાંથી માત્ર ગીતો સંબંધી જ વિચાર કરવાનો છે. છંદોબદ્ધ કવિતા, શાસ્ત્રીય સંગીતનાં ગીતો, તથા તાળી સાથે ગવાતાં ગીતો—એમ ત્રિવિધ વિભાગમાં તેમની કવિતાને વહેંચી શકાય. આમાંથી તાળી સાથે ગવાતાં ગીતોના પ્રકાર સંબંધી જ વિવેચન કરવાનો આ લેખનો ઉદ્દેશ છે; અને એ વિવેચન પણ ગીતોના કાવ્યતત્ત્વ સંબંધી નહીં પણ તેના 'ઢાળ' પુરતુંજ મર્યાદિત રહેશે. 'ઢાળ'નો અર્થ ગેયતાનો અમુક ચોક્કસ પ્રકાર: mould અથવા cast: એટલે ગીતનું 'ચોકઠું' અથવા 'બીબું' એટલો જ સમજવાનો છે. કવિના જૂદા જૂદા સંગ્રહોમાં વેરાયલાં આ પ્રકારનાં ગીતોને જ સમગ્ર દૃષ્ટિથી તપાસતાં જાણી શકાય છે કે કવિની ગીત રચવાની કલા ઉત્તરોત્તર વિકાસશાલિની અને વૈવિધ્યથી અંકિત છે. આ ઉત્તરોત્તર વિકાસની ગતિ તથા સ્વરૂપ સમજવા માટે, કવિના કાવ્યસંગ્રહોનો સાલવાર પરિચય કરી લેવો વિશેષ ઇષ્ટ જણાય છે.

ઓગણીશ વર્ષના જુવાને સને ૧૯૦૧ માં "કાવ્યરસિકા"નો સંગ્રહ બહાર પાડી, મલબારી પછી શુદ્ધ ગુજરાતીમાં લખનાર પારસી લેખક તરીકે, ધ્યાન ખેંચ્યું. "પરદેશથી આવીને પવિત્ર ગુર્જરમાતાના થઈ રહેલા પુત્રોમાંના એક" તરીકે "એ માન્યવર માતાના થયેલા અનહદ ઉપકારોના બદલામાં" † કવિએ યથાશક્તિ નમ્રસેવા કરવા આ રીતે પ્રારંભ કર્યો. એ સંગ્રહ બહુધા દલપતશાળાને જ અનુસરે છે. § દોહરા, ચોપાઈ, મનહર વગેરે પિંગળના છંદો ઉપરાંત ચિત્રકાવ્યો રચવાના પ્રયત્નો પણ એમાં જોઈ શકાય છે. મલબારી તથા તારાપોરવાળાની અસર નીચે આવ્યાથી દલપતશાળાની કાવ્યશૈલી તરફ એમનું પહેલું આકર્ષણ થયું સંભવે છે. પરંતુ એટલી અજાયબી લાગે છે કે "ગરબીઓ"નો પ્રચાર કરનાર દલપતરામના જેવી ગરબીઓ રચવા તરફ કવિનું ધ્યાન આ વખતે ગયું લાગતું નથી.

ગેય કહી શકિયે એવાં "ભજ ભાવે ભગવાન, મનવા ! ભજ ભાવે ભગવાન" (પૃ. ૪) તથા "શૂરપણું સંભાર, કામરા ! શૂરપણું સંભાર" (પૃ. ૧૧૯) એ બે "પદ", તથા "પુત્રીવિરહ" (પૃ. ૧૬૬) નું કરૂણ ગીત (હોપ વાંચન–માળાએ પ્રસિદ્ધિમાં આણેલા "વૈદર્ભી વનમાં વલવલે" વાળા નળાખ્યાનમાંના રામગ્રી રાગના ભાવને અનુરૂપ ઢાળમાં રચાયલું ગીત)—એટલાંજ કાવ્યો આ સંગ્રહમાં આપણી વિવેચનાને ઉપયોગી છે. પહેલાં બે પદો સામાન્ય છે; છતાં 'શૂરપણું સંભાર'વાળું પદ "દેશ ડુબતો તાર" એ ચરણાંથી ભવિષ્યમાં ખીલી નિકળનાર કવિની દેશદાઝના અંકુર વ્યક્ત કરે છે તે દૃષ્ટિએ મહત્ત્વનું છે. 'પુત્રી વિરહ'માંની કેટલીક કડીઓ ખૂબ હૃદયદ્રાવક તથા કવિત્વપૂર્ણ છે: કુદરતનો સમભાવ ઇચ્છતાં કવિ લખે છે:—

> "સાગર મારે શોકમાં: શું ઊછાળા મોટ;
> ભરતી ભરાઈ ગઈ અહીં, થઇ ઓટની ખોટ—ઊડી ચાલી ક્યાં લાડકી !
> વૃક્ષ ફૂલો પરથી ખરે, દવ બિંદુઓ શ્વેત:
> ધીર મૂકી રડતાં સહૂ, હાય ! તોડિયું હેત !—ઊડી ચાલી ક્યાં લાડકી !
> બંધ રહીને વાયુ આ, સૂણે શોકાક્રંદ:
> ઊભો રહી તું શું જુએ ? થયો તું પણ મંદ—ઊડી ચાલી ક્યાં લાડકી !
> પક્ષીઓ ! કયમ ચીંચીં કરો ? શીદ ઊઠાવો શોર ?
> હસતી કૂદતી તમ જેવી મુજ–ચલ્લી પડી કઠોર !—ઊડી ચાલી ક્યાં લાડકી ? વગેરે

---

† જુવો 'કાવ્યરસિકા'ની પ્રસ્તાવના. § શામળભટ્ટમાંથી "શામળસતશાઇ" નો ૭૦૦ પ્રાસ્તાવિક દોહરાનો સંગ્રહ કરનાર કવીશ્વર દલપતરામે "દલપત સતશાઈ"નો પોતાનો સંગ્રહ કરેલો છે. તેના જ જેવી "અદલ સતશાઈ" રચવાની કવિની ઉમેદ આ અરસામાં જ ઉદ્ભૂત થઈ સંભવે છે. (જુવો 'કાવ્યરસિકા,' પ્રસ્તાવના પૃ. ૭).

'કાવ્યરસિકા' પ્રકટ કર્યાં પછીનાં ચાર વર્ષોમાં કવિની કવિતાએ પોતાની રીતિ અદ્ભુત રીતે બદલી છે; અને પોતે પ્રકટ કરવા ધારેલો 'કાવ્યરસિકા'માં આવેલા કાવ્યો જેવાં બીજાં કાવ્યોનો સંગ્રહ આજ સુધી પણ અપ્રકટ જ રહ્યો છે. એમની કવિત્વરીતિ, ભાષા, તથા છંદોનો ઉપયોગ–એ ત્રણે દિશામાં અદ્ભુત પરિવર્તન થાય છે. પ્રાચીન દલપતશાળાના જેવી રચનાઓ તથા કેટલીક નર્મદશાળા જેવી કૃતિઓનું પ્રમાણ ઓછું થતું જાય છે; અને નવીન આધુનિક માર્ગની કવિતાઓ રચવા તરફ કવિનું ધ્યાન વિશેષ ખેંચાય છે. ભાષાશુદ્ધિમાં દલપતરામના સમયની છાયા ઓસરતી જાય છે; અને આધુનિક સંસ્કારી ગુજરાતીનું પ્રતિબિમ્બ એમના નવા કાવ્યપ્રયોગોમાં પડતું જણાય છે. એમની કલ્પના, અલંકારો વગેરેમાં પણ નવીન શાળાની જ સ્ફૂર્તિ દેખાય છે. પિંગળના છંદો ઉપરાંત, કેટલાક 'નવા છંદો' તથા 'નવી ગરબીઓ' યોજવા તરફ પણ તેમની પ્રવૃત્તિ ઢળતી જાય છે.

આ સમયનો એમનો કાવ્યસંગ્રહ તે 'વિલાસિકા.' (૧૯૦૫). આ સંગ્રહ પ્રકટ થતાંની સાથેજ કોઇ વિશિષ્ટ કવિ તારક ગુજરાતી સાહિત્યાકાશમાં ઊગે છે એમ બધાંને લાગ્યું. કવિ–વિવેચક નરસિંહરાવનું સાઠ પાનાંનું વિસ્તૃત તથા તટસ્થવૃત્તિથી લખાયલું અવલોકન મેળવવા માટે પણ આ સંગ્રહ જ ભાગ્યશાળી બન્યો.[1] એ અવલોકને કવિની યોગ્ય પ્રસિદ્ધિ કરવામાં સારો ફાળો આપ્યો.

'વિલાસિકા' માં તારૂણ્યમાં પ્રવેશ કરતા ઉછળતા હૃદયતરંગોનો નિર્દોષ વિલાસ છે. કુદરતના બાલક તરીકે કવિએ કુદરતના ઊંડા રસપ્રવાહમાં જે 'વિલાસ' કર્યો તેનો આ કાવ્યસંગ્રહ છે.

આ સંગ્રહમાં 'કાવ્યરસિકા' ની સરખામણીમાં ગીત સંખ્યાનું પ્રમાણ તેમ જ ઢાળનું વૈવિધ્ય પણ વધે છે. એકંદરે દસ ગીતો છ જૂદા જૂદા ઢાળમાં રચાયલાં નજરે પડે છે. 'અલબેલી રે અંબે માત, જોવાને જઇયે'–એ ઢાળમાં

(૧) "ફરવી ફરવા નિકળી આજ, રમ્ય રૂડી રજની" 'રમ્ય રજની' (પૃ. ૪૭.)
(૨) "પ્રિય ચાલો બંધુ સર્વ, રમવાને ચાલો" 'તારાઓનું ક્રીડાગાન' (પૃ. ૧૦૬.)
અને (૩) "ધનધન રે તારૂં ગાન, વ્હાલી કૉયલડી" 'વસંતદૂત' (પૃ. ૧૨૪.)

એમ ત્રણ ગીતો રચાયલાં છે. આ ઢાળનું સૂચન 'હૃદયવીણા' ની 'અલૌકિક રજની' ના ઢાળ ઉપરથી કવિને થયું હોય એવી કવિ નરસિંહરાવની માન્યતા છે.[2] આ ગરબીની ચાલ સુપ્રસિદ્ધ હોવા છતાં, નરસિંહરાવ લખે છે તેમ કવિએ તે "નિર્દિષ્ટ કરી હોત તો અડચણ ન હોતી."

બીજો ઢાળ 'ઓધવજી ! સંદેશો કહેજો શ્યામને'–એ રઘુનાથ–દાસના પ્રસિદ્ધ પદનો છેઃ
(૧) "હે અમૃતસાગર મધુ કંઠી કોકિલા !" 'કોકિલા' (પૃ. ૫૧.)
(૨) "ધીમે ધીમે કાં તું ચંદા ! ચાલતી !" 'ચંદા સાથે સંદેશો' (પૃ. ૭૯.)
અને (૩) "ઓ પ્યારી ! અંધાઇ ક્યારે આ જશે ?" 'પ્રેમચક્ષુ' (પૃ. ૧૦૦.)

આ ઢાળની યોજનામાં ખાસ નોંધવા જેવું એ છે કે કવિનાં આ ત્રણે ગીતો 'ધ્રુવપદ' વગરનાં છે. એમણે લીધેલા આદર્શગીતમાં, દરેક ચાર ચરણની કડી પછી ધ્રુવપદ બોલાય છે. એ પદ્ધતિ અહીં અનુસરેલી જણાતી નથી. છંદનાં ચાર ચરણ બીજા અને ચોથા ચરણના અનુપ્રાસ સહિત–એ રીતનું આ ઢાળનું શબ્દકલેવર છે. પરંતુ પિંગળના છંદને ગીત તરીકે યોજવા માટે ધ્રુવપદનો ઉપયોગ આવશ્યક છે, એટલું અહીં નોંધવું ઘટે છે.

ત્રીજો ઢાળ, કવિ દયારામના પ્રસિદ્ધ હાલરડાનો–"માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે–"નો 'આશા દેવીનું ગાન' (પૃ. ૧૮૬) નામના ગીતમાં યોજાયો છે; જો કે કવિએ તો એ કાવ્યને 'ગરબી' તરીકે ઓળખાવીને જ

---

૧ મૂળ પ્રકટ 'વસંત' ના અંકોમાં–સંવત ૧૯૬૩–૬૪; પછી 'મનોમુકુર' ભાગ ૧ માં પૃ. ૬૬–૧૨૬ (૧૯૨૪).

૨ જુવો 'મનોમુકુર' (પૃષ્ઠ ૧૧૯):

"'રમ્યરજની' એ 'હૃદયવીણા' ની 'અલૌકિક રજની' ના જ ઢાળની ગરબીમાં ઉતારી છે એટલું જ નહિં–પણ કલ્પના વગેરેમાં પણ હેનાં પ્રતિબિમ્બ લેવાયાં જણાય છે. પરંતુ કાંઈક અપૂર્વતા પણ પેઠી છે. અને અનુકરણના અનિષ્ટ અંશ દબાયા છે."

સંતોષ માન્યો છે. દયારામના ઢાળનું તાત્કાલિક અનુકરણ, તેમના સમકાલીન વડોદરાના હરિભટે "માતા જસોદા બોલાવે જમવા લાલને" એ ભોજન સમયનું ગીત રચીને કર્યું હતું. એ રીતે આ ઢાળ અપરિચિત તો નજ ગણાય. § તેમ જ આ પ્રયોગથી ગેયતામાં ક્ષતિ આવે છે એમ પણ નહીં સ્વીકારી શકાય.

છતાં કવિ નરસિંહરાવે પ્રસ્તુત ઢાળનું જે પૃથક્કરણ કરી બતાવ્યું છે તથા તેનો સંબંધ 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને' વાળા સુપરિચિત ઢાળ સાથે બતાવી તેનું જે કુટુમ્બીપણું સ્થાપિત કર્યું છે તે ખરેખર આપણા કવિ વિવેચકની સૂક્ષ્મ દૃષ્ટિ તથા વિવેચના-શક્તિ બતાવી આપે છે. એમના જ શબ્દોમાં એ પૃથક્કરણનું તત્ત્વ અહીં જણાવિયે:

"રચના તપાસતાં જણાય છે કે 'ઓધવજી સંદેશો કહેજો શ્યામને'-એ ગરબીનાં ચરણમાં થોડોક ફેરફાર કરીને આ 'નવી' ગરબી (ખબરદારે) રચી છે...પ્રત્યેક કડીમાં પહેલી તથા ત્રીજી પંક્તિના પ્રારંભમાં ચાર માત્રા ઉમેરેલી છે; બીજી ચોથી પંક્તિમાં આરંભમાં 'ચાર માત્રાની વરસોળી વધારી છે; અને અન્તની બે માત્રાનું અંગ કાપી નાખી પદ્યરચનામાં વ્યંગતા પણ આણી છે."

આ વિવેચન, જો ખબરદારે નવો ગીતપ્રયોગ કર્યો હોત તો ખૂબ માર્ગદર્શક થાત; કારણ કે એ તો સારી વાત છે કે છંદમાં તથા ગીતમાં દરેકે દરેક નવો ફેરફાર-અથવા તેની સરવાળા બાદબાકી-પ્રચારમાં આવતાં નથી અથવા આવી શકતાં નથી. જે વિશેષ ટકવા જેવું હોય તેવુંજ નવું સ્વરૂપ સ્વતંત્ર 'ઢાળ' અથવા 'પ્રકાર' તરીકે પ્રચાર પામે છે; બાકીનાં permutation, combination આપોઆપ ભૂલાઈ જાય. અહીં તો મૂળ ઢાળ દયારામનો છે; અને દયારામનાં સંગીતક્ષમ ગીતો સામે લખતાં વિચાર પડે તેમ છે. તેથી કવિ ખબરદાર અંગક્ષતિ તથા અઘટિત વધારાનો ખુલાસો કરવાની ફરજમાંથી બચી ગયા છે; કારણ કે, તેમ કર્યાથી માધુર્યનું તત્ત્વ સચવાય છે જ એમ દયારામના 'હાલરડા' ના પ્રયોગથી જાણી શકાય છે.

કવિ ખબરદારને આ ઢાળ આગળ જતાં ખૂબ પ્રિય થયો જણાય છે; એ એમના પ્રિય ઢાળમાંનો એક છે. અને એમણે બધા થઇને સાત ગીતો આ ઢાળમાં રચ્યાં છે † તે ઉપરથી એમનો આ ઢાળ માટેનો પક્ષપાત જોઈ શકાય છે.
ચોથો ઢાળ: "પ્રગટયા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ" એ કૃષ્ણજન્મના પ્રસિદ્ધ ગીતનો છે. મૂળ આદર્શગીતમાં ચાર ચરણ પછી વપદ આવે છે; તેને સ્થાને બબ્બે લીંટી પછી ધ્રુવપદ આવે એવી નવીન રચના કવિ ખબરદારે 'પ્રેમમંદિર' (પૃષ્ઠ ૧૨૨) નામના ગીતમાં કરી છે.

"વ્હાલા! પધારો મારે મંદિરે રે લોલ, મંદિરે પવિત્ર વસે પ્રેમજો: વ્હાલા! પધારો મારે મંદિરે રે લોલ"

આ ગીત, પ્રાચીન ઢાળના ચોકઠામાં રચાયલો નવીન કવિતાશાળાનો, ઘણે ભાગે, પહેલો પ્રયોગ છે. કવિ ન્હાનાલાલનું 'વ્હાલાં! વિરાજો મારા પ્રાણમાં રે લોલ' એ 'હાલરડું' આ અરસામાંજ રચાયલું જણાય છે (જુવો 'ગીતમાળા'); છતાં તેમના "ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ" ગીત જેવી આ ગીતને પ્રસિદ્ધિ મળી લાગતી નથી. ઢાળનું નામ પણ અત્યારસુધી જડયું જણાતું નથી. અમદાવાદના બંધુ સમાજે ૧૯૦૬ માં "ગીતમાળા" નામે ગીતસંગ્રહ બહાર પાડયો છે તેમાં આ ગીત લેવાયલું છે. એ સંગ્રહમાં, કવિ ન્હાનાલાલનું કવિ ખબરદારના ગીત કરતાં વિશેષ લોકઝીલાતું બનેલું "ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ" એ ગીત જણાતું નથી. ૧૯૧૦ માં ન્હાના ન્હાના રાસમાં મૂકાયલું કવિ ન્હાનાલાલનું એ ગીત, તે પહેલાં 'સુંદરીસુબોધ' માસિકમાં સને ૧૯૦૯ ના જુનના અંકમાં પૃષ્ઠ ૨૯૦ ઉપર છપાયલું નજરે પડે છે. કદાચ આ એની પહેલી જ પ્રસિદ્ધિતારીખ હશે. એટલે ૧૯૦૬ પહેલાં, ઉપરના ઢાળમાં રચાયલું નવી શાળાના કોઈ કવિનું ગીત મારા જોવામાં આવ્યું નથી, આ

§ જુવો 'મનોમુકુર' પૃષ્ઠ ૮૫-૮૬:

"કોઈ પરિચિત 'ગરબી' ના ઢાળમાં પરિપૂર્ણ રૂપે આ (ગરબી) સમાતી નથી. × × ×

"આ ગરબી વિશે કોઈપણ પ્રકારનો ખુલાસો મિ. ખબરદારે આપ્યો નથી. તેથી હેમનાં કારણો વિશે અજ્ઞાત રહીને જ ઉપરની ચર્ચા કરવી પડી છે."

† જુવો: 'પ્રકાશિકા' પૃષ્ઠ ૪૭ 'દિવ્યરથ;' પૃષ્ઠ ૩૮ 'માતા અને તેનું બાળ;' 'ભજનિકા;' પૃષ્ઠ ૧ 'સદ્ગુરૂને ચરણે;' પૃષ્ઠ ૪૫ 'દર્શને;' પૃષ્ઠ ૫૭ 'દિલની વાતો;' પૃષ્ઠ ૮૬ 'સુરસંદેશ.'

રીતે કવિ ખબરદારનું ગીત પ્રાચીન ઢાળને પ્રસિદ્ધિમાં લાવનાર પહેલો પ્રયોગ હોય એમ જણાય છે; અને તેથી જ કવિ નરસિંહરાવ પણ તેને 'બે જાતની ગરબીનું મિશ્રણ' કહીને એને અગમ્યરીતે ઓળખાવે છે. * આ બે જાતની ગરબીઓ તે કઈ તે સ્પષ્ટ થતું નથી. તોપણ એટલું તો ખરૂં જ કે 'વિલાસિકા' છપાતા પહેલાં આ પ્રાચીન ઢાળ ઉપર કોઈ નવા યુગના કવિએ હાથ અજમાવ્યો નહી હોય. આ રીતે પ્રાચીન ઢાળને પહેલીજ વાર તથા નવેસર પ્રચારમાં લાવનાર તરીકે કવિ ખબરદારનો આ પ્રયોગ તે ઢાળના ઇતિહાસમાં મહત્ત્વનો ગણાશે.

કવિએ 'પ્રકાશિકા'માં 'વ્હાલાની વેણુ' (પૃષ્ઠ ૩) નામના ગીતમાં, તથા 'સંદેશિકા'માં 'દુઃખની દેવી' (પૃ. ૧૪૧) નામના ગીતમાં આ ઢાળ જ યોજયો છે.

પાંચમો ઢાળ 'માઢ' રાગનાં ગીતોનો છે. આ રાગ પણ કવિના અનેક પ્રિય રાગમાંનો એક છે એમ જણાય છે
"અતિ ઉંડા પવિત્ર અંધાર ઓ! ઉંડો શો તુજ પુકાર!" ('સનાતન અંધાર' પૃ. ૧૭૪)

એ લયકાળની સ્થિતિનું અત્યન્ત વિપરીત કલ્પનાવાળું કાવ્યચિત્ર છે. આ ગીતનો ઢાળ કવિએ "મારી ઝુમાં! તારે ઓઢણે મેવાડો રે મલીર" એ બતાવ્યો છે. એમનું આદર્શગીત સુંદર જણાય છે; પરંતુ મને તે ઉપલબ્ધ થયું નથી.†

'વિલાસિકા'માંનો છઠ્ઠો ઢાળ "ઓ વાંસલડી! વેરણ થઈ લાગી રે વ્રજની નારને" એગીતનોઃ અથવા કવિ આપે છે તેમ "સુણ સાહેલી! ઇશ્વરકેરી માયા કેવી અપાર છે!" એ છે આ ઢાળનું આ એકલ ગીત જણાય છે.

'વિલાસિકા" માં કવિની નવી પ્રતિભા જે દેખાઇ આવી હતી તથા ગીતો રચવા તરફનો પ્રેમ જે જન્મ્યો હતો તે ત્રણ વર્ષના ગાળામાં ખુબ આગળ વધ્યો જણાય છે. ૧૯૦૮ માં "પ્રકાશિકા"ના પ્રકાશનથી કવિની પ્રતિષ્ટા સારી જામી; અને નવી કવિતાશાળાના મુખ્ય કવિઓમાં તેમનું સ્થાન ગણાવા માંડયું.

કવિએ પહેલાં સ્નેહસ્વરૂપ પરમાત્મારૂપી "રસિકા"ના ભુવનમાં પ્રવેશ કર્યા પછી, તેની વિલાસવાટિકા "વિલાસિકા"માં સંચાર કીધો હતો. હવે એ સ્નેહજ્યોતિનો પ્રકાશ મેળવતાં, ગુર્જર કાવ્યસાહિત્યના મંદિરમાં તેની આ 'પ્રકાશિકા'ના સંગ્રહદ્વારા આરતી ઉતારે છે; અને પ્રાર્થે છે કેઃ

"પરમ રસવિલાસ માંય : ઉરપ્રકાશિકા પમાય : અદલ જપું જાપો રે—જ્યોતિ આપો રે."

કવિનું ધ્યાન જેટલું નવી કવિતા રચવા તરફ ખેંચાયું છે, તેટલુંજ કવિતાના વિવિધ સ્વરૂપ ઉપજાવવા તરફ પણ ખેંચાયું છે, 'વિલાસિકા'માં કવિનું ધ્યાન મુખ્યત્વે કેટલાક છંદોના "નવીન પ્રયોગો" કરવા તરફ આકર્ષાયું છે તે વખતે ગીતો રચવામાં એમની કલા આરંભ દશામાં જણાતી હતી. છંદના નવા પ્રયોગો સંબંધી કવિવિવેચક નરસિંહરાવે સૂક્ષ્મ સમીક્ષા કરેલી છે; પરંતુ 'નવી ગરબીઓ' સંબંધી વિવેચન કરવાને હજી અવકાશ છે; તેથી તે કાર્ય અહીં હાથ ધરવામાં આવ્યું છે.

'પ્રકાશિકા'માં ગીતની સંખ્યાનું તેમ જ વૈવિધ્યનું પ્રમાણ ખૂબ વધ્યું છે; કવિનાં કેટલાંક 'બાલગીતો' આ સમયનાંજ છે. અને કેટલાંક સુંદર તથા પ્રસિદ્ધ ગીતો આ સંગ્રહેજ આપ્યાં છે. એકંદરે ૧૬ ગીતોમાંથી *પાંચ ગીતોનું સૂચન થઇ ગયું છે.

---

* જુઓ 'મનોમુકુર' પૃષ્ઠ ૮૬–૮૭: "'પ્રેમમંદિર' એ કાવ્યને 'ગરબી' કહીને જ સંતોપ માન્યો છે. કોઈ ચાલની તે બતાવ્યું નથી; પરંતુ ગરબીની રચના મધુર અને રસિક સ્વયંપ્રકાશ છે અને **બે જાતની ગરબીનું મિશ્રણ** સુંદરતાથી થયું છે. આ ગરબીનું લલિત સ્વરૂપ સર્વ રસિકજનો સ્વીકારશે."

† 'માઢ' રાગનાં કવિનાં બીજાં ગીતો માટે જુવોઃ

**'પ્રકાશિકા'** :– 'વિયોગ' (પૃષ્ઠ ૧૬૦); 'ગુણવંતી ગુજરાત' (પૃષ્ઠ ૮૦)

**'સંદેશિકા'** :– 'ગૃહદ્વારનાં ઓલડિયાં' (પૃષ્ઠ ૪૧); 'હૈયાના ઘાવ' (પૃષ્ઠ ૧૨૯); 'અગોચર ધામ' (પૃષ્ઠ ૧૬૩); 'માનવ ચિંતા' (પૃષ્ઠ ૧૮૪);

**'ભજનિકા'** :– 'જ્યોત' (પૃષ્ઠ ૪૦), 'અમીરાઇ' (પૃષ્ઠ ૧૩૬); 'નવલા દેશ' (પૃષ્ઠ ૧૩૮)

**'રાસચંદ્રિકા'** :– 'ગરાસિયો' (પૃષ્ઠ ૮૧).

* (૧) 'માતા અને તેનું બાળ' તથા (૨) 'દિવ્યરથ' એ દયારામના હાલરડાનો ઢાળ—જેને કવિ 'ઘોળ' કહી ઓળખાવે છે એ ઢાળનું સ્પષ્ટ સૂચન, કવિએ (પૃષ્ઠ ૩૯) તથા ૪૧ ઉપર કર્યું છે; (૩) 'વ્હાલાની વેણુ' એ પ્રગટયા શ્રીકૃષ્ણ મનભાવતા રે લોલ'નો ઢાળ; તથા (૪) 'વિયોગ' અને (૫) 'ગુણવંતી ગુજરાત'નાં માઢ રાગનાં ગીતો.

સંગ્રહનું પહેલું 'મંગલ' (પૃષ્ઠ ૧) સોરઠ રાગનું જણાવ્યું છે; તે તાળી સાથે કદાચ ગાવાનું નહીં હોય.

'આમંત્રણ' (પૃષ્ઠ ૩) નું "આવો, વ્હાલા! આજ અમારે આંગણે"વાળું બીજું ગીત 'ઓધવજી! સંદેશો કહેજો' એ ચાલનું, પરંતુ તેમાં "બીજી લીંટી કંઈક નવીનતાથી બેવડી છે"–એટલો એમાં કવિએ વિશેષ જણાવ્યો છે. પિંગળના પ્લવંગમ છંદનાં પાંચ ચરણોથી આ ગીતનું કલેવર ઘડાયલું છે. તેમાં બીજી લીંટીના અમુક ખંડનું જે પુનરાવર્તન કર્યું છે તેટલા ફેરફારથી આ ગીત સ્વતંત્ર ઢાળની કોટિમાં આવી શકતું નથી. છંદોની કેવલ સરવાળા બાદબાકીથી 'નવો' ઢાળ બનવો બહુ મુશ્કેલ છે. પુનરાવર્તનનો આવો પ્રકાર, આરતીમાં અથવા ભજનમાં કેટલાંક ચરણોનો ભાગ આવી રીતે ફરીથી બોલાય છે તેના જેવો જણાય છે.

ત્રીજું ગીત 'ફૂલડાં' (પૃષ્ઠ ૬)નું છે. કવિએ તેને 'ગરબી' કહી, નોંધ કરી છે કે "આ નવી ગરબીની ચાલ બહુ મધુર છે;" અને તેના શુદ્ધ શાસ્ત્રીય સૂર જણાવ્યા છે. ખરું જોતાં આ ગરબી 'નવી' નથી.

"વનમાં બોલે મીઠા મોર, કૉયલરાણી કલ્લોલ કરે રે લોલ,
વ્હાલો નાસે દાતણનો કરનારો, જાદવરાય ક્યારે આવે રે લોલ ?"

એ લોકપ્રસિદ્ધ ઢાળમાં બબ્બે ચરણને અંતરે દોહરાની સાખીનો અંતરો યોજ્યો છે. એ પ્રમાણે પ્રસ્તુત ગીતની રચના છે.

'દૂરના સૂર' (પૃષ્ઠ ૯) ની ગરબીનો ઢાળ દયારામના "કામણ દીસે છે અલબેલા! તારી આંખમાં રે"–એ સોરઠ રાગની છાયાવાળી ગરબીનો ઢાળ છે. ગીત સુંદર છે, તેમ તેની રચના પણ સુંદર અને અણિશુદ્ધ છે.

'કૉયલબ્હેનાં' (પૃષ્ઠ ૨૨)ની ગરબી નીચે કવિએ નોંધ કરી છે કે 'આ ગરબી નવી રચી છે." એનો અર્થ એટલોજ જણાય છે કે કવિનું રચેલું એ 'નવું' ગીત છે; કારણ કે ગીતનું સ્વરૂપ તો પ્રાચીન છે.

'મારી હુંડી સ્વીકારો મહારાજ રે શામળા ગિરધારી' 'બીલી બીલીનો રંગ લાગ્યો રૂડો કે રાધિકા રંગભીની'

એ ઢાળ તો પ્રાચીન જ છે. તેમાં વૈવિધ્ય શક્ય હોય તો તે માત્ર સાખીના અંતરા પૂરતુંજ છે.

'બ્હેનને આંગણે' (પૃષ્ઠ ૨૭)ને મથાળે 'ગરબી' એટલું લખ્યું છે; પરંતુ તેનો વિશેષ ખુલાસો કર્યો નથી. આખ્યાનોની દેશીઓમાં ચૉપાઈનાં જે સાદાં સ્વરૂપો નજરે પડે છે તેવો આ સાદો પ્રકાર જણાય છે. આ કાવ્યને ગેય બનાવવા માટે, ચરણને અંતે 'રે' અથવા 'જો' ઊમેરવાથી "મહા કોપ થયો કળિકાળમાં જો" પ્રસિદ્ધ ઢાળનું સામ્ય સહેજે આવી શકે છે. બીજાં અનેક શક્ય પરિવર્તનોનું અહીં માત્ર સૂચન જ કરું છું.

'હાલરડું' (પૃષ્ઠ ૩૦)વાળી ગરબી કવિએ 'નવીન' રચી છે. પરન્તુ તેનું કોઈ પ્રાચીન સ્વરૂપ સાથે સામ્ય છે કે નહિ તે કવિએ જણાવ્યું નથી. છતાં આ ગીતનાં ત્રણે ચરણ [બીજા ચરણને અંતે "લોલ"નો ઊમેરો બાદ કરતાં] 'કામણ દીસે છે અલબેલા' અથવા 'પૂનમ ચાંદની'ના પહેલા ચરણ જેવાં જ છે. બીજો તર્ક જરા જટિલ છે પરંતુ તે અહીં સૂચવું છું. દયારામના "માતા જસોદા ઝૂલાવે"વાળા ઢાળની કડીનાં પહેલાં અને ત્રીજાં ચરણને અંતે 'રે' ઊમેરવાથી, અને બીજાં તથા ચૉથાં ચરણને અંતે બે માત્રા ઊમેરી પછી 'રે લોલ' જોડવાથી, તથા બબ્બે લીંટીને અંતરે ધ્રુવપદ મૂકવાથી પણ આ નવીન પ્રકાર સિદ્ધ થઇ શકે છે.

"નવરાજનાં વધામણાં" (પૃષ્ઠ ૩૨)ની 'ગરબી'નો ઢાળ કવિએ જણાવ્યો નથી; પરંતુ 'ઓધવ! નંદનો છોરો તે નમેરો થયો જો'–એ પ્રસિદ્ધ ગીતનો ઢાળ સ્પષ્ટ જણાય છે.

'ગોપિકા' (પૃષ્ઠ ૫૬)ની 'ગરબી તેની સાખી સાથે નવી રચી છે'–એવી કવિની નોંધ છે. આ સુંદર ગીતે યોગ્ય પ્રસિદ્ધિ મેળવીજ છે. પરંતુ 'નવી રચના' સંબંધી કહેવું ઘટે છે કે આ ગરબીનો ઢાળ

"સખિ! પડવાની પણ પ્રીત, ગતમત ભૂલી રે"

એ ઢાળને જ સર્વાંશે અનુસરે છે. વચમાં સાખીનો અંતરો છે; તેમાં દોહરાનું દોઢ ચરણ, અને બીજા ચરણના ઉત્તરાર્ધમાં ચાર માત્રાના પદનું ઊમેરણ–તે પ્રમાણે ધ્રુવપદ સાથે સંકલના કરવામાં આવી છે. આમાં નવીનતા હોય, તો તે ઉપરના ઢાળમાં સાખીનો અંતરો મૂકવાનો પ્રયોગ ગણી શકાય.

"ગુર્જરી અશ્રુપ્રવાહ"ની 'મીઠા મોરલીધર ગુર્જરીના બાલુડા!'વાળી ગરબી તો કરૂણ ભાવને અનુરૂપ એવા 'ઓધવજીના સંદેશ'ના ઢાળમાં જ રચાઇ છે.

'બંસરી' (પૃષ્ઠ ૧૫૮)નું પદ કયા ઢાળને અનુલક્ષી રચાયું છે તે મારાથી નિશ્ચિત થઈ શકયું નથી.

'વિયોગ' (પૃષ્ઠ ૧૬૦)નું માઢ રાગનું ગીત ઉપર ગણાવ્યું છે; છતાં અહીં તેના અંતરા સંબંધી કંઇક વિવેચન કરવા મન થાય છે. ઘણેભાગે કવિના દિવ્ય છંદનો અંતરો કવિ મૂકે છે. પહેલું અને ત્રીજું ચરણ ચૉપાઈનું, તથા બીજું અને ચૉથું ચરણ દોહરાનો ઉત્તરાર્ધ, અનુપ્રાસ એકાંતરે આવે છે એ પ્રમાણે અંતરાની રચના હોય છે.

કવિનું પોતાની જન્મભૂમિ પ્રત્યેના અનહદ પ્રેમનું સૂચક "ગુણવંતી ગુજરાત" (પૃષ્ઠ ૧૮૦) નું માઢ રાગનું ગીત, છેક ૧૯૦૭ ની મુંબાઇમાં મળેલી સાહિત્ય પરિષદ પ્રસંગે ગવાયું હતું; અને આજે એ ગુજરાતનાં બાળકોને પણ ખૂબ જાણીતું થઇ ગયેલું છે. કવિનાં અનેકાનેક ગીતોમાં આવાં કેટલાંક ગીતોએ કવિને અપૂર્વ કીર્તિ અપાવી વાંચનમાળા ઉપરાંત મેટ્રીકના અભ્યાસક્રમમાં આ 'ગુણવંતી ગુજરાત'નું ગીત નીમાવાથી ખબરદારનું નામ ગુજરાતભરમાં ખૂબ પરિચિત બની ગયું છે.

આ પ્રસંગે એક બીજી વસ્તુની નોંધ લેવાનું મન થાય છે. સામાન્ય રીતે, અમુક પ્રસંગને લીધે સ્ફુરેલાં ગીતો, પ્રાસંગિક ઉપયોગથી વિશેષ કદર પામતાં નથી. પરંતુ કવિનું ઉપરનું સાહિત્ય પરિષદને પ્રસંગે પ્રસિદ્ધિ પામેલું ગીત વિશેષ ચિરંજીવતાવાળું નિવડી શકયું એટલે એ ગીતનું ભવિષ્ય ઊજળું કહેવાય.

આ ગીત રચાયા પછી લગભગ ઓગણીસ વર્ષે, અને એવા જ પ્રસંગે અને એજ મુંબાઇમાં કવિએ બીજું ગીત લખી મોકલ્યું હતું તેનું ભવિષ્ય પણ એટલું જ જ્વલન્ત નિવડયું હતું એ અકસ્માત નોંધતાં આનંદ થાય છે:

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત"

—એ ગીત કવિએ દૂર દૂર મદ્રાસથી લખી મોકલ્યું હતું; અને મુંબાઈમાં મળેલી આઠમી સાહિત્ય પરિષદ પ્રસંગે ગવાયું હતું; તથા મુંબાઈ યુનિવર્સિટીના મેટ્રીકના અભ્યાસક્રમમાં બે વાર સ્થાન પામ્યું હતું.

આ રીતે 'પ્રકાશિકા'માંનાં કવિનાં ગીતોનો પરિચય પૂરો થાય છે. તે પછી વચમાં લાંબો ગાળો પસાર થાય છે. તે દરમ્યાન કવિએ "ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય" સંબંધી ચર્ચાત્મક ગદ્યલેખ, અને "પ્રભાતનો તપસ્વી" તથા "કુકકુટદીક્ષા" નામે બે પ્રતિકાવ્યો 'કવિ મોટાલાલ'ની સંજ્ઞાથી લખ્યાં જણાય છે. દરમ્યાન પોતાની કવિતાને ન્હાનપણમાં પ્રેરણા આપનાર કવિ મલબારીના કાવ્યોમાંથી "મલબારીનાં કાવ્યરત્નો" નામનો સંગ્રહ ઉપોદ્ઘાત સહિત "ઍડિટ" કરીને કવિએ કવિમિત્ર તરફનું ઋણ વાળ્યું છે.

વીસમીસદીના બીજા દસકામાં આ ઉપરાંત "ભારતનો ટંકાર" (૧૯૧૯) નામે, દેશભક્તિ તથા દેશદાઝનાં ગીતો દેશની રાજકીય પ્રવૃત્તિનાં પ્રચંડ આંદોલનોથી પ્રોત્સાહિત થઈ, કવિએ કાવ્યસંગ્રહ પ્રકટ કર્યો છે. આ સંગ્રહની કીંમત બીજી દૃષ્ટિએ ગમે તે હશે; પરંતુ ગીતના ઢાળની દૃષ્ટિએ એમાં કાંઇ પણ ધ્યાન ખેંચે તેવી વસ્તુ જણાતી નથી.

કવિનાં કાવ્યોનો ગીતપ્રવાહ લગભગ એક દસકાસુધી જે પાતાલગંગામાં સમાઇ ગયો લાગતો હતો તે પાછો ૧૯૨૦ ની સાલમાં "સંદેશિકા" નામે પ્રકટ થવાની રાહ જોતો હતો. એ સંગ્રહ અનેકાનેક વિટંબણાઓમાંથી પસાર થઇ આખર ૧૯૨૫ માં પ્રકાશમાં આવી શકયો.

કવિહૃદયના ફુવારામાંથી ઊડતાં રસબિંદુમાં બ્રહ્મના સંદેશ છે. અને પ્રત્યેક સાચો કવિ એ બ્રહ્મનો સંદેશવાહક છે. આ સંગ્રહમાં એ સંદેશની ઝાંખી કરાવવા કવિને અભિલાષા હતી, અને તેથી કવિએ સંગ્રહનું નામ 'ઇકા' જેને છેડે આવે તેવું 'સંદેશિકા' પાડવાનું ઈષ્ટ ધાર્યું હતું.

આ સંગ્રહમાં કવિની કવિતાનું ગીતતત્ત્વ સારા પ્રમાણમાં વિકાસ પામ્યું જણાય છે. ત્રીસ ઉપરાંત ગીતોવાળો આ સંગ્રહ ઢાલના વૈવિધ્ય માટે પણ ધ્યાન ખેંચે છે. કવિનો પ્રાચીન ગુજરાતી ઢાળોનો નિકટ અભ્યાસ આ સંગ્રહની પાછળ જોઈ શકાય છે; છતાં હજી ઢાળનાં આદર્શગીતો જણાવતાં કવિ સંકોચ પામતા જણાય છે. અને તેથી માત્ર 'ગરબી' એટલું જ ગીત માટે સૂચન કરે છે:

"હૈયાના હોજ આ હેલે ચડ્યા હો, રેલે છે આત્મના ઓવારા રે લોલ:
આવો, આવો રસઆંગણુ રસિકડાં! ઝીલજો સંદેશ અહિં ન્યારા રે લોલ."

એવા 'સંદેશ' ઝીલવાના આમંત્રણનું ગીત ('સંદેશ,' પૃષ્ઠ ૧) તથા 'વસંતના ભણકા,' (૨) (પૃષ્ઠ ૧૬) વાળું ગીત એ બન્ને "પાલવડો મારો મેલો મોહનજી! મારગડે મને જાવા દિયો" –એ ઢાળમાં રચાયાં છે. પહેલા ગીતમાં, બીજા ચરણુને અંતે એક લઘુ અક્ષરનો ઉમેરો છે, તેટલો ભેદ નોંધવા જેવો છે. છતાં કવિએ તો આ ગીતોને 'ગરબી' કહીને સંતોષ માન્યો છે. તે પછીના પ્રકટ થયેલા નીચે જણાવેલા સંગ્રહોમાં કવિએ ઢાળનું સ્પષ્ટ સૂચન કરેલું છે.

કવિનો આ ઢાળ પ્રત્યેનો પક્ષપાત સહેજે જોઈ શકાય તેમ છે. ‡ એ એમના પ્રિય ઢાળમાંનો એક કહી શકાય.

'રસપ્રભુતા'નું 'પદ' એ સોરઠ રાગનું ગીત છે; એમાં અંતરો માઢનાં ગીતોનો જ છે." "ઘુંટડા ભરી ભરી પીઓ કાં, રસનાં સરોવરો છલકાય"—એ ગીત કવિનાં લોક પ્રસિદ્ધ ગીતોમાંનું એક છે. આ સંગ્રહમાંનું 'દેવીનાં નવચેતન'નું ગીત પણ 'કામણુ દીસે છે અલબેલા તારી આંખમાં રે' એ સોરઠની ગરબી છે. ગીત રચનામાં તથા ભાવનામાં તે ખૂબ સુંદર છે.

"જોગી જૂના જૂના રે" એ 'આવેલ આશા ભર્યાં રે' નામના પ્રસિદ્ધ રાસના ઢાળનું ગીત છે; કવિ હવે પોતાના ઢાળનું ક્ષેત્ર વધારતા જણાય છે. નવનવા રાહમાં પ્રકટ થવાનું એમની કવિતાને હવે જાણે નવકોડ થતા લાગે છે. આનો આ ઢાળ 'ભજનિકા' ના "સ્વપ્નમાં શાને સૂતાં રે?" (પૃ. ૮૭) એ ગીતમાં યોજાયો છે.

'મધુરી' (પૃ. ૧૮ તથા 'મહિયારી' (પૃ. ૪૦) એ બન્ને "ઓધવજી! સંદેશો કહેજો શ્યામને"–એ જાણીતા ઢાળના છે; પરંતુ અહીં એક વિશેષ છે તે નોંધિયે. પહેલા ગીતની કડી ૫, ૬ ૭ તથા ૮ માં બીજા ગીતની ત્રણે કડીમાં, બીજા તથા ચોથા ચરણને અંતે 'જો' પહેલાં જે અંત્ય લઘુ આવે છે; તેને સ્થાને અંત્યગુરૂ મૂકવાનું વૈવિધ્ય કવિએ આ ગીતોમાં યોજયું છે. બીજા ગીતમાંથી એક ઉદાહરણ આપવાથી આ ચર્ચા વધુ સ્પષ્ટ થશેઃ

"મહિયારી! ક્યાં ચાલી ગોકુળ ગામની? દો'ણીમાં તેં રાખ્યું શું **સંતાડી જો?**
તરસ મને લાગી છે અમૃત નામની, મુજને શું ના દે તુજ મહી **ચખાડી જો?**–મહિયારી."

મોટા બીબામાં બતાવેલા અંત્યાક્ષરો ગુરૂ છે. અહીં એક બીજી વીગત નોંધવાની જરૂર છેઃ આ ઢાળનાં 'વિલાસિકા'-માંનાં ગીતોમાં ધ્રુવપદ ભાગ્યે દેખા દેતું હતું, અને તેથી પ્લવંગમ છંદનાં ચાર ચરણુ સિવાય વિશેષ ગીતતત્ત્વ જણાતું નહોતું પ્રસ્તુત સંગ્રહના ગીત પ્રયોગોમાં આ ઊણપ ટાળવામાં આવી છે તેટલો કવિને યશ ઘટે છે.

"અલબેલી રે અંબે માત" નો ઢાળ વિલાસિકા પછી અહીં પાછો દર્શન દે છે. 'મારી બહેની' (પૃ. ૨૨), 'નવા વર્ષનાં હાસ્ય' (પૃ. ૬૫) તથા 'નાચ' (પૃ. (૧૫૦) એ આ સંગ્રહનાં ગીતો; અને 'વિશ્વવૃક્ષ' (પૃ. ૭૬) એ 'ભજનિકા' માંનું ગીત આ ઢાળનાં ગીતો છે.

આ જ ઢાળને વિલંબિત લયને અનુરૂપ બનાવવા માટે લીટીમાં અક્ષરોનો વધારો કરવાથી "ભીંજે મારી ચુંદડલી" ના ઢાળનો ઉપપ્રકાર અથવા નવો ઢાળ ઉત્પન્ન થાય છે. આ પ્રકારનાં ઉદાહરણો તરીકે 'ભજનિકા' માંનું, "પ્રભુના ધબકારા" (પૃ. ૭) એ અહીં પ્રસંગાનુસાર ગણાવી દઇયે છિયે.

'ઝુલણું' (પૃ. ૨૬) નું ગીત સુંદર છે; "રામ સભામાં અમે રમવાને ગ્યાં'તાં" એ પ્રસિદ્ધ ભજનગીતનો ઢાળ કવિએ ઉપાડી લીધો છે. નવી કવિતાશાળાના કવિઓમાંથી કવિ ન્હાનાલાલે "મોગરાની વેલ મારી લૂમે ને ઝૂમે"–એ આ ઢાળમાં કરેલો પહેલો પ્રયોગ જણાય છે. તે પછી કવિ ખબરદારનો આ બીજો સફળ પ્રયોગ છે.

પૃ. ૨૮ ઉપરનું 'પારણું' ની "ગરબી નવી રચી છે" એમ કવિએ નોંધ મૂકી છે; પરંતુ એ સાંગોપાંગ ઉપરનો ઢાળ જ છે. ફેર કંઈ હોય તો તે ધ્રુવપદમાં 'હાંરે' એટલું પદ ઉમેરેલું છે તે છે.+

---

‡ જુવોઃ **'ભજનિકા'**: 'જુવાની' (પૃષ્ઠ ૬૨); 'સંતાકૂકડી' (પૃષ્ઠ ૮૩); 'જહાંગીરી (પૃષ્ઠ ૧૧૮); 'સાહેબાની નાવડી' (પૃષ્ઠ ૧૩૧);

**'રાસચંદ્રિકા'**: 'ઊગમતા દેશની પંખિણી' (પૃષ્ઠ ૩૯); 'રઢ' (પૃષ્ઠ ૪૩); 'કુવાને કાંઠડે, (પૃષ્ઠ ૫૦); 'પગલાં' (પૃષ્ઠ ૧૫) ['સંદેશ' ની જેમ લઘુ અક્ષરના ઊમેરો સહિત]; 'આવજો જોગીડા' (પૃષ્ઠ ૯૮).

+ આ લેખનો ઉત્તરાધ છાપી શકાયો નથી. (સંપાદક).

# કવિવર ખબરદારનાં કાવ્યોમાં અન્તર્ગત ધ્વનિ

**શ્રી. પ્રહ્લાદજી ચન્દ્રશેખર દીવાનજી,** એમ. એ., એલ્‌એલ્. એમ.

ઇસિવી સનની ઓગણીસમી સદીના મધ્યભાગથી આધુનિક પદ્ધતિની ઉંચી કેળવણીનો પ્રચાર થયો તેના ફળરૂપે ગુજરાતી ભાષાનું સાહિત્યવૃક્ષ કદ અને વિસ્તારમાં ઘણું વધ્યું છે. તે વૃદ્ધિ માટે તેને જળ સિંચન કરનાર ગુજરાતનાં અનેક સૂક્ષ્મ બુદ્ધિમાન પુત્રોમાંની કવિ અરદેશર ખબરદાર એક સુપ્રસિદ્ધ વ્યક્તિ છે. એવી સેવા એઓ લગભગ ૩૫ વર્ષથી કરતા આવ્યા છે. અને તે અરસામાં એમણે ગુર્જર દેવીને ચરણે અનેક કાવ્યસંગ્રહો રૂપી પુષ્પ-ગુચ્છો ધર્યા છે. તે પૈકી ' કાવ્યરસિકા ' ' વિલાસિકા ' ' પ્રકાશિકા ' ' સંદેશિકા, ' ' કલિકા ' અને ' દર્શનિકા ' એટલાં મુખ્ય છે. આમાનાં પ્રથમ ચાર ભિન્ન ભિન્ન વિષયો ઉપર લખેલાં કાવ્યોના સંગ્રહો છે, અને છેલ્લાં બે પૈકી પહેલું ૩૦૦૦ લીટીઓનું માત્ર પ્રેમના વિષય ઉપરનું અને બીજાં ૬૦૦૦ લીટીઓનું મનુષ્યના પાર્થિવ જીવનના ક્ષણભંગુરત્વ અને પ્રેમ યાને આત્માના અમરત્વ ઉપરનું ખંડકાવ્ય છે. જોકે આવી રીતે તત્ત્વજ્ઞાનનો સ્પષ્ટ વિષય એમણે માત્ર છેલ્લા પુસ્તકમાંજ ચર્ચ્યો છે, તોપણ ઉપલાં સર્વે નાનાવિધ વિષયો ઉપર લખેલાં કાવ્યોમાં એક અન્તર્ગત ધ્વનિ છે. અને તે વેદાન્તશાસ્ત્રને આધારે પ્રતિપાદન કરેલો ભક્તિમાર્ગનો સિદ્ધાન્ત છે. કવિ પોતેજ ' પ્રકાશિકા 'ની ' પ્રસ્તાવનામાં ' લખે છે કે ' પરમાત્મા સ્નેહરૂપ છે. તે એ સ્નેહના અતુલરસનાં થોડાંક બિન્દુઓના ગ્રાહક થયલા આ બાલકે " રસિકા "ના ભુવનમાં પ્રવેશ કર્યા પછી તેની વિલાસવાટિકા " વિલાસિકા ' માં સંચાર કીધો હતો. હવે તે સ્નેહજ્યોતિનો કાંઇક પ્રકાશ મેળવવા ભાગ્યશાળી થયો છે. ગુર્જર કાવ્ય સાહિત્યના મંદિરમાં તેની આ ' પ્રકાશિકા ' થી આરતી ઉતારતાં તે સત્ય જ કહે છે કે :

" પરમ રસ વિલાસ માંય ઉર પ્રકાશિકા પમાય **અદલ** જપું જાપોરે—જ્યોતિ આપોરે ! "

ત્યારપછીનાં ૧૬ વર્ષમાં જે છુટક છુટક એમણે કાવ્યો લખ્યાં હતાં તેનો સંગ્રહ "સંદેશિકા"ને નામે પ્રસિદ્ધ કરતાં એ વિશેષ આત્મશ્રદ્ધાથી પ્રાસ્તાવિક " બે બોલ "માં લખે છે: " કવિઓનાં હૈયાના ફુવારામાં બ્રહ્માંડની રસધારાના ધોધ નિરંતર વહેતા રહે છે. એ ધોધના ધ્વનિમાં એ ફુવારો પણ રસપ્રફુલ્લ ઉડતો જાય છે. એ ફુવારાનાં રસબિન્દુ એટલે બ્રહ્મના સંદેશા. પ્રત્યેક સાચો કવિ એ બ્રહ્મનો સંદેશવાહક છે. " કલિકા "માં ચિતરેલાં પ્રેમવિકાસ અને પ્રેમવિકાસનાં અવનવાં ચિત્રોમાં રહેલી પ્રેમની અમરભાવના વિષે તેની "પિછાન"માં એક તત્ત્વજ્ઞ તરીકે એ લખે છેઃ

" અમરપ્રેમના લ્હાવા પણ અધર છે. પ્રભુનો વિરાટપ્રેમ જેમ અણુમાં ઉતરે છે તેમ અણુની કીકીમાં પણ પ્રભુનું આખું જગત સમાઇ જાય છે. " પ્રેમમાં સમાય તેજ પ્રભુમાં સમાય " એ બધાં તત્ત્વજ્ઞાનનું દોહન છે, અને એવા પ્રેમની આ દુનિયામાં ઝાંખી કરાવવાજ પ્રભુની આશીષો સદા રહો વરસંત" તેમાંજ આગળ જતાં એ લખે છેઃ

" પ્રભુના જેટલોજ પ્રેમ પણ અનંત છે, કારણ કે પ્રભુ પોતેજ પ્રેમ છે."

સામાન્ય મનુષ્યને આ સિદ્ધાન્ત સમજવો બહુ અઘરો લાગે છે. માટે એ સિદ્ધાન્ત યથામતિ સમજાવવાનો પ્રયત્ન કરૂં તો તે અસ્થાને નહીં ગણાય. મનુષ્યને જ્યારથી સમજ આવે છે ત્યારથી તે "હું" અને " આ " એટલે કે તે પોતે એક સચેતન વ્યક્તિ અને વિશ્વ એ વચ્ચે ભેદ દેખતો થાય છે અને તે ખરો છે. એમ માનીનેજ વ્યવહાર ચલાવે છે જ્યારથી મનુષ્યને કોઇપણ ધર્મનાં તત્ત્વોનો બોધ થાય છે ત્યારથી તેના હૃદયમાં એક ત્રીજી વસ્તુની કલ્પના આવે છે અગર તે જો પોતે વિચાર કરનાર હોય તો જગતની વિચિત્ર રચના જોઇને મનમાં કલ્પના કરે છે કે તેનો કોઇ ઉત્પાદક, પાલક અને સંહારક હોવો જોઇએ. તેને તે ઇશ્વર, અલ્લા, ખુદા, ગૉડ એવું એકાદ નામ આપે છે અને તે જોકે અદૃશ્ય છે તોપણ " છે " એવી માન્યતા ઉપર તે પોતાના આચારવિચારનું બંધારણ બાંધે છે. આ સ્થિતિ અનાદિકાળથી ચાલી આવે છે. ઇશ્વરના અસ્તિત્વનું ભાન કેટલાક અધમ સંસ્કારી જીવોને માત્ર ઉત્તરાવસ્થામાંજ થાય છે, અને કેટલાક પશુવત્ જીવન ગાળનારા સંસ્કારહીન પ્રાણીઓને તો ઠેઠ મરતાં સુધી પણ થતું નથી, કારણકે યોગક્ષેમ જે સામાન્ય મનુષ્યની ચિંતાનો વિષય છે તે ઇશ્વરના અસ્તિત્વ વિષેની માન્યતા ન હોય તોપણ સાધી શકાય છે એવી આવી આ વિશ્વની અનાદિકાળથી રચના છે. અલબત એવા અનીશ્વર વાદીઓને પણ કેટલાક

નીતિ નિયમો તો પાળવાજ પડે છે, પણ તે પોતાના યોગક્ષેમને સાધવા માટે અને તેને માટેજ ફરી સમાજબંધારણ ટકી રહે તે માટે, એટલે કે માત્ર વ્યાવહારિક દૃષ્ટિએ તે પાળવાની જરૂર છે અને કેટલીક છૂટ લેવામાં કાયદો આડો આવે છે માટે, તેને નિયમ પાળવાની ફરજ પડે છે. જેના હૃદયમાં ઇશ્વરના અસ્તિત્વની ભાવના જાગૃત થઈ હોય છે તેમાંના ઘણાખરા, લગભગ સોએ નેવું ટકા, પોતાના યોગક્ષેમની ચાવી પ્રભુના હાથમાં છે, અગર આ પાર્થિવ શરીર છુટયા પછી એક દિવસ પ્રભુના ન્યાયાસન આગળ આ જીવનમાં કરેલાં સુકૃત દુષ્કૃત કર્મો વિષે ન્યાય મેળવવા ખડા થવાનું છે, અગર આ જીવનમાં જે કર્મો કરેલાં હોય તેનું ફળ હવે પછીના જન્મમાં ભોગવવું પડે છે, અને તેથી તે જન્મમાં યોગક્ષેમમાં અડચણ આવે તેથી નિયમિત જીવન ગાળવા પ્રયત્ન કરે છે. ટુંકમાં, ધાર્મિક કહેવાતા મનુષ્યનું વર્તન પણ સુખેચ્છા અને ઇશ્વિરના ભયથી નિર્માયલું હોય છે. હિન્દના પ્રાચીન સાહિત્યમાં તેમને માર્ગદર્શક વેદની સંહિતાઓ અને બ્રાહ્મણોના ઉપાસનાભાગો તથા ધર્મશાસ્ત્રો છે.

આથી ઉલટું જે થોડાં ઘણાં સંસ્કારી મનુષ્યો હોય છે તે ઇશ્વરના અસ્તિત્વમાં માને છે અને પોતાના આત્માની ઉન્નતિ માટે. તેમના હૃદયમાં પ્રભુ માટે નિસ્વાર્થ પ્રેમ હોય છે અને તેનુંજ તે હરહમેશ રટણ કર્યા કરે છે. હિન્દના પ્રાચીન સાહિત્યમાં તેમને માર્ગદર્શક બ્રાહ્મણો અને આરણ્યકોમાંના છેવટના ભાગોને ઉપનિષદ કહેવાય છે તે તથા તેને આધારે રચાયલાં બ્રહ્મસૂત્ર, ભાષ્યો, ટીકાઓ અને અન્ય સ્વતંત્ર ગ્રન્થો જેમાં હું ભાગવત પુરાણનો સમાવેશ કરૂં છું તે છે.

આપણા કવિનો ઉપર જણાવેલો સિદ્ધાન્ત તે ગ્રન્થોમાંથી જડી આવે છે. તે સિદ્ધાન્ત આ છે કે " આ જે સઘળું આપણે અનુભવીએ છીએ તે બ્રહ્મજ છે; તેમાંથી તે ઉદ્ભવ્યું છે; તેમાંજ તે રહેલું છે અને તેમાંજ તેનો લય થવાનો છે; તેમાંજ ધ્યાન શાન્ત ચિત્તે કરવું ( सर्वं खल्विदं ब्रह्म तज्जलानिति शान्त उपासीत ( छां. उ. ३–१४–१. ) પણ એ બ્રહ્મ શું છે અને તેને ઓળખવો કેવી રીતે એતો એક મોટો કોયડો છે, અને તેને ઓળખાવવાનોજ ઉપનિષદોનો હેતુ છે. વેદાન્તશાસ્ત્રનો એક સિદ્ધાન્ત છે કે શબ્દ પ્રમાણ જે વસ્તુ મનુષ્યથી સ્વબુદ્ધિએ ન જાણી શકાય તેને માટેજ ઉપયોગી છે અને બ્રહ્મ તેજ એક એવી વસ્તુ છે કે જેની પાસે જતાં વાણી પાછી ફરે છે અને જેને મન પહોંચી શકતું નથી. ત્યારે તેને જાણવો શી રીતે? તેનો એકજ ઇલાજ છે અને તે એ કે તેનું દર્શન કરવું, શાસ્ત્ર અટપટી રીતે તેનો ખ્યાલ આપે છે તેનું અધ્યયન કરવું, તેનું મનન કરવું અને તેનુંજ રટણ કર્યાં કરવું એટલે તેનું શાન્ત ચિત્તે ધ્યાન કરવું ( आत्मा वा अरे द्रष्टव्यः श्रोतव्यो मन्तव्यो निदिध्यासितव्यः ( बृ. आ. उ. ४–५–६ ). હવે એનું દર્શન થાય શી રીતે એ પાછો સવાલ રહ્યો. તેનો ઉત્તર પણ શ્રુતિજ આપે છે કે તે સૃષ્ટિ રચીને આઘો જઇને બેઠો નથી, પરંતુ તેમાં તેણે પ્રવેશ કર્યો છે; એટલે કે તે સજીવ નિર્જીવ સર્વ વસ્તુ માત્રમાં છે, ( तत्सृष्ट्वा तदेवानुप्राविशत् । तै. उ. २–६–१., स एतमेव सीमानं विदार्यैतयाद्वारा प्रापद्यत । ऐ. उ. २–४–१२. ) તે છે કયા સ્વરૂપમાં છે તેનો ઉત્તર પણ એક શ્રુતિજ આપે છે. તે કહે છે તે સત્ય, જ્ઞાન અને અનન્ત અથવા સત્, ચિત્ અને આનન્દ અથવા અસ્તિ, ભાતિ અને પ્રિય એ રૂપમાં સર્વત્ર રહેલો છે ( सत्यं ज्ञानमनन्तं ब्रह्म । तै. उ. २–१ ) 'અનન્ત' શબ્દ અહીં અનન્તતા નિત્યત્વ, મોક્ષ, પરમ સુખ એ અર્થમાં વપરાયલો છે તેથી તે અને 'આનન્દ' એ પર્યાય શબ્દો છે. વળી આમાં 'સત્ય' 'જ્ઞાન' અને 'આનન્દ' એ શબ્દો ભિન્ન ભિન્ન વસ્તુસૂચક નથી પરંતુ એક એકના પર્યાય શબ્દો હોઈ અનેક વસ્તુના ત્રણ ગુણોની સૂચના કરે છે. તે ગુણો, સત્યત્વ એટલે ત્રિકાલાબાધિતત્વ અગર નિત્યત્વ, જ્ઞાનત્વ એટલે જ્ઞાતા અને જ્ઞેયની અપેક્ષા રાખનારૂં તાર્કિક અગર બુદ્ધિગમ્ય જ્ઞાન નહીં પરંતુ જ્ઞપ્તિ અગર સ્વપ્રકાશરૂપ–જ્યોતિરૂપ જ્ઞાન અને આનન્દત્વ એટલે વિષયોપભોગજન્ય સાપેક્ષ અને ક્ષણિક મનોવૃત્તિ ઉપર અવલંબતું સુખ નહીં પરંતુ અખંડાકાર વૃત્તિજન્ય સ્વપ્રકાશ સ્વરૂપના અનુભવરૂપ આનન્દમયતા છે. એ સચ્ચિદાનંદ બ્રહ્મ જોડે સર્વત્ર છે છતાં જેમ આકાશ કોઇ વસ્તુથી મર્યાદિત થયાથી પોતાનો અલિપ્તતાનો ગુણ છોડતું નથી તેમ તે બ્રહ્મ કે જેને આકાશનો તે ગુણ આભારી છે તેના જેવું જ ઉપાધિથી અલિપ્ત રહે છે. પંચમહાભૂતનાં શરીરો અને તેના અવયવો એ છે તોજ પોત પોતાનું નિયત કાર્ય કર્યે જાય છે. પરંતુ એને કર્તાભોક્તાપણું નથી, કારણ કે એ તો એકલો, પડ્યો અને રૂપો તો ઘણાં એટલે એના પ્રકાશથી ભિન્ન ભિન્ન અંતઃકરણોમાં જળમાં જેમ ચન્દ્ર સૂર્યનાં જેવાં જે પ્રતિબિમ્બો પડે છે તેથી તેમાં સ્ફૂર્તિ આવે છે અને કર્મેન્દ્રિયોને પ્રેરણા મળે છે. વિશ્વમાંનાં પંચમહાભૂતો અને તેની

પેદાશો, સૂર્ય, ચંદ્ર, તારાઓ, પૃથ્વી, વાયુ, મેઘ વગેરેનું પણ તેમજ સમજવું. તેમાં આપણા જેવાં અન્તઃકરણો અને કર્મેન્દ્રિયો નથી પરંતુ પરમાત્માનાં પ્રતિબિમ્બિ પડે અને તેણેથી આવતી પ્રેરણાઓ ઝીલાય એવી કોઇ પણ કરામતતો હોવીજ જોઇએ કારણ કે જોતી બાહ્ય સ્વરૂપમાં જણાય છે તેવાં જડ હોય તો તે પોતાનાં કાર્ય નિયમિત રીતે કરે છે તેમ કરી શકે નહીં. એક ઉપનિષદ કહે છેઃ–तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति । ( મું. ઉ. ૨–૨–૧૦ ) વળી બીજું એક કહે છેઃ-एक एव हि भूतात्मा भूते भूते व्यवस्थितः । एकधा बहुधा चैव दृश्यते जलचन्द्रवत् ॥ ( ब्र. बिं. उ. १२ ). ત્રીજું એક કહે છેઃ–वायुर्यथैको भुवनं प्रविष्टो रूपं रूपं प्रतिरूपो बहिश्च । क. उ. २–५–१० ).

પણ કોઇ કહેશે કે આને અને કવિતાના રસને સમ્બન્ધ શો ? આ સૂક્ષ્મ જ્ઞાનનું અહીં શું કામ હતું ? જવાબ એ છે કે સાહિત્યદર્પણકારના અભિપ્રાય પ્રમાણે કાવ્ય એ બીજું કાંઇજ નહીં પરંતુ રસાત્મક વાક્ય છે ( वाक्यं रसात्मकं काव्यम् । सा. द. १ ) એટલે કે રસ કાવ્યનો આત્મા છે અને એક ઉપનિષદ પ્રમાણે પરમાત્મા રસરૂપજ છે. (रसो वै सः । रसं ह्येवायं लब्ध्वानन्दी भवति । तै. उ. २–७)–એ કહેવાનો ભાવાર્થ શું છે તે અગ્નિપુરાણના બે શ્લોકોથી સમજાય છે. તે આ છેઃ...अक्षरं ब्रह्म परमं सनातनमजं विभुम् । वेदान्तेषु वदन्त्येकं चैतन्यं ज्योतिरीश्वरम् ॥ आनन्दः सहजस्तस्य व्यज्यते स कदाचन । व्यक्तिः सा तस्य चैतन्य चमत्काररसाह्वया ॥ ભક્તિરસાયણકાર પણ કહે છેઃ–स्थायिभावगिरातोऽसौ वस्त्वाकारोऽभिधीयते । व्यक्तश्च रसतामेति परानन्दतया पुनः ॥ (भ र. १–९). અહીં 'સ્થાયિભાવ' એટલે આલમ્બન વિભાવ યાને ઇચ્છિત વસ્તુની દ્રુતચિત્તમાં ખડી થયેલી મૂર્તિ તેજ જ્યારે વ્યક્ત થાય છે ત્યારે રસતાને પામે છે. તેજ ગ્રન્થકાર વળી કહે છેઃ–भगवान्परमानन्दस्वरूपः स्वयमेव हि । मनोगतस्तदाकाररसतामेति पुष्कलम् (भ. र. १–१०). જ્યાં આલમ્બનવિભાવ કોઇ સ્ત્રી હોય ત્યાંપણ રસનિષ્પત્તિનું કારણ તેજ રસરૂપ આનન્દસાગર પરમાત્માજ છે. એ અભિપ્રાયથીજ મજકુર ગ્રન્થકાર કહે છેઃ–कान्तादि विषयेऽप्यस्ति कारणं सुख चिद्घनम् । कार्याकारतया भेदेऽप्यावृतं मायया स्वतः ॥ (भ. र. १–११.) અહીં 'સુખચિદઘનમ્' એટલે આનન્દરૂપ ચૈતન્ય–પરમાત્મા આનું કારણ શું હશે તેનો ઉત્તર એક શ્રુતિ આપે છે કેઃ–आनन्दाद् ह्येव खल्विमानि भूतानि जातानि, आनन्देन जातानि जीवन्ति, आनन्दं प्रयन्त्यभिसंविशन्ति ॥ ( तै. उ. ३. ६. )

જો આમ છે તો પછી કોઇ એમ કહેશે કે ત્યારે એમજ કહોને કે 'કવિ–રસજ્ઞ એટલે તત્ત્વજ્ઞ." હું ઉત્તર આપું છું કે તે જો કે સોએ સો ટકા ખરૂં નથી તો પણ ઘણા અંશે ખરૂં જ છે. શ્વેતાશ્વતરોપનિષત્ અને ભાગવત-પુરાણમાં એ શબ્દ એજ અર્થમાં વાપરેલો જોવામાં આવે છે. [ स्वभावमेके कवयो वदन्ति कालं तथान्ये परिमुह्यमानाः ( श्वे. उ. ६ १. ) अतो वै कवयो नित्यं भक्तिं परमया मुदा । वासुदेवे भगवति कुर्वन्त्यात्मप्रसादिनीम् ॥ ( भा. पु. १–२–२२. ) एवं जन्मानि कर्माणि ह्यकर्तुरजनस्य च । वर्णयन्ति स्म कवयो वेदगुह्यानि हृत्पतेः । ( तदेव. १–३–३५ ) ][1]

ઇશોપનિષત્‌માં તો વળી એ શબ્દ શુદ્ધ આત્માને માટે વાપર્યો છે. ( स पर्यगाच्छुक्रमकायमव्रणमस्नाविरं शुद्धमपापविद्धम् । कविर्मनीषी परिभूः स्वयंभूर्याथातथ्यतोऽर्थान्व्यदधाच्छाश्वतीभ्यः समाभ्यः ॥ ( ई. ८ ) શ્રીશંકરાચાર્ય અહીં 'કવિ' શબ્દનો અર્થ 'ક્રાન્તદર્શિન્' અગર સર્વદૃક્' એવો કરે છે, ( જુઓ. आनन्दाश्रम संस्कृत सिरीझ नं. ५ पृ. ११. ) પણ તે અર્થ બાજુએ મૂકીએ તોપણ એટલું તો ચોકકસ છે કે પુરાતન કાળમાં 'કવિ ' શબ્દ ' તત્ત્વજ્ઞ'ના અર્થમાં વપરાતો હતો, આપણા 'કવિ' પણ કહે છે કે "પ્રત્યેક સાચો 'કવિ' એ બ્રહ્મનો સંદેશવાહક છે" ( સંદેશિકા–બે બોલ પા. ૨ ) અને જો પ્રાકૃત કવિનું પણ એવું છે કે જ્યાં લગી કોઇપણ માણસ મનુષ્યહૃદયના અન્તરના ભાવ અગર સૃષ્ટિમાં રહેલું સૌન્દર્ય, જે પરત્માનો આવિર્ભાવ છે, તેને ન વર્ણવી શકે ત્યાં લગીતો ભલે તે પોતાને 'કવિ' કહેવડાવીને છાતી ફુલાવે ને ફરે, પરંતુ શિષ્ટજનો તેની કવિઓમાં ગણના કરે નહીં જ, તો પછી 'આદર્શ કવિ' 'તત્ત્વજ્ઞ' હોય તેમાં નવાઇજ શી !

પરંતુ ઉપર કહ્યું તેમ 'કવિ' ને માત્ર 'તત્ત્વજ્ઞાની' થયે પાલવે એમ નથી; માત્ર બુદ્ધિવિલાસરૂપીજ્ઞાન તેને માટે બસ નથી. તેણે તો તત્ત્વની–સનાતન સત્યની–'પરમાત્માની સાથેનાં ઐક્યનો અનુભવ કરવા માટે યોગ પણ સાધવો પડે છે. જયાંલગી વિરાટ પુરૂષના હૃદય સાથે તેનું હૃદય એકતાર ન બને ત્યાં લગી તેને વિશ્વાનન્દનો અનુભવ

---

[1] શ્રીમદ્ભાગવત આ શબ્દ એજ અર્થમાં બીજે પણ એક ઠેકાણે જોવામાં આવ્યો છે. જુઓ ભા. પુ. ૧–૪–૨૧ જૈમિની પૂર્વમીમાંસાદર્શનના રચનારને ' કવિ '' કહ્યા છે અને ૧–૫–૨૨ જેમાં ભગવદ્ભક્તો અગર જ્ઞાનીઓને ' કવિ ' કહ્યા છે.

થાય નહીં અને તે ન થાય ત્યાં લગી તેના વિચારમાં વિશાલતા અને તેની વાણીમાં માધુર્ય આવે નહીં. અને તે ન હોય તો તેની કૃતિથી બીજાને આનંદ શેનો થાય! પછી ભલે તે શાસ્ત્રીય અભ્યાસને લીધે 'કવિતા' કરી શકતો હોય.

વળી અભ્યાસ પણુ કાંઈ બીન જરૂરીતો નથી જ. કાલિદાસ, ભવભૂતિ, બાણુ, દંડી, માઘ, શેકસપીયર, વર્ડ્ઝવર્થ, શેલી, કીટસ વગેરે 'સારાકવિ' ગણાઇ ગયા તેમણે પણુ પૂર્વગામી કવિઓની કૃતિઓનો અભ્યાસતો કીધેલો હોવોજ જોઇએ એમ સ્પષ્ટ જણાય છે. આપણા 'કવિ પણુ 'કલિકા'ના 'પિછાન'માં એ કૃતિમાં બીજા કવિઓનાં ગાનોની છાયા આવેલી છે તે વિષે લખે છે (પા. ૧૦) "કલિકા"ના નાયકના શબ્દોમાં કહું તો:

"અગણિત સૂર્યો અને નક્ષત્રોનાં વિશ્વ વિષે, મહાધૂમકેતુ શો હું ઘુમી વળ્યો આજ;
ઠામ ઠામ થકી જ્યોતિ ભરી ભરી લાવ્યો ગોતી ભર્યું છે અખુટ મારૂં પાત્ર તારે કાજ"

"આ કાવ્યમાં ઈંગ્લાંડ, અમેરિકા, યુરોપ, હિન્દ આદિ દેશોની અનેક ભાષામાંનાં કાવ્યોનાં અનુસરણુ, અનુકૃતિ કે અનુવાદ રસિક વાંચકને બહુ ઠેકાણે જડી આવશે. એ સર્વે યોગ્ય સ્થળે ને યોગ્ય કાળે આ કાવ્યની રચનામાં જેમ જેમ સ્ફૂરતાં ગયાં તેમ તેમ કશા સંકોચ વગર તેઓને સ્થાન આપ્યું છે." ૧

આનું કારણુ એ છે કે ઉત્તમ કવિ પણુ ગમે તેટલાં વિશાળ હૃદયવાળો પણુ અવચ્છિન્ન આત્મા તો ખરોજ, એટલે તેના હૃદયમાં ગમે તેટલી કલ્પનાઓ આવતી હોય, ગમે તેટલા રસધોધ વહેતા હોય તો પણુ તેને વૈખરીવાણીમાં શબ્દ સ્વરૂપ આપવા માટે પૂર્વગામી કિંવા સમકાલીનોના અનુભવનો આશરો લેવો જ પડે.[૨] તેવી જ રીતે તેને રસશાસ્ત્ર અને પિંગળશાસ્ત્રનું જ્ઞાન પણુ આવશ્યક છે, કારણુ કે રસાત્માની અભિવ્યક્તિ દોષહીન, મનોહર શબ્દ રચનાથી જ થઇ શકે છે. "રસાત્મક વાક્યજ કાવ્ય છે," અને વાક્ય એ વિશિષ્ટ ગુણોવાળા શબ્દોનો સમૂહ છે. (वाक्यंस्यायोग्यताकाङ्क्षासत्ति युक्तः पदोच्चयः। सा. द. ६.) જગન્નાથ પંડિતના અભિપ્રાય પ્રમાણે એક શબ્દ પણુ કાવ્ય હોઈ શકે. (रमणीयार्थप्रतिपादकः शब्द काव्यम्। रसगङ्गाधरः) પરંતુ તે શબ્દ સુંદર–મનોહર અર્થનો, પ્રતિપાદક હોવો જોઇએ કારણુ કાવ્યમાં ધ્વની–રમણીયાર્થીત્વ પ્રતિપાદક બુદ્ધિપૂર્વક શબ્દોનો ઉપયોગ કરવાથીજ લાવી શકાય છે, અને અર્થાતજ કવિને ઉપર કહેલાં બન્ને શાસ્ત્રોના જ્ઞાનની આવશ્યકતા છેજ.

વળી એક શબ્દ અગર વાક્ય શાસ્ત્રદૃષ્ટિએ ભલે કાવ્ય કહેવાય, પરંતુ તે શબ્દનો વ્યવહારોપયોગી અર્થ તો એથી વિશાળ છે એટલેકે જ્યારે આપણે રઘુવંશ, કિરાતાર્જુનીય, નૈષધ, મેઘદૂત વગેરેને 'કાવ્ય કહીએ છીએ ત્યારે આપણો ભાવાર્થ તે અમુક એક શબ્દ અથવા વાક્ય છે એમ કહેવાનો હોતો નથી, પરંતુ અમુક વિચાર–સંસ્કૃતનાથી સંકળાયલાં વાક્યોનો સમૂહ છે એમ કહેવાનો આશય હોય છે. 'મુક્તકો' એટલેકે છુટા છુટા પૂર્ણુ અર્થવાળા શ્લોકો અગર કડવાંઓની પણુ જ્યારે અમુક સંખ્યા એકત્રિત કરીને તેને કાવ્યનું નામ આપવામાં આવે ત્યારે વાંચકનો એમ માનવાનો હક છે કે તેમાં એકંદરપણે અને તેના વિભાગો પણુ એકંદરપણે અમુક વિચારમાલાથી પરસ્પર સંબંધ છે. જ્યારે તેમ હોય ત્યારે જ રસની જમાવટ થઈ શકે છે. તેની એક સરખી ધારા વહે છે. છુટા છવાયા રસના ટુચકાથી જે કાર્ય શક્ય નથી. તેથી "'કવિ' ને એ પણુ જરૂરનું છે કે તે ઉંડો વિચાર કરનાર હોવો જોઇએ."

ત્યારે આ પ્રમાણે કવિ, તત્ત્વજ્ઞ, સહૃદય, વિદ્વાન અને વિચારશીલ હોવો જોઇએ. પણ એ કવિતાઓ રચે કેવી! શું તત્ત્વજ્ઞ એટલે શુદ્ધ જ્ઞાન કે ભક્તિ જ તેનો વિષય હોય કે બીજા હોઈ શકે! આ બાબતમાં ભક્તિ રસાયનકાર લખે છે કે ભક્તિયોગ શુદ્ધ અથવા નવ રસથી મિશ્રિત પુરુષાર્થ કહેવાય છે, (नवरसमिलितं वा केवलं वा पुनर्थं परममिह-मुकुन्दे भक्तियोगं वदन्ति। भ. र. १-१) જો ભક્તિ પર ગ્રંથોમાં નવ રસને ભેળવવાની છૂટ, જો કે તેમ કરવાનું આવશ્યક નહિ, તો પછી વિનોદને માટે રચેલાં કાવ્યોમાં તો તેવી છૂટ હોય તેમાં તો નવાઇ જ શી! જે કવિ રસહીન

૧. 'દર્શનિકા' પણુ ઘણા બ્હોળા અને ઉંડા અભ્યાસ અને વિચારનું ફળ છે

૧. કવિવર ટાગોર પણુ પૂર્વના અને પાશ્ચાત્ય, પૂર્વગામી અને સમકાલી કવિઓની કૃતિઓ જેમાં હું ઉપનિષદોનો સમાવેશ કરૂં છું તેનું અવલોકન કરતાજ હોવા જોઇએ એમ એમનાં પુસ્તકો ઉપરથી લાગે છે.

ભક્તિનાં પદો લખતો હોય તેને તો આપણા સાક્ષરો પૈકી કંઈક તો 'ભગતડો' કહીને સાંભળવા કે વાંચવાની પણ ના પાડે. વળી તેમની વાત તો બાજુએ રહી પરંતુ સામાન્ય જનસમૂહ પણ ભક્તિભાવવાળો હોય છતાં પણ નવ રસમિલિત ભક્તિ કાવ્ય જ ઉમંગથી વાંચે એ સાહજીક છે, કારણ કે મનુષ્યનાં મનનો સ્વભાવ જ ઇન્દ્રિયોના અર્થ તરફ વળી વળીને દોડવાનો છે. આથી જ ભાગવત પુરાણ જેવાં ભક્તિરસપ્રધાન કાવ્યોમાં પણ ક્વચિત્ શૃંગાર, ક્વચિત વીર, ક્વચિત્ અદ્ભુત, ક્વચિત્ ભયાનક, ક્વચિત્–રૌદ્ર એવી રીતે બીજા રસોનું મિશ્રણ કરીને ભક્તિરસ જમાવવામાં આવેલો જોવામાં આવે છે.

ઉપર જે 'નવરસ' કહ્યા તે શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અદ્ભુત અને શાન્ત અગર ભક્તિરસ છે. ભરતમુનિના નાટયશાસ્ત્રમાં પહેલા આઠ રસોજ સ્વીકારેલા છે, પરંતુ નવમો રસ પાછળથી ભક્તિ-રસના રસીઆઓએ ઉમેરેલો છે. શ્રીમદ્ભાગવતનો કર્તા ભાવુક રસિકોને તે ભાગવતરસ પીવાને આમંત્રે છે. ( ભા. પુ. ૧.૧.૩. ) વળી તેજ કર્તા કહે છે કે ભગવાનના અવતારની કથા રસજ્ઞોને પદેપદે મીઠી મીઠી લાગે છે. ( તદેવ. ૧૯ ) આ દાવો કેટલાક રસકોવિદો કબુલ રાખતા નથી અને કહે છે કે "ભગવદ્ભક્તિને રસ–શાસ્ત્ર સાથે સંબંધ હોય નહીં." તે મતનું ખંડન "ભક્તિ–રસાયન" ના બીજા ઉલ્લાસના અંતિમ ભાગની ચાર, ૭૫ થી ૭૮ મી કારિકાઓમાં છે. અને મમ્મભટ્ટ જેવા રસશાસ્ત્રીએ निर्वेदस्थायि भावोऽस्ति शान्तोऽपि नवमोरसः। का. प्र. ४ ) એમ કહીને તે દાવો કબુલ રાખ્યો છે.

હવે ભરતમુનિના સૂત્ર પ્રમાણે વિભાવ અનુભાવ અને વ્યભિચારી ભાવથી રસનિષ્પત્તિ થાય છે. ( विभावानुभावव्यभिचारिसंयोगाद्रसनिष्पत्तिः । ) તે સૂત્ર ભક્તિરસજ્ઞો પણ માન્ય રાખે છે. 'વિભાવ,' બે પ્રકારના હોય છે. આલમ્બન અને ઉદ્દીપન. 'આલમ્બન વિભાવ' એટલે, ભક્તિરસની બાબતમાં, ભગવાન વિષ્ણુ અગર સગુણબ્રહ્મ. 'ઉદ્દીપન વિભાવ' એટલે ભક્તિનાં પોષક સાધનો, 'અનુભાવ' એટલે અંગ–વિક્રિયા. હસવું, ગાવું, નાચવું વગેરે. 'વ્યભિચારી ભાવ' એટલે વૈરાગ્યાદિને ભક્તિનાં આવશ્યક અંગો છે. આ રસનો સ્થાયિ ભાવ નિર્વેદ એટલે વૈરાગ્ય છે એમ મમ્મટભટ્ટ કહે છે, એમ ઉપર લખેલી એની કારિકા ઉપરથી જણાય છે, પરંતુ ભક્તિરસાયનના કર્તાના અભિપ્રાય પ્રમાણે તે આલમ્બન વિભાવની હૃદયમાં ખડી થયેલી મૂર્તિરૂપ જેને ભક્તિરસ કહેવામાં આવે છે તે છે અને નિર્વેદાદિ વ્યભિચારી ભાવ છે.

આ સાધનોથી જે રસનિષ્પત્તિ થાય છે તે શબ્દો દ્વારા થાય છે. તેથી કોઈક વખતે તે સ્પષ્ટ શબ્દોથી કોઈક વખતે લાક્ષણિક શબ્દોથી અને કોઈક વખતે સૂચક શબ્દોથી કહેલી હોય છે. આથી શબ્દોની અભિધા લક્ષણા અને વ્યંગ્યા એ ત્રણ વૃત્તિઓ મનાય છે. જે સ્પષ્ટ અથવા સહજ રીતે સમજાય નહીં પરંતુ જે સૂચિત હોય તેનું નામજ 'ધ્વનિ' ઉદાહરણાર્થ 'વિયોગ' ( પ્રકાશિકા પા. ૧૬૦ ).

વળી ભક્તિ બે પ્રકારની હોય છે એક સાધનરૂપ भज्यते सेव्यते भगवदाकारमन्तःकरणं क्रियतेऽनया એ વ્યુત્પત્તિથી અને બીજી ફળરૂપ भजनमन्तःकरणस्य भगवदाकारताख्यम्—એ વ્યુત્પત્તિથી પહેલી, કથાશ્રવણ વગેરેથી થાય છે, અને તેમાં પ્રયાસની જરૂર છે, બીજી સ્થાયિભાવ રસરૂપતાને પામ્યાથી અન્તઃકરણ ભગવદાકાર રૂપ બને અને તેથી વિશ્વપ્રેમ જાગે તેથી ઉદ્ભવે છે, અને તેથી તેમાં કાંઈ કરવાપણું નથી પણ તે અનાયાસે સ્ફુરે છે. હવે પ્રથમ ભક્તિનો હૃદયમાં સંચાર થવા માટે ચિત્ત જે સ્વાભાવિક રીતે કઠણ છે તે નરમ થવું જોઈએ, એ દ્રવીભાવ ઉત્પન્ન કરવાના અનેક ઉપયો નારદમુનિના મુખશ્રી શ્રીમદ્ભાગવતકારે વર્ણવ્યાં છે તેનો નિષ્કર્ષ નીચે પ્રમાણે છેઃ—

> प्रथमं महतां सेवा तद् दया पात्रतां ततः । श्रद्धाऽर्थ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥
> ततोरत्यङ्कुरोत्पत्तिः स्वरूपाधिगतिस्ततः । प्रेमवृद्धिः परानन्दे तस्याथ स्फुरणं ततः ॥
> भगवद्धर्मनिष्ठातः स्वस्मिंस्तद्गुणशालिता । प्रेम्णोऽथ परमाकाष्ठेत्युदिता भक्तिभूमिका ॥ भ. र. १.३२–३४ ॥

તે ઉપાયો મહાપુરૂષની સેવા, તદ્ દયાપાત્રતા, એટલે મહાપુરુષની દયાના પાત્ર બનવું તે, શ્રદ્ધા, અને હરિગુણ શ્રવણ છે. હરિગુણોના શ્રવણથી ચિત્તમાંથી અનેક જન્મનો સંચિતમળ ધોવાઈ જાય છે અને પરમાત્મા પ્રત્યેના

પ્રેમનું અંકુર ફુટે છે. એ પ્રેમ જ્યારે વૃદ્ધિગત થાય છે ત્યારે આત્માના શુદ્ધ સ્વરૂપનું જ્ઞાન થાય છે તેથી વિશ્વની મારફતે પરમાત્મા ઉપરનો પ્રેમ વધે છે અને તે પરમાનન્દના રૂપમાં પરિણામ પામે છે. એજ પરાભક્તિ અને એજ ઉપર ફલરૂપ ભક્તિ કહી છે તે. એ કારિકાઓ ઉપર ટીકા લખતાં ટીકાકાર લખે છે કે ભક્તિની બધી મળીને ૧૧ ભૂમિકા છે. તેમાંની પ્રથમ સાત, એટલે કે (૧) મહત્સેવા, (૨) દયાપાત્રતા, (૩) શ્રદ્ધા, (૪) હરિગુણ શ્રવણ (૫) રત્યંકુરોત્પત્તિ (૬) સ્વરૂપાધિગતિ, અને (૭) પ્રેમલક્ષણાભક્તિ, પ્રયત્નસાધ્ય છે અને બાકીની ૪ એટલે કે (૮) સાક્ષાત્કાર, (૯) ભગવદ્ધર્મનિષ્ઠા (૧૦) ભગવત્તુલ્ય ગુણાવિર્ભાવ અને (૧૧) પરમાનન્દ, એ સહજસાધ્ય છે.

આ જે છેલ્લી ત્રણ ભૂમિકા કહી તે વખતે એ ભગવદ્ભક્તની જે મનોવૃત્તિઓ હોય છે તે ઉપરથી ભાગવતોના ત્રણ પ્રકાર શ્રીમદ ભાગવતમાં જણાવ્યા છે. તેમાંનો પ્રથમ પ્રાકૃત કહેવાય છે. તેની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે.

खं वायुमग्निं सलिलं महींच ज्योतींषि सत्त्वानि दिशोद्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरं यत्किञ्च भूतं प्रणमेदनन्यः ॥ (भा. पु. ११–२)॥

આ સ્થિતિમાં પ્રપંચનું સત્યત્વ માનીને વ્યવહાર થાય છે. મધ્યમ ભાગવતની વ્યાખ્યા નીચે પ્રમાણે આપી છે:

तस्मादिदं जगदशेषमसत्स्वरूपं स्वप्नाभमस्तधिषणं पुरुदुःखदुःखम् ।
त्वय्येवनित्यसुखबोधतनावनन्ते मायात उद्यदपि यत्सदिवावभाति ॥ तदेव. १०–१४ ॥

આ સ્થિતિમાં જગત અસદ્રૂપ છે, સ્વપ્નવત્ મિથ્યા છે, અને સદ્રૂપ પરમાત્મા જે નિત્ય આનન્દ અને બોધસ્વરૂપ છે તેમાં માયાને લીધે તે ખરા તરીકે ભાસે છે એવી ભાવના હોય છે.

ઉત્તમ ભાગવતને જગત્ ખરૂં ભાસતું યે નથી તેમ ખોટું યે ભાસતું નથી, તે તો સર્વત્ર પરમાત્મા–પરમાનન્દનેજ જુએ છે. તે સ્થિતિનું વર્ણન નીચેના શ્લોકમાં છેઃ—

ध्यायतश्चरणाम्भोजं भावनिर्वृतचेतसा औत्कण्ठ्याश्रुकुलाक्षस्य हृद्यासीनो शनैर्हरिः ।
प्रेमातिभारनिर्भिन्नपुलकाङ्गोऽतिनिर्वृतः आनन्दसम्प्लवे लीनो नापश्यमुभयं मुने ॥ (तदेव १–६).

આ શિવાય ભક્તિશાસ્ત્રના સિદ્ધાંતમાં તો ઘણું સમજવાનું છે પરંતુ હાલના ઉપયોગ માટે આટલું વિવેચન બસ છે. હવે આ સિદ્ધાંતને નજરમાં રાખીને કવિ ખબરદારના ગ્રન્થોનું અવલોકન કરીએ તો એમ જણાય છે કે એણે કલમ હાથમાં ઝાલી ત્યારથીજ એ 'કવિ' શબ્દના પ્રાચીન અર્થમાં 'કવિ' છેજ. છેક ૧૯૦૮ માં પ્રસિદ્ધ થયલી એમની 'પ્રકાશિકા'માંજ 'મંગળ ગીત' (પા.[1]) 'દુરના સૂર' (પા. ૯) 'સાંજે દમણગંગામાં વિહાર' (પા.૧૭) 'નવરાજનાં વધામણાં' (પા. ૩૨) 'લગ્નનીભેટ' (પા. ૪૫) 'દિવ્યરથ' (પા. ૪૭) 'વ્હાલની વેણુ' (પા. ૫૩) 'નવાવર્ષનો ઉપહાર' (પા. ૬૨), 'ભક્ત સમાજની ભકિત' (પા. ૭૧), 'પ્રભાતની ઈશ્વિરસ્તુતિ' (પા. ૧૧૦) 'વિયોગ' (પા. ૧૬૦) 'આંસુડાં' (પા. ૧૭૦) અને 'નભગંગા' (પા. ૧૭૬) એ કાવ્યોમાંથી એમને પરમાત્મતત્ત્વની પિછાન થયલી હતી એમ સ્પષ્ટ અગર ગર્ભિત શબ્દોથી અભિધા અગર વ્યંજના વૃત્તિથી દેખાઈ આવે છે. 'સંદેશિકા'માંનાં કાવ્યો વાંચતાં લાગે છે કે એમણે એ તત્ત્વની મહત્તાનો સારો અનુભવ મેળવ્યો હતો. એમાંથી કેટલાં ચુંટી કાઢીને પ્રમાણ તરીકે ટાંકવાં એ એક મોટો સવાલજ થઈ પડે છે. કારણ લગભગ એક પુઠાથી બીજા પુઠા લગીમાં એ તત્ત્વના અનુભવથી છલકાતા એમના હૃત્સરોવરના મીઠા જળના કુપ્પેકુપ્પા ભરેલા છે. છતાં કેટલાક વિશિષ્ટ ઉદાહરણો ટાંકું તો એમને અન્યાય થયલો નહીં ગણાય. 'સંદેશ' (પા. ૧), 'રસપ્રભુતા' (પા. ૪), 'વસંતની શોધ' (પા. ૧૦), 'વસંતના ભણકા' (પા. ૧૬), 'મધુરી' (પા. ૧૮), 'વિકાસ' (પા. ૩૦) 'અક્ષરની ઉકેલણ (પા. ૩૨) 'ગૃહદ્વારનાં બેલડીઆં' (પા. ૪૧), 'સ્નેહીને' (પા. ૪૯), 'માનવહૃદય' (પા. ૧૨૩), હૈયાના ઘાવ (પા. ૧૨૯), 'દાન' (પા. ૧૩૪), પાંપણના પડદાથી (પા. ૧૩૬), 'માનવદુઃખ ને પ્રભુનો સ્નેહ' (પા. ૧૩૮), 'દુઃખની દેવી' (પા. ૧૪૧), 'બાળ શોભા' (પા. ૧૪૩), 'સંધ્યાકાળે સાગરકિનારે' (પા. ૧૪૫),

---

૧. વિસ્તારભય અને સમયસંકોચને લીધે અહીં પુસ્તક અને કાવ્યનાં નામ તથા તે કયા પાના ઉપર છપાયલાં છે તેજ અહીં જણાવ્યું છે. વિચિકિત્સકવાંચકને તે જોઈ લેવા વિનંતી છે.

'નાચ' (પા. ૧૫૦), 'નવભૂમિ' (પા. ૧૫૩), 'પ્રભુનાં ઘેલાં' (પા. ૧૫૫), જીવનસંધ્યા (પા. ૧૫૭) 'અગોચરધામ' (પા. ૧૬૩), 'વિશ્વનું યુદ્ધ' (પા. ૧૬૭), 'સ્વર્ગને બારણે' (પા. ૧૬૯), 'માટીનું મૂલ' (પા. ૧૭૮) અને 'માનવચિન્તા' (પા. ૧૮૪) એટલાં જ તેમાંનાં કાવ્યો એને જ્ઞાની કવિ તરીકે ઓળખાવવા માટે બસ છે. પરંતુ આ બે કાવ્યસંગ્રહો છે. તેમાં જુદા જુદા વિષયોઉપર લખેલાં જુદાં જુદાં કાવ્યો છે. 'પ્રકાશિકા' માંના 'હલદીઘાટનું યુદ્ધ' 'અટૂલી બાળા' અને 'દશરથ અને શ્રવણવધ' બાદ કરીએ તો બાકીનાં બધાંજ ૧૦૦ લીટીની અંદરનાં પ્રમાણનાં છે. તેમને એક બીજા સાથે બાહ્ય સમ્બન્ધ નથી. આન્તર સમ્બન્ધ છે તે એ કે જેવી રીતે આ વિશ્વની વસ્તુઓ પરમાત્મામાં મણકા જેમ એક સૂત્રમાં પરોવાયલા હોય છે તેમ પરોવાયલી છે તેવી રીતે એક રસાત્મારૂપી સૂત્રમાં પરોવયલા મણકા જેવાં તે છે.

'કલિકા' એ ખોટ પુરી પાડે છે. તેમાં છુટાં છુટાં ફુલોમાંથી મધુમક્ષિકાની માફક સંગ્રહેલો મધુરસ મધપુડાનું રૂપ લે છે. એમાંથી કવિના હૃદયમાં રસસરિતા વહેતી થઈ હોવાનું પ્રમાણ મળી આવે છે. માનવહૃદયની અનિયન્ત્રિત ગતિ અને વિશ્વની એકેએક વસ્તુમાં ભરેલા સૌન્દર્યનો અજબ યોગ સાધીને કવિશ્રી 'પ્રેમનો સર્વકોષ,' વાંચક માટે રજુ કરે છે. તેમાં આલમ્બન એમની 'પ્રિયા' એમના હૃદયમાંની ભાવનામય મૂર્તિ સિવાય બીજું કાંઈ નથી. એના 'પિછાન'માં એઓ પોતાને નાયકથી અલગ વ્યક્તિ તરીકે જણાવવા મથે છે–(જુઓ "પિછાન, પા. ૧૦), પરંતુ તેમાંનાં ૧૯, ૨૪, ૨૫, ૪૩, ૫૩, ૧૭૯, ૨૦૩, ૨૧૨ અને ૨૯૦ વગેરે મુક્તકોમાંથી જણાય છે કે એઓ તેનાથી અલગ રહી શકયા નથી. એની પ્રિયાની સાથે એઓ કલ્પનારૂપી હવાઈ વિમાનમા સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં વિહાર કરે છે. જ્યારે તે વિમાન નીચું પૃથ્વીની પાસે આવે છે ત્યારે તેનાં પાર્થિવ સ્વરૂપો સ્પષ્ટ દેખાય છે; જ્યારે તે મધ્યમાં–અન્તરીક્ષમાં ફરતાં હોય છે ત્યારે તે જણાય છે ખરાં, પરંતુ સૂક્ષ્મ શરીરવાળાં અને જ્યારે તે છેક ઉંચે ગગનમાં ઉડ્ડયન કરે છે તેમનાં કારણ દેહજ માત્ર દૃગ્ગોચર થાય છે એટલે કે એમાં ભાવો સ્થૂળ શરીરથી સૂક્ષ્મ શરીરથી અને કારણ શરીરથી વિલાસ કરવા માટેના જોવામાં આવે છે. આમ જ્યાં આત્માની વ્યક્તિરૂપ ભાવના હોય અને જ્યાં શૃંગારરસપ્રધાન હોય ત્યાં સ્પષ્ટ શબ્દોમાં પરમાત્માનું સ્મરણ અને દર્શન થોડું થાય એ સાહજિક છે. પરંતુ અહીંઆં છેક તેમ નથી. એમાંનાં ૫, ૧૨, ૨૯, ૭૮. ૮૭, ૯૦, ૧૮૦, ૧૮૨, ૧૮૫, ૨૦૯ મુક્તકોમાં તેનો ઉલ્લેખ સ્પષ્ટ છે. અને કેટલેક ઠેકાણે તો કવિએ એમાં પણ ઉંડું તત્ત્વજ્ઞાન ઘુસાડયું છે. ઉદાહરણાર્થે જુઓઃ ૨૦૨. ૨૦૫, ૨૦૯. ૨૧૦, ૨૧૧, ૨૭૪, ૨૯૦, એ મુક્તકો. બાકી ઉપરોક્ત कान्तादिविषये વગેરે કારિકા પ્રમાણે 'પ્રભુ એ રીતે જ પ્રેમ છે' અને તે સ્વરૂપે તો ૧ લી ૩૫૨ માં મુક્તકોમાંની દરેકમાંથી નટની પઠેમ તે જુદા જુદા વેશમાં દેખા દે છેજ. આવા રીતે સચરાચરવ્યાપિ રસપ્રભુનો મહિમા એજ એમનાં કાવ્યોનો પ્રધાન સૂર છે, બાહ્ય આલમ્બન ગમે તે હોય તો પણ સર્વત્ર પારમાર્થિક આલમ્બન તો એ પરમાત્માનું આનન્દસ્વરૂપ ૐ છે અને તેથી મુંડકોપનિષતમાં વિદ્વાનને માટે કહ્યું છે કે 'यथा नद्यःस्यन्दमानाः समुद्रेऽस्तं गच्छन्ति नामरूपे विहाय । तथा विद्वान्नामरूपाद्विमुक्तः सतं परं पुरुषमुपैति दिव्यम् ॥ અને ઇતર દેવના ભકતોને માટે શ્રીમદ્‌ભગવદ્ગીતામાં કહ્યું છે કેઃ–येऽप्यन्यदेवताभक्ता यजन्तेश्रद्धयान्विताजसे । पिमामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् । અને સુભાષિતમાં છે કે सर्वं देवनमस्कारः केशवं प्रतिगच्छति, તેમ બીજા રસની જમાવટ કરવામાં એ કવિ પણ પ્રભુપ્રત્યેની ભકિતના રસનીજ જમાવટ કરે છે એમ હું તો માનું છું અને એણેપોતે પણ એના પુસ્તકોમાંની પ્રસ્તાવનામાં તેમ કહ્યું પણ છે.

મધપૂડો બાઝયા પછી થોડે કાળે તે મધુરસથી એટલો ભારે થાય છે કે તેને પછી નીચોવીને રસ કાઢવોજ રહ્યો, કારણ કે તેમ ન કરો તો થોડે દહાડે એ ખાલી ખોખુંજ થઇને રહે. આપણા કવિશ્રીએ કર્યું છે પણ તેમજ. સામાન્ય મનુષ્યને માટે જ્ઞાનગોળી શુષ્ક અને સ્વાદહીન છે. તે અત્યાર લગી તેઓ ગુજરાતને શાકરનો પટ દઇને આપતા હતા. તેની મીઠાશથી છુટેલી અમી સાથે કોઈ વાચક સમજ્યા વગર કોઇ સમજીને પણ, ગળે ઉતારી દેતા. હવે એમને લાગ્યું હશે કે ગુજરાતનાં સ્ત્રીપુરુષો હવે તત્ત્વજ્ઞાનની ગોળી જેવી હશે તેવી પણ ગળે ઉતારી દેશે. તેથી 'દર્શનિકા'માં એમણે કોઈ પણ જાતના સંકોચ વગર તત્ત્વજ્ઞાનનું સ્પષ્ટ પ્રતિપાદન કર્યું છે. એમના પોતાના શબ્દમાં કહું તો 'ચૈતન્ય પ્રચ્છન્ન હતું તે હવે પ્રત્યક્ષ થયું.' એ પુસ્તકનું "નિવેદન" જોતાં એમ લાગે છે કે એમને એમ શંકા રહેતી હતી કે કદાચ તેમ કરવા જતા એમનું 'કથન' 'કવન' તરીકે રહે નહીં અને તેથી એમણે રસ અને

કલ્પના જેને એઓ કવિતાના આત્મારૂપ છે એમ માને છે તે કાયમ રહે એ બાબતની ખાસ કાળજી રાખી હોય એ સ્વાભાવિક છે. તેમાં એઓ કેટલે અંશે સફળ થયા છે તે તદ્દન જુદો વિષય છે. તેમજ એમાં રહેલા ઉંડા તત્ત્વજ્ઞાન વિષે પણ હું હાલ વિશેષ લખી શકતો નથી, કારણ કે એ પુસ્તક ઘણા થોડા વખતથી બહાર પડયું છે. તેનું કદ 'કલિકા 'ના કરતાં બમણું છે. તેની પ્રત મારા હાથમાં આ લેખનો ઉપરનો ભાગ લગભગ પૂરો લખાઇ ગયા પછી આવી છે અને સમય મર્યાદા બહુ થોડી છે. તેથી બહુ ઉંડા ન ઉતરતાં એટલુંજ હમણાં તો કહી શકું છું કે "ગુજરાતી ભાષામાં તત્ત્વજ્ઞાન વિષેનાં સ્વતંત્ર વિચાર કરીને લખેલાં ઘણાં થોડાં પુસ્તકોજ છે, તેમાં આ પુસ્તકથી એક મહત્ત્વનો ઉમેરો થયલો છે. અલબત, સત્ય તો અનાદિ જ છે. તેને શોધી કાઢવાના પ્રયત્ન પણ ઠેઠ ઋગ્વેદના ઋષિઓથી માંડીને તે આજના વિચારશીલ મનુષ્યોલગી દરેક જણે કર્યાજ કર્યો છે અને તેને પરિણામે તત્ત્વજ્ઞાનનું સાહિત્ય વધતુંજ ગયું છે. એકલી સંસ્કૃત ભાષામાંજ તે એટલા વિસ્તારને પામ્યું છે કે જો તે બધાનો કોઇ અભ્યાસ કરવાનો વિચાર કરે તો આખી જીંદગી પૂરી થાય તો પણ તે ખૂટે નહીં. અને વળી કાંઈ એમ નથી કે બધા પોતાના પૂર્વગામીઓ કહી ગયા તેનું તેજ કહ્યાં કરે છે. ઉપનિષદોનો ગ્રંથ લો, ભગવદ્ગીતા લો, બ્રહ્મસૂત્ર લો, શારીરક ભાષ્ય લો, સુરેશ્વર વાર્ત્તિક લો, પંચપાદિકા લો, સંક્ષેપ શારીરક લો, ભામતી લો, કલ્પતરૂ લો, પરિમલ લો, નૈષ્કર્મ્ય સિદ્ધિ લો, ઇષ્ટસિદ્ધિ લો, બ્રહ્મસિદ્ધિ લો, ખંડન ખંડખાદ્ય લો, વિવરણ લો, ચિત્સુખી લો, પંચદશી લો, અદ્વૈતસિદ્ધિ લો, વેદાન્ત પરિભાષા લો, કે યોગવાસિષ્ઠ લો, કોઈ પણ પ્રામાણિક ગણાતો ગ્રંથ લઇને તેનો ઉંડો અભ્યાસ કરતાં તમને જરૂર લાગશે કે તે ગ્રંથકારે સત્યના સંશોધનમાં કાંઇક નવીન ઉમેરો કર્યો છે. આનું કારણ એ છે કે વિચાર કરવાની વસ્તુ તો માત્ર બેજ છે એક જીવ, જગત અને ઈશ્વરનાં સ્વરૂપો અને બીજી તેમનો પરસ્પર સંબંધ, પરંતુ સત્ય–પારમાર્થિક સત્ય જે બુદ્ધિથી પર છે તેનું બુદ્ધિ યાને તર્કથી ગ્રહણ કરવા જતાં કાંઇને કાંઈ ન્યૂનતા લાગ્યા વગર રહેતી જ નથી. અને તેથી નવા નવા તર્ક વિતર્ક થયાં જ કરે છે. આજે એક તર્કનું સમાધાન અમુક તત્ત્વચિંતકે કીધું તે હૃદયમાં ઠસ્યું કે કાલે વળી વિચાર આવવાનો જ કે ઠીક પણ અમુક બાબતનું કેમ? એટલે વળી તેનું સમાધાન કરવાની ચિન્તામાં પડાય છે. તે થયું કે વળી થોડે વખતે એક બીજો તુકડો ઉઠયો જ સમજવો. એમ તર્ક પરંપરા ચાલ્યાં જ કરે છે. માટે એ બાબતમાં સારામાં સારો માર્ગ તો એ જ છે કે આપણા દેશની પરાપૂર્વની પદ્ધતિ પ્રમાણે વેદાન્ત યાને ઉપનિષદોનાં વાક્યો ઉપર શ્રદ્ધા રાખવી. તેના અર્થો અને સમન્વય વિષે જુદા જુદા આચાર્યોના મતભેદો છે તેમાંથી આપણી અભિરુચિ જે આપણા સંસ્કાર પ્રમાણે નિર્મિત થાય છે તે પ્રમાણે એકને પસંદ કરવા અને પછી તેના ગ્રંથોનું અધ્યયન કરવું; તેનું મનન કરતાં કેટલીક શંકાઓ તો આવવાની જ પરંતુ ઉપનિષદોના મૂળ સિદ્ધાન્તોને બાધ ન આવે તેવી રીતે તે સમાધાન આપોઆપ અગર કોઈ ગુરુની સહાયથી કર્યાં કરવું. તેમ જો ન કર્યું હોય તો અભ્યાસકની સુકાનવગરના વહાણ જેવી સ્થિતિ થાય. એક વાર આપણો નિશ્ચય થયો કે પછી ગમે તેવા અભિપ્રાય વાંચો અગર સાંભળો તેની કાંઈ માઠી અસર થવાનો સંભવ રહેતો નથી. આપણી શંકાના સમાધાન માટે આપણાં સિદ્ધાન્તને બાધ આવતાં કોઈ પાશ્ચાત્ય તત્ત્વવેત્તાના પુસ્તકમાંથી કે વિજ્ઞાનશાસ્ત્રનાં પુસ્તકોમાં પણ જરૂર પુરતું જ્ઞાન મેળવવામાં કોઈ જાતનો વાંધો નથી. બાકી તેમાં પ્રથમ ડુબકી મારવા જતાં તો ડુબી જવાનો જ એટલે કે અતો ભ્રષ્ટસ્તતોભ્રષ્ટઃ–થવાનોજ પ્રસંગ આવે કારણ કે પાશ્ચાત્ય તત્ત્વચિંતકોએ તત્ત્વજ્ઞાનની વ્યાવહારિક બાજુનો વિચાર કરેલો હોતો નથી અને તેના વિના તત્ત્વજ્ઞાન માત્ર બુદ્ધિનો વિલાસ બને છે. નિઃશ્રેયસના સાધનનો ઉપાય બનતું નથી. અને 'વિજ્ઞાન' તો હજી ઉછરતું બાળક જ કહેવાય, તેના હજી અમુક જ સિદ્ધાન્તો એવા છે કે જે ૩૦૦–૪૦૦ વર્ષ થયા છતાં પણ સર્વમાન્ય બન્યા હોય. ધર્મ અને તેની વચ્ચે ઝઘડો હજી એકસો વર્ષ ઉપર લગી ઘણો તીવ્ર હતો. માટે પરમાર્થિક સત્ય શું છે તે તેમાંથી શિખવાની આશા જ ખોટી. બાકી પરમાર્થને આનુષંગિક અમુક વ્યાવહારિક બાબતનું જ્ઞાન તેનાંથી મેળવવું તેમાં કોઈ જાતનો વાંધો નથી કારણ કે બુદ્ધિને પૌરાણિકોએ લાક્ષણિક ભાષામાં અનંત–શેષ નાગના નામથી વર્ણવી છે, તેવી છેડા વગરની છે અને તેથી એક મનુષ્યે ન જાણ્યું કે કહ્યું હોય તે બીજો જાણી કે કલ્પી શકે. આથી જ બાળકને પણ કેટલીક વખતે સુઝે છે તે આપણને નથી સુઝયું હોતું એ આપણા એ અનુભવની વાત છે. આપણા કવિશ્રીએ પણ ઘણે ભાગે આવાજ માર્ગને યોગ્ય ધારીને તેમાં પ્રગતિ કીધી હશે એમ એમનાં ઉપરોકત પુસ્તકો ઉપરથી અને તેની પ્રસ્તાવનાઓ ઉપરથી લાગે

છે અને વિશેષે કરીને ' દર્શનિકા ' ના ' નિવેદન ' માં ( પા. ૧ ) તો એમણે સ્પષ્ટપણે જ લખ્યું છે કે " મારી સોળ વર્ષની નાની ઉંમરમાંજ એક સંસ્કારી સિદ્ધ યોગીનો મને સંબંધ થયો હતો જેની કૃપાથી મનુષ્ય અને પ્રભુના મહાસંબંધના કેટલાક ગૂઢ પ્રશ્નો ભણી મારા હૃદયનું આકર્ષણ થયું હતું અને તેની જ કૃપાથી યોગસિદ્ધિના મર્મ પણ હું મેળવી શક્યો હતો. મારી છુટક કવિતામાં તત્ત્વદર્શનનાં એવાં અનેક સૂત્ર મૂળબીજ પડેલાં છે. એ બીજને મેં જીવનભર જગતના મહાન તત્ત્વદર્શીઓનાં પુસ્તકોનાં વાંચન અને મનનથી સતત સિંચન અને પોષણ આપ્યું છે અને આજે તે મારા હૃદયમાં સુંદર વૃક્ષ રૂપે ફાલ્યું અને ફળ્યું છે. "

આ પુસ્તકમાં હું જે કાંઇક ઉણપ દેખું છું તે વિષે સ્હેજ ઉલ્લેખ કરૂં તો ક્ષમ્ય ગણાશે. તે એ છે કે કવિશ્રીએ કાવ્યમાં જે સિદ્ધાન્તનું પ્રતિપાદન કીધું છે તેનું ' નિવેદન 'માં સંક્ષિપ્તપણે કથન કરવું જોઈતું હતું. ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કર્યો હોવાનો તેમાં ઉલ્લેખ છે ( પા. ૧૨ ) પરંતુ તે કેવી રીતે કરવામાં આવ્યો છે તેનો ખુલાસો નથી. તે કર્યો હોત તો કાવ્યમાંથી સિદ્ધાન્ત સમજવામાં મદદગાર થઇ પડત અને મારા જેવાને થોડા વખતમાં સમાલોચના કરવી હોય તો તે પણ બની શકે; આખું કાવ્ય ૫મા પાનાથી ૩૯૯ મા પાનાલગી વાંચીને અમુક વખતમાં કરવી એ શકય નથી. આથી કવિશ્રી ખબરદાર ' ભક્ત ' ખરા પણ ઉપરોકત ત્રણ પંક્તિના ભક્તો પૈકી કયી પંક્તિમાં એમને મૂકી શકાય તેનો નિર્ણય અહીં થઇ શકયો નથી. આની પહેલાંનાં પુસ્તકો ઉપરથી જે અભિપ્રાય બંધાય છે તે એ કે એઓનો સિદ્ધાન્ત રામાનુજાચાર્યના વિશિષ્ટાદ્વૈતને મળતો એટલે કે આ વિશ્વ ખરૂં છે અને પરમાત્માનું તે શરીર છે અને તેનાથી ઓતપ્રોત ભરેલું છે એવો હોવો જોઇએ. સત્તરમાં સૈકામાં 'અખો ભક્ત' થઇ ગયો ત્યાર પછી 'દયારામ' સિવાય બીજો કોઈ 'કવિતા' અને "તત્ત્વજ્ઞાન"નો બહોળા પ્રમાણમાં વિરલ યોગ સાધવામાં સફળ થયો નથી. મણિલાલ નભુભાઈ, કલાપી, ગોવર્ધનરામ, બાલાશંકર વગેરેએ તે દિશામાં યત્ન કરેલા ખરા, પરંતુ તે ત્રુટક છવાયા. ૬૦૦૦ નિર્દોષ લીટીઓનું ઝુલણાછંદમાં ૩।। મહિનામાં તત્ત્વજ્ઞાન ઉપર કાવ્ય લખી કાઢનાર આ કવિ ઉપર ખરેખર પરમાત્માનો અપૂર્વ અનુગ્રહ છે. અને ગુજરાતને આવા કવિ મળ્યા બદલ તેણે પોતાનું અહોભાગ્ય માનવું જોઇએ.

શ્રી. ખબરદાર, ' કવિ ' શબ્દના અર્વાચીન અર્થમાં કવિ છે એ બાબતની શંકા જ નથી. આ લેખ તે સાબીત કરવા માટે લખાયોજ નથી. ઉપર જે ' કવિ ' પદની યોગ્યતા વિષે લખવામાં આવ્યું છે તે માત્ર ગેરસમજુતી ન થાય તેટલા પુરતું જ, વળી તે સૂર્યના કોરી મોસમના પ્રકાશ જેવું એટલું ઉઘાડું છે કે તે બાબતમાં મતભેદ હોઇ પણ શકે નહીં. તેથી હવે માત્ર અભિનંદન વચન અને એક અભિલાષા વ્યકત કરીને આ લેખ સમાપ્ત કરૂં છું.

કવિશ્રીએ અત્યાર લગીમાં સ્વદેશભક્તિથી ઉભરાતાં અનેક નાનાં કાવ્યો જેવાં કે ' અમારો દેશ ' ' ભરતભૂમિનું જયગીત ' ' ભરત સમાજની ભક્તિ ' ' હિન્દનો વિજયડંકો ' ' દેશભક્તિની યાચના ' ' હલદીઘાટનું યુદ્ધ, ' ' હિંદના દાદાનું સ્વદેશાગમન ' અને ' ગુણવંતી ગુજરાત ' ' ( પ્રકાશિકા ' અનુક્રમે પા. ૬૩, ૬૭, ૭૧, ૭૨, ૭૪, ૭૬, ૮૧, ૧૮૦ ) 'મલબારીના સ્વર્ગસ્થ આત્માને' ' અમારી ગુજરાત ' "ટ્રાન્સવાલમાં ત્રાસ અને ગુર્જર વીરત્વ" ' પુરોહિતની રાજભકિત, ' વીરાંગના કર્મદેવી ' ' વીરબાળક બાદલ, ' ' મહાત્મા ગાંધીને ચરણે, ' ' ઓ ગુજરાત, ઓ ગુજરાત, ' ' ગુજરાતનો યજ્ઞકુંડ, ' ' દેવીનાં નવચેતન, ' ખાંડાનીધારે, ' ' દેવીનું ખપ્પર ' અને ' રણ હાક ' ( 'સંદેશિકા ' અનુક્રમે પા. ૫૨, ૭૦, ૭૨, ૭૭, ૮૩, ૮૮, ૯૩, ૧૦૧, ૧૦૮, ૧૧૧, ૧૧૪, ૧૧૮, અને ૧૨૦ ) વાત્સલ્યપ્રેમનાં કાવ્યો જેવાંકે ' હાલરડું, ' ' નવરાજનાં વધામણાં. ' ' બાળક ' ( ' પ્રકાશિકા ' અનુક્રમે પા. ૩૦, ૩૨ અને ) ' બાળસ્નેહ ' ' દુધડાં દોહતી, ' ' મહીઆરી ' ( સંદેશિકા ' અનુક્રમે પા. ૨૬, ૩૭ અને ૪૦ ) માનવહૃદયની વિશાળતા અને ઉંડાઇનું માપ દાખવતાં કાવ્યો જેવાકે ' માનવ હૃદય, ' ' હૈયાના ઘાવ ' ' બાળશોના ' ' સંધ્યાકાળે સાગરકિનારે ' ' નામ ' ' નવભૂમિ ' ' પ્રભુનાં ઘેલાં' ' જીવનસંધ્યા ' ' અગોચર ધામ ' ' વિશ્વનુંગુહ્ય ' ' સ્વર્ગને બારણે ' ' માટીનું

મૂળ' ('સંદેશિકા' અનુક્રમે પા. ૧૨૩ ૧૨૯, ૧૪૩, ૧૪૫, ૧૫૦, ૧૫૩, ૧૫૫, ૧૫૭, ૧૬૩, ૧૬૭ ૧૬૯, અને ૧૭૮) ભાષા પ્રેમનાં કાવ્યો જેવાંકે 'ગુર્જરીનો અશ્રુપ્રવાહ' (પ્રકાશિકા' પા. ૮૭) 'ઇબ્રિમ મક્કાનો હાજી,' 'કાન્તનું સ્વર્ગપ્રયાણ' (સંદેશિકા' અનુક્રમે પા. ૫૪ તથા ૫૬) અને વિશ્વસૌન્દર્યનું વર્ણન કરતાં કાવ્યો જેવાંકે 'દૂરનો સુર,' 'સાંજે દમણગંગામાં વિહાર,' 'પ્રભાતની ઇશ્વરસ્તુતિ,' 'સમુદ્રકિનારે,' 'નભગંગા' (પ્રકાશિકા' અનુક્રમે પા. ૯.૧૧, ૧૧૦, ૧૬૬, તથા ૧૭૬) 'રસપ્રભુતા' 'વસંતનીશોધ, 'વસંતના ભણકા,' 'અક્ષરની ઉકેલણુ' 'સંધ્યાકાળે સાગર કિનારે,' 'વિશ્વનું ગુહ્ય ('સંદેશિકા' અનુક્રમે પા. ૪, ૧૦, ૧૬, ૩૨, ૧૪૫, તથા ૧૬૭) શૃંગારરસથી તરબોળ થયલું 'કાલિકા' નામનું ખંડકાવ્ય, 'ભજનિકા' નામનો ભજનસંગ્રહ અને છેવટે જીવનને વિશ્વની ગુંચો ઉકેલવામાં મદદરૂપ 'દર્શનિકા' જેને ભક્તિયોગ જે જ્ઞાનયોગ કર્મયોગ અને અષ્ટાંગયોગ જેવો એક યોગજ છે તેનું દર્શન કહીએ તો ખોટું ન ગણાય એવું શાન્તરસપ્રધાન કાવ્ય એમ જુદી જુદી જાતનાં કાવ્યો અને કેટલાક નવા જ છંદોમાં પણ રચી ગુર્જરદેવીને ચરણે અર્પ્યાં છે અને તેમ કરીને છેલ્લાં ૩૦–૩૫ વર્ષમાં એમના અનહદ, સ્વદેશપ્રેમ, વાત્સલ્યપ્રેમ, મનુષ્યપ્રેમ, ભાષાપ્રેમ, વિશ્વપ્રેમ, અને પ્રભુપ્રેમનાં ભાગી ગુજરભુમિનાં નરનારી અને બાળકોને બનાવીને પોતાનાં ઋણી બનાવવા ભાગ્યશાળી થયા છે. તેથી એમના આ કનકોત્સવ વખતે શુદ્ધ અન્તઃકરણના અવાજથી એમને અભિનન્દન આપું છું અને હવે પછી 'રાષ્ટ્રિકા' જેવું સ્વદેશપ્રેમનું અને 'પ્રભાતગમન' જેવું સૃષ્ટિસૌન્દર્યનું વર્ણન કરનારૂં કાવ્ય 'યુગરાજ' જેવું મહાકાવ્ય અને 'અમરદેવી' જેવું નાટક ગુર્જર મૈયાને ચરણે ધરીને તેનાં બાળકોને વધુ ઋણી બનાવવાની એઓ અભિલાષા સેવે છે એમ 'દર્શનિકા' ના અગ્રપૃષ્ટ ઉપરની જાહેરાત ઉપરથી જણાય છે. તે સ્વનિર્મિત કાર્યો આત્મસંતોષપૂર્વક સાંગોપાંગ ઉતારવા માટે જે દયાળુ પરમાત્મા ઉપર એમને અનહદપ્રેમ અને શ્રદ્ધા છે તે એમને દીર્ઘાયુષ બક્ષે એવી પ્રાર્થના કરતો વિરમું છું. इति शिवम् ।

---

## જય, જય ખબરદાર !

### શ્રી. બરજોરજી ફરામજી ભરૂચા

કવિ, એ તો કલ્પનાની દેવી છે; રસની એ રાણી છે; ભાષાની સરિતા છે !

કવિ, એ તો જગતની આરસી છે; જીંદગીનો સાથી છે; આશાની આરતિ છે !

કવિ, એ તો આપણાં હૃદયનો વાંચક, પિછાણક, દર્શક અને દોરવનાર છે !

કવિ, એ તો વિમાનોના વિમાની છે, કે "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ" તેમ કવિ તો પોતાના વિચારના વિમાનમાં ઉડયોજ જાય છે ! ઉંચા આકાશમાં, વિશાળ જમીનોપર, પોળાં પોળાણોમાં તે ઉડાવતો, ઉચકતો, ડુબાડતો, ફેરવતોજ જાય છે !

મહાકવિ, તે છે, કે જે વેહેતી સુમધુર શૈલીમાં માનવીને પોતાના પરમેશ્વરનું, પોતાના આત્માનું, પોતાની શકિતનું અને સ્વપ્નનું ભાન કરાવે ! કુદરતની લીલાનું દર્શન કરાવે ! મહાકવિઓ પીયૂષ પીવાડે, મહાલેખકો સાથે મુલાકાત કરાવે, અને જાતિશુદ્ધિમાં, સત્યની શોધમાં, અને સમાજની સેવામાં તેનાં વાંચકને રોકલુ, રીઝાવેલુ, ઉચ્ચ કરતું રાખે—એ તે મહાકવિ.

કવિરાજ ખબરદાર :—એટલે "દર્શનિકા", "સંદેશિકા", "કાવ્યરસિકા", "વિલાસિકા" "પ્રકાશિકા" વગેરે મનમોહન કાવ્યોના મહાન કર્તા, ગરવી ગુજરાતના ગૌરવ અને ગિરનાર, હિમાલયનાં શિખરો ઉપરથી પ્રેમના, જ્ઞાનના, રસના, સુમધુર સંગીતના, શાસ્ત્રોના રસો અમૃત પેઠે રેડયે જનાર, મારા પુરાણા નિશાળના મિત્ર કવિરાજ ખબરદારને આજના શુભ પ્રસંગે હસ્ત જોડી પ્રણામ કરૂં છું—જય, ખબરદાર, જય !

---

## તત્ત્વદર્શી કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર: માત્ર ઝાંખી !

શ્રી. મણિલાલ ઈચ્છારામ દેશાઈ, બી. એ.

विद्या पूजा स्थानं न च लिङ्गं न च वयः ॥

સરસ્વતીના મંદિરમાં દેશ–કાળનો બાધ નથી; યથાર્થ વિચાર કરીશું તો ધર્મ, વર્ણનો પણ બાધ નથી; સ્ત્રી, પુરૂષ જાતિનો બાધ નથી, બાળ કે વૃદ્ધનો પણ બાધ નથી; ગ્રામ્ય કે નાગરિકનો પણ બાધ નથી. ભાવભીના પ્રવેશ કરો અને 'रसो वै सः' જેને કહેવામાં આવે છે તે તેના પ્રથમ ભકત તરીકે બીરાજેલા દૃશ્યમાન થાય છે. નવરસની છોળો ઉછળતી જોવામાં આવે છે. ભકતો જીત્યાગ્રે વાણીરસ ચાખી ચખાડી રહ્યું છે. નેત્રોના અભાવ છતાં, નેત્રો મીંચેલા છતાં કર્ણ દ્વારા રસપ્રભુ આત્મા પરમ આનંદ અનુભવે છે. પ્રભુનાં અનેક નામો છે તેમાંનું એક નામ કવિ છે. સૃષ્ટિ–કાવ્યનો રચનાર તે મહાકવિ. કવિ એટલે કલ્પનાના બળવાઓ સર્વ રસોના સ્વામી રસેશ કરતાં વિશેષ કલ્પનાશકિત કોણ દોડાવશે ? એ મહાકવિ, બીજા કવિ તેના પ્રતિબિંબ. પણ કવિ નામને માત્ર સર્વે મહાકવિની સાથે સરસ્વતીમંદિરમાં પૂજ્ય, વંદન કરવા યોગ્ય તો ખરા.

વાચા–ભાષા, મન અને બુદ્ધિ એ ત્રણનો મીઠો સંભાર ભોગવવાને આત્મા જીવને સરસ્વતીમંદિરમાં ધસડે છે. કોઈક સુભાગી ભકિતભાવે ત્યાં જાય છે, કોઈક માત્ર ટીકાકાર બની જાય છે, કોઈક ધન–યશ પ્રાપ્તિ માટે જાય છે, કોઈક ભકિતભાવને વાણીમાં વ્યકત કરે છે, કોઈક મુંગા મુંગા માત્ર આનંદ ભોગવે છે, રસ ચાખે છે.

ખેડુ કે માળી ગોટલો વાવે છે, ખાતર નાંખી, સંભાળથી ઉછેરે છે, આંબાને ફળ આવે છે ત્યારે તે બજારમાં લઈ જઈ વેચે છે. સંસ્કારી ગ્રાહક પરીક્ષા કરી, પૈસા આપી ખરીદે છે, ઘેર લઈ જઈ, પોતાનાં પ્રિયજનો સાથે તેનો સ્વાદ કાઢે છે. કવિ આ બન્નેની સ્થિતિનો અનુભવ કરતો હશે કે માત્ર વૃક્ષ ઉગાડનારની તે સમજવું મુશ્કેલ છે, હું તો માત્ર ચાખનાર ગ્રાહક જેવોજ છું.

ગુજરાતી સાહિત્યવાટિકામાં છેલ્લાં પચીસ ત્રીસ વર્ષમાં જે માળીઓએ ઉત્તમ બીજો વાવ્યાં, તેનાં પરિણામ-રૂપ વેલા, છોડવા, વૃક્ષોને સારાં ખાતરોથી ઉછેર્યાં; ઉત્તમ ફળો એ ગુજરાતીઓને ચખાડ્યાં. તે સર્વેમાં કવિશ્રી અરદેશર ખબરદારનું સ્થાન પ્રથમ પંકિતમાંજ રહેશે.

જનતાની માન્યતા છે કે સુખશાંતિ, નચિંતાઈમાં સારૂં સુંદર કાર્ય થઈ શકે. આ માન્યતા સર્વાંશે સત્ય નથી, પણ સત્યનો આભાસ છે. પ્રભુનું વચન છે કે સૃષ્ટિમાં ધર્મની ગ્લાનિ થાય, આફત વર્ષે ત્યારે સર્વ સીધું કરવાને માટે મહેનત કરવી પડે છે, પોતે જન્મ લે છે. જનતા તેને અવતાર તરીકે પૂજે છે. જો પ્રભુને મહાન બનવા માટે આફતની જરૂર પડે તો આપણુ માનવીને કેમ જરૂર ના પડે? આફત કે ગરજના પ્રસંગો, ઉચ્ચ મનોરથોનાં સેવન માનવીને પોતાની સર્વોત્તમ શકિત જનતા સમક્ષ રજુ કરવાનાં આમંત્રણ છે.

હું એમ માનું છું કે કવિશ્રી અરદેશર ખબરદારના સંબંધમાં કાંઈક એવુંજ બન્યું છે. કવિ પોતાનામાં ઈશ્વરદત્ત શકિત તો ખરીજ, નહિ તો જન્મે કવિ હોય, ટંકશાળમાં કાંઈ કવિ બનતા નથી એ કહેતી ખોટી પડે. કવિશ્રી કાંઈ કોઈ યુનીવર્સીટીની ટંકશાળમાં સંસ્કાર પામેલા નહિં, પણ દમણ ગામમાં અંગ્રેજી છઠ્ઠી ચોપડી સુધીના સંસ્કાર મેળવી શકયા. કહે છે કે કોઈ સદ્ગુરૂએ તેમની ઈશ્વરદત્ત શકિતને ઈશ્વરની શકિત, પ્રકૃતિ, લીલાનું અવલોકન કરવા તરફ વાળી. મનોરથવાદી કવિ સામાન્ય પ્રસંગોને ગાતો નથી, સામાન્ય મનુષ્યોને પણ ગાતો નથી. તેની મરતી જુદાજ પ્રકારની હોય છે. ઈશ્વર એટલે કવિ, કવિ એટલે ઈશ્વર. ઈશ્વરમાં સર્જનશકિત, કવિમાં પણ તેમજ. ઇશ્વર કોઇક મનોરથસિદ્ધિ માટે સૃષ્ટિ રચે, ચમાવે, રાચે અને ભાંગે. કવિ પણ તેમજ કરે. લોકોને અમુક મનોરથ સિદ્ધ કરવાને માટે કવિ પ્રેરણા કરે, લોકો જે મનોરથ માટે મથતા હોય તે મનોરથની નોંધ લે, પોતાની માનેલી સર્વોત્તમ કાલ્પનિક સૃષ્ટિનાં દર્શન કરાવે અથવા કવિ પુરૂષની પ્રકૃતિને અવલોકી પુરૂષ સાથે જનતાની ઓળખ કરાવે.

આજે કવિ ખબરદાર અપ–ટુ–ડેટ યુરોપી ફેશનમાં સજ્જ થાય છે. આસરે ત્રીશ વર્ષપર, પોતાના પ્રથમ પુસ્તકનાં પ્રકાશન પછી, સ્વ. વિઠ્ઠલદાસ રામરાવ દલાલ સાથે, મારા પિતાને મળવાને, સવારે મારે ઘેર આવેલા તે વેળા, હમણુમાં ગણાતી અપ–ટુ–ડેટ પદ્ધતિના પોષાકમાં સજ્જ ખબરદારને મેં જોયલા. તે સમયે તેમના મુખપરની તેજસ્વિતાએ તેમની કાવ્યકૃતિઓ માટે સ્વાભાવિકતાની જે છાપ મારાપર પાડેલી તે આજે પણ અહીં આ સ્મૃતિપટ પર કાયમ જ છે. કવિને અંગ્રેજીનો સંસર્ગ થતો હતો, પણ સાથે ગ્રામવાસમાં રહેલી સુજનતા, સરળતા, સાદાઈ પણ હતાં ગામડામાં રહીને ગુજરાતીની ભૂમિનાં સૌન્દર્યનું તેમણે પાન કરેલું એ સ્વાભાવિકતાનો અનુભવ ત્યારે થયલો. ગુજરાતની ભૂમિનું સૌન્દર્ય એટલે એક સપાટ, રસાળ, ફલ_ુપ, નદીનાળાંથી ભરપૂર બગીચાનું સૌન્દર્ય. કવિને એ ભૂમિનું અભિમાન, ત્યાંની ગરવી ગિરાનું અભિમાન એટલું કે અવારનવાર કવિ ખબરદાર ગરબી ગુજરાતનાં ગીતો ગાવાનું ચૂકયા નથી. ગુજરાતના મનોરથોને પણ ગાવાનું ચૂકયા નથી.

કવિશ્રીએ ધન કમાવા માટે સ્વદેશનો ત્યાગ કર્યો. મદ્રાસમાં વસાહતી બન્યા, અંગ્રેજીનું વાંચન વધાર્યું; તત્ત્વજ્ઞાનના અને વિજ્ઞાનના ગ્રન્થોનું બારીક વાંચન કર્યું. પોતાની જ્ઞાનસંપત્તિ વધારી, ધન પણ કમાયા. પણ શ્રીયુત ખબરદારે એ જ્ઞાનસંપત્તિનો લાભ તો સરસ્વતીમંદિરમાં ગુર્જરી ગિરાને ચરણે ધર્યો, અને પોતાની માનીતી માતૃભૂમિને ત્યાંથી યશસંપત્તિ વોહોરી મારૂં માનવું છે કે શ્રીયુત અરદેશર ખબરદારે પોતાની યશઃ કાયાને ગુજરાતમાં ચિરંજીવ કરવામાં ખરેખરી ખબરદારીજ વાપરી છે.

હું એક વસ્તુ ખાસ ભાર મૂકીને કહીશ. ભાઇ અરદેશર ખબરદાર ગુર્જરી સાહિત્યદેવીની સેવા કરવામાં પ્રકૃતિસૌન્દર્યની પૂજા કરતાં કરતાં પુરૂષની પ્રકૃતિના સુંદર હૃદયસ્પર્શી અવલોકન કરનારા બન્યા છે. તત્ત્વજ્ઞાન ( ફીલસુફી ) અને વિજ્ઞાનની એકતા કરી તે રીતે પ્રભુને પીછાણે છે, પોતાના અંતરમાં જ્વલંત ઉર્મિઓને પ્રભુની મહાજ્યોતિમાં સાયુજ્ય કરે છે અને તે છતાં તેઓશ્રીએ પોતાના બાપીકા અગ્નિપૂજાના ધર્મને હિન્દુ ધર્મની માન્યતાઓ સાથે વિરોધ આવવા દીધો નથી. વિશ્વનિયંતા, તેના વિશ્વધર્મ અને વિશ્વકૃતિ એ કવિનાં હૃદયમાં દૃઢ થયેલાં છે અને તેથી કવિશ્રી અરદેશર ખબરદારને એક તત્ત્વદર્શી કવિ નામે સંબોધવામાં સર્વ એકમત થશે એવી મારી નમ્ર આકાંક્ષા સહિત—

> આવજો, સૂર્ય ને ચંદ્ર ને તારલા, આવજો, ગ્રહ મનુજ જીવન જોડવા;
> શકિતઓ દીઠી અણદીઠી આકાશની, સૌ મહાત્મા જીવન બંધ છોડવા;
> પ્રાણીઓ, પક્ષીઓ, કીટ ને મચ્છ સૌ, વૃક્ષ ને વાયુના જંતુ સર્વે;
> આવજો, માનવી, બંધુઓ, બ્હેનીઓ, આવજો, સર્વ આ સ્નેહપર્વે.
> એક આશા અમર સર્વ અંતર તણી, એક શ્રદ્ધા બધાં જીવનકેરી;
> એક જ્યોતિ અચળ સકળ આત્માતણી, ભાવના એક મનની અનેરીઃ
> જીવવું એટલે જળવું ને ઝબુકવું; તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો,
> આવજો સ્નેહ જયકાર કરવા અદલ સ્નેહનું વિશ્વ સામ્રાજ્ય વ્યાપો !

આવજો એટલે ! આજે આ સર્વે આવજો. અદલ કવિ અરદેશર ખબરદાર માટે શતાબ્દિ ઉજવવા માટે પ્રભુની પ્રાર્થના કરવા !!

---

# કવિશ્રી ખબરદાર

## ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેશાઈ

અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ, દેશભક્તિનાં કાવ્યો પ્રસિદ્ધ કર્યાં હતાં. સ્વ. રણજીતરામે એની જરૂર જોયેલી અને શ્રી. અંજારિયાએ, રણજીતરામની વિનંતિથી એ કાવ્યોની પસંદગી કરી હતી. એ સંગ્રહમાં ૧૦–૧૨ કાવ્યો હતાં. સ્વદેશ–ઉત્સવો, અમદાવાદમાં યોજાતાં દેશભક્તિનાં કાવ્યોની ઘણી તાણ પડવા લાગી તે કવિ ખબરદારનાં કાવ્યોથી સારી રીતે પુરાતી હતી.

"ગુણવંતી ગુજરાત, અમારી–ગુણવંતી ગુજરાત" એ કાવ્ય ૧૯૦૫–૦૬ માં ખૂબ લોકપ્રિય થયું. સ્વ. દાદાભાઇ સ્વદેશ પધાર્યા તે વખતનું એમનું કાવ્ય, આ જમાનામાં વર્તમાન સમયનો જુસ્સો દર્શાવનાર પહેલું જ કાવ્ય હતું. સ્વ. મલબારી પછી બીજા પારસી લેખકે શુદ્ધ ગુજરાતીમાં કાવ્યો લખવા માંડ્યાં હતાં એ પણ અમારે મન અભિમાનનો વિષય હતો.

"વાલમ રૂપાળો રઢિયાળો રથ શો આપણો !
ચંદા તારલિયાના તેજ સમો અંધાર અમીશાં અજવાળાં પુરે અંતરની આંખડી"

એ કાવ્યે, મારા મનપર બહુ અસર કરી હતી. "લગ્નજીવનનાં વિશુદ્ધ સુખો" નું એ કાવ્યમાં મને જે દર્શન થયું હતું તે હજી સાંભરે છે. પછી તો એમનાં ઐતિહાસિક, રાજકીય અને સામાજીક કાવ્યો બહાર પડતાં હતાં અને હું રસથી એ વાંચતો હતો.

"રસ ન ઝરે કવિતા ના સ્ફુરે પ્રિય આ તુંજ એવી આંખ !"

એ વિષયપર તો મ્હેં મિત્રવર્ગમાં ઇનામી નિબંધ લખવા જાહેર ખબર આપેલી પણ કોઈ હરીફાઇમાં ઉભું જ ન રહ્યું. મદ્રાસમાં કવિના અંગત સંબંધમાં આવવાનું સુભાગ્ય મને પ્રાપ્ત થયું હતું. એમની મોટરની દુકાનમાં, એમના સુંદર બંગલાસાં, અને એક પાર્ટી હતી તે જગાએ અમે પેટ ભરીને વાતો કરી છે. મેં અમદાવાદની સાહિત્ય સભાના એક વાર્ષિક ભાષણને પ્રસંગે, કવિએ, ભાવનગર સાહિત્ય પરિષદમાં "કવિઓ અને લેખકોએ ચાલુ પ્રવૃત્તિથી અલગ રહેવું જોઇએ એવો મત પ્રદર્શિત કર્યો હતો, એની ટીકા કરી હતી. એ વિષયપર એમણે વાત કહાડીને મારી ઝાટકણી કહાડી. એમનું આખું જીવન ચાલુ પ્રવૃત્તિનો જુસ્સો ઝીલવામાં અને રાજકીય વિષયોનાં પણ કાવ્યો કરવામાં ગયેલું, છતાંયે એમની ટીકા કેમ કરી એ એમની ફરિયાદ હતી. મેં કહ્યું," તો તમે ભાવનગરમાં એવું કેમ કહ્યું ?" એ કહે "મારો ભાવાર્થ એમાં એટલોજ હતો કે વારા ફરતી બદલાતી ક્ષણજીવી પ્રવૃત્તિઓ પાછળ કવિ કે મહાન લેખકે બહુ સમય વ્યતીત ન કરવો જોઇએ." મને તો એટલું પણ સાલતું હતું; મારૂં માનવું એમ હતું અને હવે તો વધારે પાકું થયું છે કે ચાલુ પ્રવૃત્તિમાં સક્રિય ભાગ લીધા વગર કોઇ કવિ કે લેખક સમાજનો સાચો માર્ગ-દર્શક થઈ શકતો નથી. તેમ છતાં ચર્ચા બંધ કરવા હું ઈંતેજાર હતો એટલે મેં જ એ ચર્ચા બંધ કરી; રાજકીય વિષયની અમારી સેંકડો જાહેર સભાઓમાં શ્રી. ખબરદારનાં કાવ્યો મને કામ લાગ્યાં હતાં.

દે હાક, અને ખુણે ખુણેથી ધસશું હારોહાર ! હો ભારત માત ! પુકાર !

એ કાવ્ય તો અસહકારની ચળવળ પહેલાંનાં સરઘસોમાં પણ મેં પ્રચલિત કરાવ્યું હતું. આખરે એ રણહાકનો પુકાર સંભળાયો અને ખુણે ખુણેથી અબળા ગણાતી સ્ત્રીઓ, વિદ્યાર્થીઓ અને અભણ ગણાતા ગામડીઆ સુદ્ધાં હારોહાર ધસ્યા. ભારતમાતાને આપણી તરફથી કવિએ વચન આપ્યું હતું તે દેશે પાળીને એમને આપણી જામીનગીરીમાંથી મુકત કર્યા છે એટલાથી કવિને એમની અર્ધશતાબ્દિને યાદગાર પ્રસંગે સંતોષ થાવ !

મદ્રાસમાં મેં કવિને કહ્યું હતું કે તબિયત ખરાબ રહે છે એટલે કાવ્યપ્રવૃતિનું શું થશે ? એમણે કહ્યું કે એ પ્રદેશને તબિયત સાથે કંઇ સંબંધજ નથી. એ વાત પણ એમની ખરી પડી છે. વળી કહેતા, હું ભગવાન જોડે બહુ લડું છું. મેં કહ્યું લડો, તમને અધિકાર છે. અને એમ, લડી લડીને જીવનનું રહસ્ય અને શાન્તિ એમણે મેળવી લીધાં છે. ઈશ્વર ગુર્જર દેશની સેવાર્થે એમને દીર્ઘાયુ કરો !

---

# કવિ મોટાલાલની ઓળખ

**શ્રી. બાબુભાલ ઈચ્છારામ દેશાઈ, બી. એ.**

દશ બાર વર્ષ પૂર્વેની વાત છે. વિલસન કૉલેજ લીટરરી સોસાયટીના સભ્યોએ ગુજરાતી માસિકો મંગાવવા પૈસાની મંજુરી મેળવી હતી. કેટલાંક ગુજરાતી સામયિકો લાયબ્રેરીના ટેબલપર આવ્યાં હતાં. ગુજરાતી વિદ્યાર્થીઓનું ધ્યાન તે વેળાએ ' સાહિત્ય ' માસિક પર ખેંચાયું હતું.

તે અંકમાં કવિ ' મોટાલાલ ' નું પ્રભાતનો તપસ્વી ' નામક કાવ્ય કવિ નાનાલાલના ' ગુજરાતના તપસ્વી ' ની પ્રતિકૃતિ ( Parody ) રૂપે પ્રકટ થયું હતું. એક વિદ્યાર્થીએ બીજાને, બીજાએ ત્રીજાએ એમ પરંપરા તે કાવ્ય તરફ સાહિત્યમાં રસ લેતાં ગુજરાતી વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચાયું અને તેઓનો દરોડો બપોરની રજામાં ' સાહિત્ય ' મેળવવા લાયબ્રેરીમાં પડતો. ઘણાઓએ તે સૌમ્ય, કટાક્ષથી ભરપૂર કાવ્ય વાંચ્યું.

પછી તો તે કાવ્ય ચર્ચાનો મુખ્ય વિષય થઈ પડયો. કવિ મોટાલાલ કોણ હશે, તેની શોધ થવા લગી. દરેકે જૂદાં જૂદાં નામો સૂચવ્યાં. એકે તો તે કવિ નાનાલાલજ છે એવું ભાર દઈને કહ્યું ! પરંતુ તે અનુમાન કોઈને ગળે ઉતર્યું નહિ. સર્વે કોઈ એ કૃતિ અજબ છે, એમ કહેતું. કાવ્યમાં મસ્તી છે, એમ પણ જણાતું. દરરોજ નવાં નવાં નામ ' મોટાલાલ ' માટે સૂચવાતાં ! સાહિત્યક્ષેત્રમાં ઘુમનાર ઘણા કવિઓ અને લેખકો ઘણાઓને હાથે મોટાલાલ બની ગયા ! પ્રાસબદ્ધ કવિતાના વિરોધીઓ ' મોટાલાલ ' થવામાં મુખ્ય બન્યા ! શંકાકુશંકાઓની પરંપરા ચાલતી. કાવ્યમાં મીઠી મશ્કરી ભરપૂર હતી, છતાં તેમાં દ્વેષનું નામ ન હોતું, એ તો સૌ કોઈ કબૂલતું. ગુજરાતના તપસ્વી ગાંધીજી તે વેળા એ સર્વમાન્ય મહાત્મા થયા ન હતા. તે વર્ષ ગાંધીજીનું પચાસમું હતું.

અપઘાગઘ કાવ્ય કરનાર કોઇ અજબ વિભૂતિ છે એમ તે વેળાએ સૌ કોઇને લાગ્યું. વકિલ વર્ગમાં પણ તે કાવ્ય ચર્ચાનો વિષય બન્યું ! એક સોલીસીટર મહાશયે તો ' સાહિત્ય ' નો તે અંક ખાસ મંગાવી વાંચ્યો. રસ ન લેનારાઓએ પણ રસ અનુભવવા માંડયો. સર્વેનું ધ્યાન ' મોટાલાલે ' ખેંચ્યું. મહિને દહાડે ભ્રમ ધીમે ધીમે ફૂટવા માંડયો. કવિ મોટાલાલ પ્રાસબધ્ધ કાવ્યના પક્ષપાતી છે તે જાણીતું થયું.

ખરેખર કવિ ' કવિ મોટાલાલ ' થવા સર્જાયલાજ હતા. તેમની કવિતા શબ્દાડંબર વિનાની, સહજ સમજાય તેવી, સરળ અને ભાવવાહી છે. કવિશ્રી પારસી હોવા છતાં શુધ્ધ ગુજરાતી ભાષા વાપરી શકે છે તે માટે સૌ કોઈ ગુજરાતી તેમને પોતાનાંજ ગણી લે છે. તેમની ગુજરાતી ભાષાની સેવાને લીધે તેઓ પારસીઓમાં જાણીતા હશે તેના કરતાં ગુજરાતી જનતામાં વધુ જાણીતા છે. તેમને ઘણાઓએ પ્રત્યક્ષ જોયા નહિ હશે, છતાં તેમનાં કાવ્યો વાંચી આનંદિત તો થયાંજ હશે. તેમની છબી દ્વારા તેમને ઘણાઓએ ઓળખ્યા હશે. એકાવનમાં વર્ષમાં પ્રવેશતાં તેમને ગુજરાતી જનતાનાં ' પચાસ પચાસ ' અભિનંદન છે. ગુર્જરીના જયશ્રી રંગ વિરાજે.

## વિશિષ્ટ ગુણદર્શન કાવ્યરસિકા

શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ, બી. એ.

સન ૧૯૦૫–૦૬ માં આખોય ભારતવર્ષ બંગાળાના ભાગલા પડવાથી ખળભળી ઉઠયો હતો, અને તેના પરિણામે જનતામાં રાષ્ટ્રીય ઐકય અને અસ્મિતાની તીવ્ર લાગણી પ્રકટી નિકળતાં, તેને પોષવાને અને ઉત્તેજવાને સ્વદેશભકિતનાં અનેક નવાં ગીતો તે વખતે રચાયાં હતાં. કવિવર નર્મદનું ગીત "જય જય ગરવી ગુજરાત" એ તો સૌને મુખે હતું; પણ નવી કૃતિઓમાં શ્રીયુત અરદેશર ખબરદાર રચિત "ગુણવંતી ગુજરાત" એ ગરબીની મોહિની ઘણાને મુગ્ધ કરતી અને બ્હેનોમાં એ માટે વિશેષ પ્રેમ અને પક્ષપાત માલુમ પડતો. તે દિવસથી શ્રીયુત ખબરદારની એક કવિ તરીકે ખ્યાતિ બંધાઇ. તે પછી ઉત્તરોત્તર એમના તરફથી કાવ્યગ્રંથો પ્રસિદ્ધ થયા રહ્યા છે અને તે સૌ લોકાદર પામ્યા છે; એટલું જ નહિ પણ એમની ગણના વિદ્યમાન અગ્રગણ્ય ગુજરાતી કવિઓમાં થાય છે અને એમની લોકપ્રિયતાનો ખ્યાલ આપવા એટલુંજ નોંધવું બસ થશે કે તેઓ હમણાં પચાસમું વર્ષ પૂરૂં કરે છે, તે નિમિત્ત, ગુજરાતી પ્રજાએ એમનો કનકોત્સવ જુદા જુદા શહેરોમાં ઉજવવાનું ઉપાડી લઇ, એમનું વિશિષ્ટ રીતે સન્માન કરવાનું નિયોજ્યું છે.

અત્યાર સુધીમાં કવિશ્રીની કવિતાનાં બારેક પુસ્તકો પ્રસિદ્ધ થયલાં છે; તેમાનું છેલ્લું "દર્શનિકા" તો ચાલુ માસમાં જ બહાર પડયું છે; અને તે કદાચ કવિશ્રીની શ્રેષ્ઠ કૃતિ થઇ પડશે, પણ તેનાં મૂળ–બીજ એમની કવિતાનો પ્રથમ સંગ્રહ–"કાવ્યરસિકા"–માં મળી આવશે. એ કવિતાસંગ્રહ, આશ્ચર્ય પામવા જેવું એ છે કે એમની ઓગણીસ વર્ષની કાચી ( immature ) વયે છપાવવામાં આવ્યો હતો. એમને પાંચ વર્ષના મૂકીને તેમના પિતાશ્રી ફરામજી બેહેશ્તી પામ્યા હતા. તે પૂરૂં શિક્ષણ પણ લઇ શકેલા નહિ કેમકે ન્હાનપણથી સંસાર વ્યવહારમાં તેમને જોડાવું પડેલું; તેમ છતાં કવિતા પ્રતિ એવો નૈસર્ગિક શોખ કે જે કાંઈ ફુરસદ મળે તે તેઓ કવિતા રચવામાં ગાળતા; અને ગુજરાતની કોઇ રીતે સેવા કરવી, એ એમનો અભિલાષ તેનો પ્રેરક બળરૂપ હતો.

'કાવ્યરસિકા'માં કુલ ૫૫ કાવ્યો આપેલાં છે; જેમાંના બે "કાવ્યગૌરવ" અને "વર્ષાવર્ણન"ના લાંબાં કાવ્યો છે અને બાકીનાં બધાં દશથી ત્રીસ લીટીનાં, વિધવિધ વિષયોપર સામાન્ય જ્ઞાન અને નીતિપ્રબોધક છે અને તેને આપણે દલપતશૈલીનાં કાવ્યો કહીએ તો તે ખોટું નથી; કેમકે વસ્તુનિરુપણમાં તેમ છંદરચનામાં તે એમને અનુસરતાં જણાય છે અને દલપતરામના મૃત્યુની જાણ થતાં તે લખે છે :

> 'સ્વર્ગે વિષે નિજ વાસ કર્યો, મુજ આશ મળ્યાની વિચારી ન કાંઈ,
> રે દલપત કહે અરદેશર, આશ રહી મનની મનમાંહી."

પણ એ પુસ્તકમાં સૂચક અને મહત્ત્વના એમના કવિતા વિષેના વિચારો છે. "કાવ્યગૌરવ" નામક ૩૫ પાનાનું લાંબું કાવ્ય રચ્યું છે, તેમાં એ વિષયને એમણે ભિન્ન ભિન્ન રીતે વર્ણવ્યો છે અને તેનું વિવેચન પણ વિગતવાર અને સર્વાંગી (exhaustive) છે; એટલુંજ નહિ પણ તેની પ્રસ્તાવનામાં જુદા જુદા લેખકોના અભિપ્રાયો ટાંકીને, "અસાધારણ લાગણીની અસાધારણ ભાષા તે કવિતા", એવી કવિતાની વ્યાખ્યા બાંધી છે, તે એમનું શિક્ષણ, વાચન, અનુભવ અને પરંપરા વિચારતાં, ઉદાત્ત અને વ્યાપક છે, એમ કહેવું જોઇએ.

વળી કયો કવિ સારો કહેવાય વા વખણાય, તેનું ધોરણ જે નીચેની પંકિતઓમાં તે દાખવે છે, તે યથાર્થ માલુમ પડશે :—

> "સરસ નરસતણો રસ થકી તોલ કરે, રસ સબરસ તો ઉમેરી દરશાવે છે ;
>
> \+ + +
>
> નિર્જીવ વાતને રૂપ કયારેક આપે એવું કે, ભીતરને ભેદી નાખી ભાવમાં ભળાવશે ;
>
> \+ + +

ઈશ્વરની લીલા વરણવી બહુ લીન થઈ, તેની ગતિ દાખી ઓળખાવે કેવો હર છે;
કુધારો તજાવીને સુધારો તો વધારે સદા, સ્વદેશનાં હિત વિષે નિત્ય તત્પર છે;
નીતિ પંથ પ્રીતિ થકી દોરવી અનીતિ કાપે, સુધર્મનો મર્મ આપે, સબળી અસર છે;
અવનિમાં એ કવિની સુવાસના સદા રહે, એ કવિનું નામ જગ અચળ અમર છે!" (પૃ. ૨૦)

તેમ એમની નીતિ અને જ્ઞાનબોધક કવિતાના એક બે ઉદાહરણો અહિં આપવા એ બંધબેસ્તું થશે.

"ભેદ કદી ખોલિયે ન ખોલિયે તો બોલિયે ન, ખોલી હૈયું ચોળિયે ન, ભેદ મન રાખિયે;
બોલ બ્હાર કા'ઢિયે ન, કા'ઢિયે તો તાઢિયે ન, કાઢી પાછો પાઢિયે ન, વચન સુ દાખિયે;
બોલ શીર ધરિયે ન, ધરિયે તો ડરિયે ન, ધરી કદી ફરિયે ન, સત્ય વેણુ ચાખિયે;
અદલ વિચારીને ઉચ્ચારિયે સદાય એવું, બોલ મુખે ભાખિયે તે પાછો નહિ નાખિયે." (પૃ. ૯૭)

ડૂબ્યો તે દુઃખમાંય, કરજ જેને શિર કારી, ડૂબ્યો તે દુઃખમાંય, નીચ જેની ધરનારી:
ડૂબ્યો તે દુઃખમાંય, દેહ પરવશ જે પડિયો, ડૂબ્યો તે દુઃખમાંય, અસંતોષે આથડિયો;
વળી ડૂબ્યો તે જન દુઃખમાં, જેનો પુત્ર કપૂત છે; તે અદલ ખરો દુઃખમાં ડૂબ્યો, આશા ન જ્યાં
ફળિભૂત છે.'' (પૃ. ૧૩૩)

મોતીની પરીક્ષા અને મૂલ્ય જેમ કોઇ ઝવેરી કરે તેમ સદરહુ કવિતા સંગ્રહની હાથપ્રત બહેરામજી મલબારી, દાદી તારાપોરવાળા, કેખુશરૂ કાબરાજી અને કવિ ગણપતરામ રાજારામ વગેરે જાણીતા વિદ્વાનોએ વાંચી તપાસી પોતાનો સંતોષ પ્રદર્શિત કર્યો હતો; અને તેના પ્રકાશન માટે પ્રોત્સાહન આપ્યું હતું.

સામાન્ય રીતે પિંગળમાં ચિત્ર કાવ્યો લખવાં કઠિન હોય છે; તેમ છતાં આપણે જોઇએ છીએ કે એ અટપટા વિષયમાં તેઓ આટલી ન્હાની વયમાં પાવરધા થયલા છે અને સ્વસ્તિકાકૃતિબંધ, કટાર પ્રબંધ, "અ" અક્ષરાકૃતિ નાગબંધ વગેરે કાવ્યો લખ્યાં છે; અને તેમાં પારંગત હોઇને તેઓ એમના કાવ્યરચનામાં, મિશ્રછંદો ઉપજાવવામાં અને નવા છંદો યોજવામાં શકિતમાન અને ફતેહમંદ થયા છે.

ખાસ કરીને તેઓ પારસી હોવા છતાં શુદ્ધ ભાષા લખે છે અને ભાષાપર પૂરો કાબુ ધરાવે છે; તે જોઇને આપણને અજાયબી થાય છે. વળી એમનું માતૃભાષા માટેનું અભિમાન પણ થોડું નથી; અને ભાષા બગાડનારા માટે તેઓ 'કાવ્યરસિકા'માં લખે છે. "એવા ભાષાદ્રોહીઓને તો અમારા નવ ગજના નમસ્કાર છે."

એવીજ કાળજી તેઓ પુસ્તકના સફાઇબંધ છાપકામ, ટાઇપની સુંદરતા, મનહર ગોઠવણી, ઉંચા પ્રકારના કાગળ અને બાંધણી વગેરે માટે રાખતા આવ્યા છે; અને એમના બધાં પ્રકાશનોમાં 'કાવ્યરસિકા'નું ગેટઅપ સુશોભિત જણાશે અને તે પ્રથમ સ્થાન લેશે.

આરંભમાં કવિ દલપતરામ અને બેહરામજી મલબારીની કવિતા એમના આદર્શરૂપ હતી; પણ પછી ઈંગ્રેજી કવિતાનું વાચન અને અભ્યાસ વધતાં ગયાં તેમ તેની અસર એમનાં કાવ્યો પર વિશેષ થવા માંડી; એટલું જ નહિ પણ તેમાંથી એમના વિચાર અને કલ્પનાને નવીન બળ અને પ્રોત્સાહન મળવા લાગ્યાં. એમની દૃષ્ટિ વિશાળ બની; અને એમની કવિત્વશકિત વિશેષ ખીલવા માંડી, જેનું પ્રથમ દર્શન એમનું બીજા પુસ્તક "વિલાસિકા" માં થાય છે. પરંતુ એ અને એમના અન્ય ગ્રંથોનો પરિચય પ્રસ્તુત "અભિનંદન ગ્રંથ" માં અપાવાનો હોવાથી તે વિષે વિસ્તાર નહિ કરીએ.

પરંતુ એમના કાવ્યોની સમીક્ષા કરતાં, એક વસ્તુ આપણું વિશેષ ધ્યાન ખેંચે છે તે એમાંનું નીતિતત્ત્વ અને પ્રભુમય વાતાવરણ છે; અને તે કવન બહુધા મનુષ્યજીવન, સૃષ્ટિ અને પરમાત્માને ઉદ્દેશીને અને અવલંબીને રચેલું જણાશે. અને એજ વસ્તુ–વિચાર વાચકને તેના પ્રતિ આકર્ષે છે, જે તેને આનંદ, સ્ફૂર્તિ, તાજગી અને બળ બક્ષે છે; અને તેનું પ્રેરણા–બળ કવિએ કવિતા લખવાની શરૂઆત કરી તે અરસામાં પ્રાપ્ત થયેલું માલુમ પડે છે. હમણાં પ્રસિધ્ધ થયેલી "દર્શનિકા" ની પ્રસ્તાવનામાં તેઓ જણાવે છે કેઃ

"કવિતાની સાથે તત્ત્વદર્શન એ મૂળથીજ મારો પ્રિય વિષય છે અને મારી સોળ વર્ષની નાની ઉમરમાંજ એક સંસ્કારી સિદ્ધ યોગીનો મને સંબંધ થયો હતો, જેની કૃપાથી મનુષ્ય અને પ્રભુના મહાસંબંધના કેટલાક ગૂઢ પ્રશ્નો ભણી મારા હૃદયનું આકર્ષણ થયું હતું, અને તેની જ કૃપાથી યોગસિદ્ધિના મર્મ પણ હું મેળવી શક્યો હતો. મારી છૂટક કવિતામાં તત્ત્વદર્શનનાં એવાં અનેક સૂત્રો મૂળથીજ પડેલાં છે, એ બીજને મેં જીવનભર જગતના મહાન્ તત્ત્વદર્શીઓનાં પુસ્તકોનાં વાચન અને મનનથી સતત સિંચન અને પોષણ આપ્યું છે."

અને એ પ્રભુદર્શન એમને થયું તેની ઝાંખી અન્યને કરાવવા, તે આનંદ લાભ સૌને વહેંચવા અને તેનું સતત સ્મરણ કરાવી કર્તવ્યપરાયણ થવા પ્રબોધવા, ગંભીર માંદગીમાં પણ તેઓ પોતાની જાતને બચાવતા નથી અને એ મંગલ સંદેશો અને આશીર્વચન જનતાને પહોંચાડવા હમેશ શ્રમ લેતા રહ્યા છે.

બીજા કોઈ કારણથી નહિ તો એમની આ અમૂલ્ય સેવા માટે આપણે એમના ઋણી છીએ અને એમના કનકોત્સવ પ્રસંગે આપણે અંતઃકરણથી ઇચ્છીશું કે શ્રીયુત ખબરદાર દીર્ઘાયુ થાઓ અને એમની કીર્તિ પણ ચોમેર પ્રસરો.

---

## ગુજરાતનું પહેલું "રાજદ્રોહી" કાવ્ય

### શ્રી. નટવર વીમાવાળા

૧૯૨૩ ની સાલ હતી. હું ને રસિકલાલ બેઠા બેઠા વાતોના તડાકા હાંકતા હતા. આશરે પાંચ વાગ્યાનો શુમાર હશે. રસિકલાલ પ્રોફેસર હતા અને નામ પ્રમાણે રસિક પણ હતા. સાહિત્યની દુનિયામાં જાણીતા હતા.

અમે બે વાત કરતા હતા એટલામાં "પે...પ...ર" કરીને બુમ પડી અને વેંહચણીયો 'હિન્દુસ્તાન' નાંખી ગયો. પેપર વાંચવાનો મને ઠીક શોખ હતો એટલે હિન્દુસ્તાન ઉપરાંત બીજા છાપાંમાસિકો પણ મંગાવતો. છાપું આવીને પડતાં તરતજ હું ઉઠ્યો અને લઈ આવ્યો. તરતજ તેના મુખ્ય મોટા અક્ષરના મથાળાપર મારી નજર પડી ને હું બોલી ઉઠ્યોઃ રસિકભાઈ, પેલા કવિને એક વરસની સજા થઇ !

રસિકલાલે પૂછ્યુંઃ કયા કવિને ?

કવિ હંસરાજને— અંધકવિને—આરામ ખુરશી પર બેસી પેપર ઉઘાડતાં ઉઘાડતાં મેં જવાબ આપ્યો.

પછી એ પત્રમાં આપેલો એ વિષયનો આખો હેવાલ હું મોટેથી વાંચી ગયો. કવિ હંસરાજને એક વરસની સજા "પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં" એ કવિતા લખી રાજદ્રોહ ફેલાવવા માટે સરકારે કરી હતી. આખો હેવાલ વાંચી રહ્યા પછી મેં રસિકલાલને કહ્યુંઃ રસિકભાઈ, હવે તો જૂલમ થઈ ગયો. આ સરકાર આંધળાથી પણ ડરતી લાગે છે !

રસિકલાલ બોલ્યાઃ તે તમે આજે જાણ્યું ? પણ મેં કોઈકને મોંઢે સાંભળ્યું હતું—હું ખરું નથી માનતો પણ સાંભળેલી વાત કહું છું કે સાપ સાપથી બ્હીએ છે તેમ આ સરકાર આંધળી છે માટે આંધળાથી બ્હીએ છે.

હું એમનું બોલવું સમજી ન શક્યો તે પૂછ્યું એટલે શું ? રસિકભાઈ ? રસિકલાલ બોલ્યાઃ કેમ, એમાં ન સમજાય એવું શું છે ? સરકાર ખરેખર આંધળી છે. એને આ કાવ્યમાં રાજદ્રોહ દેખાયો છે. આજ કેટલાં વરસથી એક જબ્બર "રાજદ્રોહી" કાવ્ય લખાઈ ને છપાઈ ચૂક્યું છે પણ તેનું એને ભાનપણ નથી. અલબત્ત "રાજદ્રોહ"ની વ્યાખ્યા સરકાર શી કરે છે તે હજુ કોઇ સમજ્યું નથી ને સમજવાનું પણ નથી. પરંતુ એના પોતાના ત્રાજવા કાંટલાથી જોખી જોતાં મને તો મેં એ કવિતા વાંચી ત્યારેજ રાજદ્રોહી લાગી હતી.

મારી ઉત્સુકતા વધતી જતી હતી. મેં પૂછ્યુંઃ એવળી કઈ કવિતા ? કોણ એનો લેખક ? કઈ ચોપડીમાં છે ?

રસિકલાલ બોલ્યાઃ જુઓ, હવે તમારી ઉત્સુકતાનો કંઈ પાર છે ? સરકાર તો પોતાના સંચાઈ નિયમોને અનુસર્યા કરે છે. પણ કોઇ પણ કાવ્યમાં લેખને રાજદ્રોહી ઠરાવી જપ્ત કરવાથી તે વિષે લોકહૃદયની જીજ્ઞાસા

વધી જાય છે અને તે વધારેજ વંચાય છે એ વાત નિર્વિવાદ છે. હું કહું છું તે કવિતા જપ્ત થાય તો ખચીત એ કવિતા ખૂબ પ્રચાર પામી જાય ને એ કવિનો દરજ્જો પણ વધી જાય. તમને નવાઈ લાગશે કે એ કવિતા એક પારસીએ લખી છે!

મારી અજાયબી ને જીજ્ઞાસાનો પાર નહોતો. રાજદ્રોહી કવિતા ને તે વળી પારસીએ લખેલી એ વાત મારા મારા મગજમાં બરાબર ગોઠવાતીજ નહોતી. આમ કંઇ ખબરદાર નામથી હું અપરિચિત નહોતો. પરંતુ એ ક્ષણેતો મને એ નામ યાદજ ન આવ્યું. મેં કહ્યું: ભાઈશાબ, તમે તો કંઈ મશ્કરી ઠઠ્ઠા બનાવતા લાગો છો. રસિકલાલ બોલ્યા: તમે ધીરજ રાખો. હું એ કવિતાજ લઈ આવું.

રસિકલાલ પડોશમાંજ રહેતા હતા એટલે તે જઇને પાંચ મિનિટમાંજ પાછા આવ્યા. તેમના હાથમાં ભૂરા પુંઠાની એક બહુ નાનકડા કદની ચોપડી હતી. તે પર મેં નામ વાંચ્યું: ભારતનો ટંકાર અ. ફ. ખબરદાર. મેં કહ્યું: ઓહો, તમે તો ખબરદારની વાત કરો છો. પણ એની આ ચોપડી બહુ જાણીતી નથી.

રસિકલાલ બોલ્યા: એજ દુર્ભાગ્ય છે. ખબરદારનું કેટલુંય સાચું ઝવેરાત આ સંગ્રહમાં ભર્યું પડ્યું છે. પણ આ ચોપડી બહુ જાણીતી થવા નથી પામી તેનું કારણ કદાચ એનું નાનું કદ, ભારે કિંમત હોય. પણ મુખ્ય તો આપણી પ્રજાની કવિતા વાંચવાની ઘણીજ ઓછી તરસ અને તેમાં પણ શ્રૃંગારી ન હોય—સ્ત્રીપુરૂષના આકર્ષણનું તત્ત્વ જેમાં નજ હોય એવા કાવ્ય તરફ ભાગ્યેજ આપણું લક્ષ ખેંચાય છે. એ કારણ મને મુખ્ય લાગે છે. હું માનું છું કે આ ગાંધીજીની અસહકાર ચળવળનું આવડું મોટું મોજું પસાર થઇ ગયું તે દરમ્યાન પુષ્કળ 'રાષ્ટ્રીય' કવિતાઓ લખાઇ છે. પણ 'રાષ્ટ્રીય' જમાનો શરૂ થયો તેની ઘણી પૂર્વે લખાયલી આ કવિતાઓની તોલે ભાગ્યેજ કોઇ આવે તેવી છે. તેમાં પણ હું જે કવિતા તમને બતાવું છું એ તો અંતરનું ખરેખરૂં દર્દ ઠાલવતી હોય એવી લાગે છે. એ કવિતામાં કડક ભાષા વાપરેલી છે. બહુ કડક ભાષા વાપરી છે છતાં એની અંદર એક જાતની સૌમ્યતાની આછી છાયા છવાયલી છે તે ભાગ્યેજ બીજે જણાય છે. કવિના હૃદયનું માર્દવ એમાંથી ડોકિયાં કરી રહે છે. કવિ હંસરાજની "પરદેશી ભૂખ્યાં ટોપીવાળાનાં ટોળાં ઉતર્યાં" એ કવિતા મેં વાંચી છે, 'રાજદ્રોહી' છે. પણ આ કવિતામાં મેં કહ્યું તેવી સૌમ્યતા મને પથરાયલી લાગેછે ને તેથી મને એ વધારે ગમે છે. જુઓ હું એ કવિતા વાંચું.

રસિકલાલ વાંચવા જતા હતા, પણ એટલામાં જાણે યાદ આવ્યું હોય તેમ બોલ્યા: હું વાંચું તેના કરતાં તમારા નટુને બોલવો. એ ગાઈ બતાવશે તો બરાબર કાવ્યનો રસ ઝામશે. કાવ્યને ગાઈ જોવાથી એની જે ખૂબી સમજાય છે તે એમને એમ નથી પ્રગટતી.

ને નટુએ ગાયું: એની મીઠી હલકે બરાબર રાગ બેસાડીને ગાયું: "અણમોલ રત્ન"

કોણ દુષ્ટ આવ્યો અહિં વીરા કાળજ લીધું કોરી,
કોણ અમારૂં અણમોલું તે રત્ન ગયો છે ચોરી. ગોરી સ્વતંત્રતા હો!—કોણ૦
હસતું ઘર અમ રડતું કીધું શૂન્ય બધું અહિં લાગે,
કોણ ફરી વસતું તે કરશે તેજ પનોતા પાગે; ગોરી સ્વતંત્રતા હો—કોણ૦
મંત્રતંત્ર કંઈ કામ ન આવ્યાં શસ્ત્ર પડ્યાંજ નકામાં,
છળબળથી હા કો પ્રકારે ગયો હરી એ શ્યામા; ગોરી સ્વતંત્રતા હો—કોણ૦
વનવન ઢુંઢયા પણ ન મળે કહિં વદન પડ્યાં સૌ હેઠાં,
મધુર સખિ! રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટા! ગોરી સ્વતંત્રતા હો—કોણ૦
કાળો કર દુર્ભાગ્ય તણો ક્યાં છેક હજુ છુપાવે,
કિયા શોકવનમાં પૂરીને રાક્ષસ બિચ ઝુરાવે; ગોરી સ્વતંત્રતા હો—કોણ૦
નરવાનરનાં જૂથ મળે ક્યાં ક્યાં હનુમાન અમારો!
અંગદ સેવક કોણ બનીને દે સંદેશો પ્યારો! ગોરી સ્વતંત્રતા હો—કોણ૦

કોણુ પાજબાંદી સાગરપર નહિ કીધું તે કરશે ?
રત્ન અમારૂં મળશે પાછું તોજ હૃદય અમ ઠરશે ! ગોરી સ્વતંત્રતા હો—કોણુ૦
જ્યાં એ છે ત્યાં જનનું જીવન નહિ, ત્યાં મૃત્યુજ સારૂં,
એ વિણુ રામ અદલ ક્યાં રહેશે આંખવિના અંધારૂં. ગોરી સ્વતંત્રતા હો—કોણુ૦

નટુએ આ ગીત ઘણી સુંદર રીતે ગાયું અને એવી ભાવભરી રીતે ગાયું કે મારી તો આંખો પણુ ભીની થઈ. આખું ગીત ગવાઈ રહ્યા પછી રસિકલાલ બોલ્યાઃ કેમ, આ કાવ્ય કેવું છે ? મેં કહ્યું તે સાચું કે નહિ ?

હું બોલ્યોઃ મારી આંખોએ તમને તે જવાબ નથી આપ્યો ?

રસિકલાલ બોલ્યાઃ મને આ કવિતામાં કેટલીક ઘણી સુંદર ખુબીઓ લાગે છે. હું કંઈ કાવ્યવિવેચક નથી. પણુ તમે જોયું ? આમાં આખો ખ્યાલ સીતાનું હરણુ થયું હતું તેનો લીધો છે અને તેમ લેતાં સીતાને 'અશોક' વનમાં રાખ્યાં હતાં, એ અશોક નામપર ટકોર કરી છે ને ખરૂં જોતાં એનું નામ "શોકવન" હોવું જોઈતું હતું એ સૂચના કરી છે.

હું બોલ્યોઃ હા, એ ખરેખર ચતુરાઇભરી સૂચના છે. રસિકલાલ બોલ્યાઃ મને લાગે છે કે આપણાપર ઈંગ્રેજી રાજ્યે જે હુકમત ચલાવી છે તેનું ટુંકામાં ટુંકું હોવા છતાં સારામાં સારૂં વર્ણુન "કાળજ લીધું કોરી" એ ત્રણુ શબ્દોમાં આવી જાય છે. અને આપણી પોતાની સ્થિતિ માટે "જનનું જીવન નહિ, મૃત્યુજ સારૂં" એટલા શબ્દોમાં ગાંધીજીનાં બધાં ભાષણોનો સાર આવી જાય છે. ખૂબી એ છે કે ગાંધીજીની હિંદવ્યાપી પ્રવૃત્તિ, અને એમણે સરકારને માટે યોજેલો "સેતાની સરકાર" એ શબ્દપ્રયોગ શરૂ થયો તેની ઘણી આગળથી આ કાવ્ય લખાયું છે. આ તંત્રને રાક્ષસીતંત્ર ગણાવવાની–વા સરખાવવાની હિંમત પહેલવહેલી ખબરદારે કરી છે–અને તે લગભગ મોડરેટ પોલીટીકસના યુગમાં કરી છે એ બહુજ વિચારવા જેવું છે. જ્યારે ગાંધીજીને પણુ બ્રિ૦ સ૦ માં શ્રદ્ધા હતી ત્યારે "કાળજ લીધું કોરી" જેવો અતિ કડક પ્રયોગ એણે કર્યો છે ! અને એ બધા પર કળશ તો એથી ચઢે છે કે કવિ વફાદાર ગણાતી મનાતી પારસી કોમનો નબીરો છે !

મેં કહ્યુંઃ ખરેખર, ખબરદારની બીજી કવિતાઓ તો મેં થોડી થોડી જોઇ છે, વાંચી છે, પરંતુ આવાં સરસ રાષ્ટ્રીય ગીત એ લખે છે એનો મને ખ્યાલ નહતો.

રસિકલાલ બોલ્યોઃ તમે વિચાર કરતા જશો તેમ વિશેષ વિશેષ સમજાતું જશે. ઇંગ્રેજ પ્રજાએ અહીં આવી આગગાડી, તાર, ટપાલ, ટેલિફોન કરી દીધાં, પ્રજા પર ભારે ઉપકાર કર્યો, શાંતિ સ્થાપી, એ બધા ખ્યાલ નાબુદ ન હોતા થયા ત્યારે કવિએ લખ્યું છે કે "હસતું ઘર અમ રડતું કીધું." લગભગ આખું પ્રજામાનસ એમ માનતું હતું કે "રડતું ઘર હસતું કીધું" ને ફકત બહુ તો બંગાળમાં જેઓ બોમ્બ ગોળે અને જાન સાટે મરણિયા થઇને બ્રિટીશ સલ્તનતને તોડવા નીકળેલા તેમને બાદ કરતાં બધાંજ એમ માનતા હતા–ત્યારે કવિએ એથી ઉલટીજ ઉકિત કરી છે ! આ વાત જેવી તેવી નથી એટલેજ મારૂં કહેવું છે કે સરકાર આંધળી છે. આ કવિતા તરફ બીલ્કુલ એનું લક્ષ દોરાયું નથી. મેં કહ્યુંઃ આ સંગ્રહ બધો એવાંજ કાવ્યોનો હશે ?

રસિકલાલ બોલ્યાઃ હા અલબત બધાં એક સરખી કોટિનાં નથી. પણુ આ તેમ બીજાં કાવ્યોમાં મને ખબરદારની એક વસ્તુ બહુ ખુંચે છે. મેં પૂછ્યુંઃ શી ?

રસિકલાલ બોલ્યાઃ એની કવિતાની છેલ્લી લીટીમાં પેલા ક. દ. ડા પેઠે પોતાનું નામ ઘુસાડી દેવાની રીત. એણે છેલ્લી લીટીમાં 'અદલ' શબ્દ મૂકયો છે તે એના પોતાના નામનો છે. આનું કારણુ એ છે કે ખબરદારે પહેલ વહેલી શરૂઆત કરી તે દલપત શૈલીની કવિતાથી કરેલી એટલે તેની અસર હજુ ભુંસાઇ નથી. એટલે એ છોડી દે તો સારૂં. Made in Germany જેવો એ સિકકો કવિતાને ખરાબ કરી નાંખે છે. સારી કવિતાની ઉપર એવા સિક્કાની જરૂર નથી તો પછી અંદર તો હોયજ શાની ? એ ટેવ એણે છોડી દેવી જોઇએ.

એટલામાં બહારથી બૂમ પડીઃ કાકાજી, કાકાજી!

રસિકલાલની નાની ભત્રીજી બૂમ પાડતી હતી. પ્રોફેસર તરત ઉઠયા ને બારીએ ગયા.

"કાકાજી કોઈ મળવા આવ્યું છે." ભત્રીજી બોલી......રસિકલાલ ગયા.

પણ નટુ પાસે એ કવિતા મેં ફરી ગવરાવી. અને એની પહેલી બે લીટી તો જાણે મારા હૈયા સાથે જડાઇ ગઈ.

તા૦ ક૦ પાંચમી ને છઠ્ઠી કડીમાંની અંગદસંદેશો, સાગર પર પાજ બાંધવી, વગેરે વસ્તુઓ જાણે સાચી પડતી દેખાય છે. ૧૯૩૦ ની લડત, અને દિલ્હીની સંધિને ગાંધીજીનું વિલાયતગમન એ બધાના એમાં ભણકારા હોય એવું નથી લાગતું ?

---

## ભારતનો ટંકાર

### શ્રી. જ્યોતીંદ્ર હરિહરશંકર દવે, એમ. એ.

મનુષ્યના હૃદયમાં પ્રેમનું પાત્ર હોય તેને પોતાનું બનાવવાની અને પોતાનાં હોય તેને પ્રેમનાં પાત્ર બનાવવાની વૃત્તિ સ્વાભાવિક રીતેજ રહેલી હોય છે. પ્રિય લીધે તેને પોતાનાં બનાવવાંને પોતાના હોય તેને પ્રિય ગણવાં એ માનવહૃદયની સાહજીક ભાવના છે. આ બીજા પ્રકારની વૃત્તિને લીધે મનુષ્ય સ્વકુટુંમ્બને, સ્વજાતિને, સ્વધર્મને, સ્વસંસ્કારને અને સ્વદેશને, બીજું કોઇ પણ કારણ ન હોય તોપણ, એ સ્વકીય છે માટેજ ચહાતાં શીખે છે.

કાળે પ્રજાની ભાવના બદલાય છે. પ્રાચીન કાળમાં સ્વધર્મ અને સંસ્કારની ભાવના પ્રધાન હતી, અત્યારે રાષ્ટ્રભાવના પ્રધાનપણે પ્રવર્તે છે. આથી પ્રાચીન સમયમાં મુખ્યત્વે ધાર્મિક ભાવનાનો બોધ કરતું સાહિત્ય સરજાયું અને અત્યારે દેશગીતોનો વા વાઈ રહ્યો છે.

દેશગીતનો પ્રથમ સૂર નર્મદે કાઢયો. 'દેશાભિમાન' શબ્દ પણ એણેજ પહેલવહેલો ભાષામાં દાખલ કર્યો. એના પછી હરિલાલ હર્ષદરાય ધ્રુવે એમાં પોતાનો સબલ સૂર પૂર્યો. ત્યારપછી બીજા અનેક કવિઓએ દેશભક્તિનાં ગીત રચ્યાં છે. રા. નાનાલાલે 'ગુણિયલ ગુર્જર દેશનાં' ધન્યગીત ગાયાં છે, 'કેસરભીના કંથને' રણવાટે વદાય દીધી છે, 'જયજ્યોત' પ્રગટાવવા ભરતગોત્રને આવાહન કર્યું છે; 'સુભટના શકુનની ઘડીઓ' વગડાવી છે; બળવંતરાય ઠાકોરે પણ ખેતીને ઉદ્દેશી આપણા પૂર્વજોના ગુણ ગાયા છે તથા 'નહિ શશિકલા ધરી, કુસ શું ધારશે મંદિરો?' એમ ભય દર્શાવ્યો છે. રા. લલિતે 'પ્રિય જન્મભૂમિનું 'જય મંગળ' ગજાવ્યું છે. રા. નરસિંહરાવે પણ ચંદાના કાવ્યમાં હિમાલયને અને હિંદુસ્થાનને સંભાર્યાં છે, અને સહસ્રલિંગને કાંઠે અશ્રુ સાર્યાં છે; આમ છતાં નર્મદની ગુજરાત–ભક્તિ ને દેશભક્તિનો મોટામાં મોટો વારસો તો રા. ખબરદારનેજ મળ્યો છે. સંખ્યા તેમજ ગુણવત્તા એજ બન્ને દૃષ્ટિએ આપણા રાષ્ટ્રગીત ગાનારા કવિઓમાં રા. ખબરદારનું સ્થાન પ્રથમ પંક્તિમાં છે. એમના પછી રા. મેઘાણી પણ એજ માર્ગે પ્રવૃત્તિ ને પ્રગતિ કરી રહ્યા છે.

ઈ. સ. ૧૯૧૯ માં બહાર પડેલા આ સંગ્રહમાં રા. ખબરદારનાં 'ગુજરાતનો યજ્ઞકુંડ', 'જ્યાં જ્યાં વસે એક ગુજરાતી ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત' જેવાં અતીવ હૃદયંગમ કાવ્યો નથી. ઈંગ્લંડે જર્મની વિરૂદ્ધ લડવા હિંદનો સાથ માંગ્યો, એ આવાહન કાળે આ ગ્રથમાંનાં કાવ્યોનો ઉદ્ભવ થયો હતો. આથી આમાંનાં ગીતોનો પ્રધાન સૂર ઉદ્બોધનનો છે.

પરાધીન દેશનાં ગીતોનો આરંભ કરૂણરસથીજ થાય છે. પૂર્વકાલીન વૈભવને અત્યારની દીનતા વચ્ચેનું વૈષમ્ય સ્વાભાવિક રીતેજ પ્રત્યેક દેશભક્તના હૃદયમાં શોકભાવ પ્રેરે છે. પરંતુ આથી એ દીનતા ધારણ કરી નિરાશ થઈ બેસી રહેતો નથી. એ દેશની સ્થિતિ સુધારવા ચિંતન કરે છે, સ્વપ્નાં ઘડે છે, પૂર્વજોની વીરતા

સ્મરે છે, દેશબાંધવોને વીરહાક દેશ માટે મરી ફીટવા ઉદ્બોધન કરે છે, દેશોદ્ધારની વેદી પર દેહનાં બલિદાન દેનારાંઓનાં કીર્તિસ્તોત્ર રચી મૃતોને અમૃતત્વ બક્ષે છે, અને પુનરુદ્ધારની આશાનો પ્રકાશ પ્રગટાવે છે.

રા. ખબરદારનો કાવ્યપ્રવાહ પણ આવાજ કરુણરસમાંથી વીરરસમાં સંક્રાન્ત થાય છે. એમનું પ્રથમ કાવ્ય ' સ્વપ્ન '–પણ આજ ક્રમે વહે છે. આરંભમાં કવિ જુએ છેઃ—

આજ બધે અન્ધાર વહી આ પથરાયો, ઉર છાયો;
તારા પણ સહુ ઝૂમાતા કંઇ પલકારી નિશ સારી;
આત્મ રહ્યો એકલ મુજ ઊંડું તમ માપી, નભવ્યાપી.

આ નભોવ્યાપી અને ઉરોવ્યાપી અન્ધારમાં પ્રકાશનું કિરણ પડે છે; કવિ આગળ વીર પૂર્વજો પોતાનું ઉર ખોલી કહે છેઃ

અમે ભારતના વીરો; અમે લડ્યા હજારો જંગ;
અરિભય હરતા, જય જય કરતા, બહુ રણમાં રાખ્યો રંગ
તનતન તણખા, લોચન ભડકા, હૈયે મરદાની હામ;
ઘુમતાં ઘોર, ઢોરેઢોર લઇને જીભે ભારતનામ,
હાથે ધ્વજા પતાકા ઉડતી ત્યાં, ને જીભે ભારત નામ !

પૂર્વજની પ્રેરણાવાહી વાણી સાંભળી કવિ દેશબન્ધુને આવાહન કરતાં કહે છેઃ

ભારત ભારત ને ભારત ઉછળે અમ શ્વાસોચ્છ્વાસ;
વીરા ! ભારત પ્રેમીનો બતલાવો મરણવિલાસ !

અને અન્તો આશા વચન ઉચ્ચારે છેઃ

જ્યારે જ્યોતિ ઉઘડશે ત્યારે નવ રહેશે તમ લેશે;
ને ભારતમાતા ભર ઝળશે પ્રભુતેજે શ્રમ સ્હેજે !

ત્યારપછીનાં કાવ્યો મનન, ગુંજન અને ગર્જન એ રીતે આજ ક્રમે ત્રણ ખંડમાં વિભકત થયાં છે.

રા. ખબરદારની દેશભક્તિની ભાવનામાં ક્ષણિક આવેગ કે આવેશને સ્થાન નથી. દેશની દુર્દશા કરનારાઓ માટે ક્રોધનાં વચન એઓ કાઢતા નથી. એમની દેશભક્તિની ભાવનામાં પૂર આવે છે, પ્રવાહનો વેગ વધે છે, પરંતુ મોજનાં ઊછાળા કવચિતજ જોવામાં આવે છે. આ ઉપરાંત એમની ભાવના સ્વસંસ્કારના રંગે પૂરેપૂરી રંગાએલી છે. સ્વાર્પણ, સંયમ, યજ્ઞ ઈત્યાદિની ભાવના એમણે હિંદુ સંસ્કારના વાતાવરણમાં ઉછરેલાની પેઠેજ સ્વાભાવિક ને સહજ રીતે પચાવી દીધી છે. ભાષા ને ભાવના એ બંનેની દૃષ્ટિએ રા. ખબરદારમાં ઘણાયે હિંદુ કરતાં વધારે હિંદુપણું જણાય છે. પરંતુ આ હિંદુપણું એમના હિંદીપણાને જરાયે બાધક નીવડતું નથી ઉલટું તેને પુષ્ટ કરે છે. આજ પ્રમાણે રા. ખબરદારની ગુજરાતભક્તિ એમની હિંદભક્તિની આડે આવતી નથી, પરંતુ તેને સબળ બનાવે છે.

આ ઉપરાંત રા. ખબરદારની કવિતાના જે સામાન્ય ગુણો છે તેનું આ સંગ્રહમાં પણ દર્શન થાય છે. રા. ખબરદારે નર્મદ અને દલપત એ બે પરસ્પરવિરુદ્ધ ગુણવાળા કવિઓનો સમન્વય કર્યો છે. નર્મદની ભાવપ્રધાનતા અને દલપતની સભારંજકતા એમણે પોતાની શૈલીમાં આણ્યાં છે. રા. ખબરદારની ગ્રાહકતા અપૂર્વ છે. કોઇનો પણ ગુણ એ પોતાનો કરી શકે છે. 'પ્રભાતનો તપસ્વી' અને 'થુવર' એનાં ઉદાહરણરૂપ છે. દલપતની અસર એમના પર સૌથી પહેલી થઈ હશે એમ લાગે છે. પદલાલિત્ય, ઝડઝમક ને ભાષાની મોહિનીથી એ આરંભકાળેજ અંજાએલા. પાછળથી ભાષા કરતાં ભાવ તરફ એમણે વધારે ધ્યાન આપવા માંડેલું એ ખરું, પરંતુ પુરુષ જેમ હૃદયને પહેલવહેલો સ્પર્શ કરનાર પ્રથમ પ્રિયાને પૂરેપૂરો કદાપિ વીસરી શકતો નથી, તેમ

ભાષાની ભભકભરી મોહિનીના પાશમાંથી એ પૂરેપૂરા મુક્ત કદાપિ થઈ શકતા નથી. આ સંગ્રહમાં પણ દલપતરામનું સ્મરણ કરાવે એવી પંક્તિઓ ઘણી છે: મન ટેક વિવેક ન એક રહ્યો.

રજપુત તે શું ગરજપુત બનીને રંડાવશે રજપુતાઈ!
ઠાકરના સહુ ચાકર થઈ શું ઠાલી કરે ઠકરાઈ! રે ભાઈ, એવી બડાઈ શું રહોતી!
ખમ્મા ખમ્મા કરી પાછળ દોડે, દમમાં જે દિનભર રહેતા,
માન મૂકીને સર્વ થયા તે ધમ્માધમ્મીમાં વહેતા! રે ભાઈ, રહી અમીરાઈ એ રોતી.
આજ વસંત અનંત હસંતી, પંથ દિગંત બતાવે:
એરે ખુમારી રીસાળ કુમારીની આંહિં ઉતારી કો લાવે,
વસાવે હૃદય એ ચકોરી!—ભારતમૈયા મોંઘી એ મોરી.

દલપતરામની પેઠે એ સીધો બોધ કરવા પણ ઘણી વાર તત્પર થઈ જાય છે. પરંતુ કેટલીક મધુર આકૃતિઓ મૃત્યુ પામ્યા પછી પણ સુન્દર અને સજીવ લાગે છે તેમ એમની કાવ્યપંક્તિઓ કેટલીક વાર કાવ્યત્વ શિથિલ થઈ જતાં પણ, સુન્દર લાગે છે; પ્રસાદ ઓછો થવા છતાં પ્રવાહમાં ભંગ પડ્યો જણાતો નથી; પ્રેરણા ઊડી ગયા પછી પણ પરિશ્રમની શુષ્કતા દેખાતી નથી. રા. ખબરદારની કારીગર તરીકેની કુશળતા એ એનું કારણ છે. વિચાર, કે કલ્પનાની અપૂર્વતા કરતાં એમના કાવ્યોમાં કારીગરીની રમ્યતા વિશેષ આકર્ષક થાય છે. ક્વચિત સુન્દરીના દેહ તરફ એ બહુ લક્ષ આપે છે. આવડા નાના ગ્રંથમાં પણ એમણે પાંચ નવીન છન્દોની યોજના કરીછે, એનું એક કારણ ઉપર કહ્યું તે છે.

મધુરેણ સમાપયેત્ એ ન્યાયે આ સંગ્રહમાંથી કેટલીક સુંદર પંક્તિઓ ઊતારી આ લેખ સમાપ્ત કરીશું.

પરાધીનતાની શૃંખલા વિષે કવિ લખે છે:—

જડ સાંકળ હેમ તણી,—મર સુંદર હોય ઘણી: પણ ચર્મ હણે, શુભ કર્મ ખણે,
નર ના બનવું રમણી!

\+ + +

અમ શસ્ત્ર ન અસ્ત્ર ન કો, નવ વસ્ત્ર રહ્યાં તન કો; અમ રક્ષણ કાજ સદા સુણાવો, પરશસ્ત્રતણો રણકો!
ધિક એ સુખ, નિર્ભયતા! ધિક એ પરશાન્તિમતા! ધિક પ્રૌઢ વયે પણ લાળ સખી પરપાલવની મમતા!

ભારતમાતાને સંબોધીને એ કહે છે:—

અરધી દુનિયા રહે તાકી, તુજને કરવા સ્વાધીન, ખખડાવે શસ્ત્ર તુમાખી, સમજી અમને બળહીનઃ
પણ અર્ધ જગતશું બાથ ભરી તુજ કાજે મરશું વીર—ઓ ભારત! ધરજે ધીર!

ભારતધ્વજના મર્મ વિષે કહે છે:—

કંઈ કંઈ અંગુલિએ સીવ્યા સાંધેસાંધા શ્રમભેર, કંઈ કંઈ વીરોએ રંગ્યો જીવનરૂધિરે સો ફેર;
કંઈ કંઈ ઋષિએ દૃઢ રોપી કાઢી જેની સદ્ધર્મઃ અકળિત તે ભારતધ્વજના છે ઊંડા ચેતનમર્મ.

ભારતમાતાની કવિતાઓની કરૂણ સ્થિતિ આલેખે છે:—

જુઆળ જેવી દિનદિન ભરભર આવે ભરતી ઉરમાં; પર્વત જેવા તરંગ ઉછળી ત્યાંજ શમે અંકુરમાં:
ભડકા ભડભડે હો!

\+ + +

તુજને ચ્હાતાં ફિતુર ગણાવું, તુજને સ્હાતાં પાપી? કાળી જીભ ગળે ખુંચવાવી: દુર્ગતિ જતી ન માપી: ભડકા.

હિન્દુ, મુસલમાન, પારસી ઈત્યાદિ સર્વ 'ભારત પુત્ર તમામ'ને આવાહન આપતાં કહે છે:-

ભારતના બેટા આપણુ સહુ, આવો ધસિયે સાથ! બંધુઓ! આવો ધસિયે સાથ!
ધરા ડોલશે જ્યાર ઉછળશે સાઠ ક્રોડ અમ હાથ! ત્યારે હો! માત રહે ન અનાથ!

પોતાના દેશપ્રેમને વ્યક્ત કરતાં ભારતમાતાને સંબોધીને કવિ કહે છેઃ–

સ્વપ્ન જેનાં છે ગુંથાયાં જન્મથી તુજ તારથી, આખરે પણ જીભ જે તુજ નામ જલ્પે પ્યારથી;
જ્યારથી જાણું તને, હા ! ત્યારથી જીવન જડે.
માત ! ત્હારી ખાકનું આ પૂતળું મુજ ઝૂઝશેઃ માત ! ત્હારી ખાકમાં સર્વસ્વ મ્હારૂં સૂઝશેઃ
પૂજશે જે બ્રહ્મને, બ્રહ્માંડ તેને કર ચ્હડેઃ

અને આત્માર્પણની ભવ્ય ભાવના આલેખતાં અન્તે કહે છેઃ–

ધન્ય પ્રેમી પુત્ર જોશે તુજ રુડો દિન રાજતો; ધન્ય સુણવા જીવશે તુજ કીર્તિડંકો ગાજતોઃ
આજ તો તુજ કાજ આ મરવું મને પ્રિય સાંપડે !

પરંતુ એવા આત્મબલિદાન દેવાની જરૂર નહિ પડે અને ગુજરાતનો હિન્દનો આ 'ધન્ય પ્રેમી પુત્ર' એનો 'રુડો દિન રાજતો' જોવા ભાગ્યશાલી થશે એવી આશા રાખીએ.

---

## સંદેશિકા

### શ્રી. વિજયરાય કલ્યાણરાય વૈદ્ય, બી. એ.

સરકાર અને આ ગ્રંથના સંપાદકબંધુઓ વચ્ચે એક વાતમાં તો જરૂર સામ્ય છેઃ પ્રજાજીવનના કોઈક મહાપ્રશ્ન વિશે ઊંડું સંશોધન કરવા બેસાડેલ કમિશન કે કમિટીના તપાસ મુદ્દાઓ સરકાર જેમ અગાઉથી નક્કી કરી આપે છે, તેમ કવિશ્રી ખબરદારની કૃતિઓ વિશે લખવા બેસાડેલ લેખકો માટેના વિવેચનમુદ્દા પણ આ બંધુઓએ દીર્ઘદૃષ્ટિપૂર્વક પહેલેથી ઠરાવી આપ્યા છે. આ હું ફરિયાદરુપે નહીં, ઉપકારભાવે લખું છું કારણ, વિનંતિપત્રમાં જ્યારે મેં વાંચ્યું કે 'સંદેશિકા'નું ગુણદર્શન કરીને લખવાનું મને સોંપાયું છે, અને તે પણ મિતાક્ષરમાં ને મુદ્દાસર જ, ત્યારે મારે માનસિક ઉદ્‌ગાર આવો હતો. 'ચાલો,' ઠીક થયું. ટુંકાંમાંજ લખવાનું છે ને કશો સ્વૈરવિહાર કરવાની છૂટ નથી, એટલે થોડી ફુરસદે પુરતું કામ થઇ શકશે; અને વધુ સારૂં તો એ કે, દોષદૃષ્ટિ જીવ છું એવી જે ખરીખોટી–ખોટી કરતાં ખરી વધુ–પ્રતિષ્ઠા બંધાઇ ગઈ છે, તે ભુંસવાની તક પણ આ શુભ અવસરે સાંપડશે." એટલે મારે માટે તો સંપાદક સરકારની આજ્ઞા આલ્હાદકારક ઇષ્ટાપત્તિ જ હતી.

ગુણદર્શી તરીકે પંકાવાની હોંશ મને બેશક છે, પણ એ પૂરી કરવાના જ જરા અશુદ્ધ હેતુથી આ પ્રવૃત્તિ આદરી નથી. સાચદિલી વિના બધું ન કામું. સાચદિલી વડે હેતુનું શુદ્ધીકરણ અશક્ય હોત, 'સંદેશિકા'ના ગુણો દર્શાવવાની ફરજ સાથે આપ્યા પહેલાં પણ એ ન દેખાયા હોત, તો નિમંત્રણ આભારપૂર્વક ન કારવા હું સ્વતંત્ર હતો. (પાડ પ્રભુનો કે હજી એટલી સ્વતંત્રતા તો આદેશમાં રહી છે; સાહિત્યનો કો સ્ટેલિન બૅયોનેટની અણીને બળે અમુક સાહિત્યકારનાં ગુણદર્શન કે દોષપ્રદર્શન લખાવી શકે એ દહાડો કદાચ ગુજરાતમાં આવશે ખરો, પણ ઘણો દૂર છે). પણ એ સ્વતંત્રતાનો લાભ લેવાની જરૂર પડે તેવું ન હોતું. નિમંત્રણ આપ્યું ત્યારે જ આઠેક દહાડાથી એક નવી ટેવ મેં કેળવી હતી. ચોપાનિયું ચલાવનાર તરીકે મારાં નિત્યકર્મોમાં ઘણું ઘણું કુથા જેવું, કંટાળા પ્રેરક કામ કરવાનું હોવાથી, હમણાં હમણાં તો ખૂબ એમ લાગવા માંડેલું કે શિષ્ટ કવિઓના નિયમિત સમાગમમાં નહીં રહું તો દિવાળી લગીમાં જરૂર દયાપાત્ર રસદુશ્મન બની જવાનો પણ રસના એ સત્સંગીઓને સેવવા ક્યારે ? વખતના ભારે વાખા છે. ત્યાં આ નવું કામ ક્યાં ઉપાડવું ? બીજી બાજુ, રસિકજન તરીકે જીવતા રહેવાનો લોભ પણ વણથોભ હતો. એટલે આખરે, વાળુ પછી ટહેલવાના કલાકમાંથી અર્ધો ઉધાર્યો એ કમાણી કરવા ખાતે. આજ સુધીમાં, કેટલાય ઉધાર ખર્ચો કર્યા બદલ હું (પચ્છમ બુદ્ધિ બ્રાહ્મણને સુશોભતી રીતે) પાછળથી પસ્તાયો છું; પણ આ ઉધાર ખર્ચ તો ઉગી નીકળ્યો અનેકગણો, એ કહેવાની જરૂર ખરી ?

રસાત્માના ઉદ્ધાર કાજે ઉપાડાયલી એ હીલચાલની શરૂઆતમાંજ 'સંદેશિકા' હાથમાં આવી હતી. તેને વિશે જે સત્ય એ સમયે આછું આછું સ્ફુરેલું, તે આ લેખ માટેના પુનર્વાચન વખતે મનમાં દઢાતું ગયું. 'સંદેશિકા' નું સૌથી આગળ પડતું ગુણલક્ષણ એ છે તે કે ખબરદાર સંહિતાનું સૌથી વધુ પ્રતિનિધિ રૂપ મંડલ છે. એમની કવિત્વશક્તિને મૂર્ત કરનારાં એમનાં જુદાં જુદાં ગ્રન્થગ્રંથિકામાંનાં કોઈ પણ એકમાં એ શક્તિનાં સર્વ વિશિષ્ટ લક્ષણો નજરે તરી આવતાં હોય તો તે 'સંદેશિકા'માં જ 'કાવ્યરસિકા'થી (૧૯૦૧) માંડીને 'દર્શનિકા' (૧૯૨૧) સુધીનાં પૂરી એક લીપીનાં પોતાના મુખ્ય નવ પુસ્તકોમાં કવિએ કુદરત અને માનવીનાં, કે દેશનાં અને પ્રભુનાં જે મહિમન્સ્તોત્રો જુદે જુદે વખતે ગાયાં છે, તે સર્વના નમૂના આપણને આ બસોથીય ઓછાં નાનાં નાનાં પાનાંની ગ્રંથિકામાંથી મળી રહે છે. કવિએ જાણે પોતાના જીવનસંદેશનાં સકળ અંગોને એકત્રિત કરવાના હેતુથી જ આ સંગ્રહને ગોઠવ્યો હોય તેમ, તેનાં છપ્પન કાવ્યોમાં એમના સર્વે લાક્ષણિક ભાવો અને રસો, વિષયો અને છન્દોને સમાઈ જતાં આપણે જોઇએ છીએ. અહીં આછેરો સમર્યાદ શૃંગારરસ છે, ઘેરો કરુણરસ છે, ઉછળતો વીરરસ છે; તેમજ, વાત્સલ્ય અને ભક્તિના રસો પણ અનુભવાય છે. આનાં પહેલાં ચોવીસ કાવ્યોમાં પ્રકૃતિ, કોમળ ગૃહભાવ કે મિત્રવિરહ ગવાયાં છે, તે પછીનાં બારમાં રાષ્ટ્રભક્તિ તથા વીરોદ્રેક વિલસે છે, અને છેલ્લાં વીસમા જીવનસમસ્યા ઉકેલવાના કે તત્ત્વચિંતનના સમર્થ પ્રયાસો છે. વળી, નવા છંદો રચવાની આપણા કવિની અસરકારક શક્તિ અને ખાસિયતને જ ધ્યાનમાં રાખીને વિચારીએ તો, તેના પ્રતિનિધિરૂપ વીરવિજય, પુનરાવતિ અને ચક્રાવલિ છંદો અહિંયાં મોજૂદ છે, એ હકીકત પણ ધ્યાન ખેંચ્યા વિના રહેતી નથી.

આપણા વિવેચન વિષયને સર્વસામાન્ય દૃષ્ટિએ આટલો નિરૂપ્યા પછી, બે જ ટુંકા પ્રશ્નો રજુ કરી તેનાં ટુંકા ઉત્તર આપવાના રહે છે: 'સંદેશિકા'માંનાં ઉત્કૃષ્ટ કાવ્યો કયાં ને તે શા કારણે ઉત્કૃષ્ટ! 'સંદેશિકા'ની સુંદરતમ પંક્તિઓ કઇ કઈ! આના ઉત્તરો વાંચતાં વાચક બે વાત ન વિસરવા કૃપા કરે: આ વિષય અંગત રુચિ-અરુચિનો હોવાથી, મતભેદને ચાહો તેટલો અવકાશ છે; અને, ઉત્કૃષ્ટ ને સુંદરતમ હોય તે દરેકદરેકનો વિગતવાર ઉલ્લેખ, સ્થળકાળનાં દુર્ભેદ્ય બંધનોને પ્રતાપે શક્ય ન પણ બને. ત્રીજું એ કે, બેઉ પ્રશ્નોના ઉત્તર એજ બંધનોને કારણે, એક બીજામાં પરોવી લેવા પણ પડશે. સંક્ષેપમાં, આપણું હવેનું કર્તવ્ય ગુણદર્શન કરતાં યે ગુણસૂચનનું વધુ અંશે રહેશે.

છ વર્ષ પર 'સંદેશિકા' પહેલી વાર વાંચી ત્યારથીજ તેનાં અમુક કાવ્યો-દર્દભર્યું 'મધુરી' અને ગહનદર્શી 'અગોચર ધામ'; અમે 'ચેતન'માં છાપેલાં તે 'સંદેશ' અને 'ત્રિકાલ'-તો મને અત્યંત પ્રિય હતાં અને તેમાંની કેટલીક લીટીઓ તો મોઢે ચઢી ગઇ હોવાથી એને વારંવાર ગુંજતો. એવાં ગુંજન 'જીવનસંધ્યા' એ આ સંગ્રહના શ્રેષ્ટ કાવ્યને ભાગે કેમ ન આવ્યાં એ પ્રશ્ને મને આ દિવસોમાં ફરીફરીને વિચારમાં નાંખ્યો છે. આ સરતચૂકનું પરિણામ હોય કે ગમે તેમ, પણ પૂર્વોક્ત વાળુ પછીના કાવ્યવાચનની એક રાતે જ્યારે એ નજરે ચઢયું, ગવાવા માંડયું, અને કડી પછી કડી ગવાઈ તેમ તેમ એ મનોરમ સંસ્મરણાત્મક કૃતિના ઊંડી કરુણતા અને અંતે આશા શ્રદ્ધાથી ભરેલા શબ્દો અકથ્ય કો ભાવો ઉરમાં જગવવા લાગ્યા, ત્યારે મેં એટલો આલ્હાદ અનુભવ્યો, જેટલો નવીન તારક દૃષ્ટિપથમાં તરી આવતાં ખગોળશાસ્ત્રનો રસિક અભ્યાસી અનુભવે છે.

> સખી! ઝૂમાઇ પ્રાણની પાંખડી રે, અધસૂકી લાગે શું વસંત જો;
> ખાંચી ખાંચી વરસે મેઘલા રે, અધુરાં અજવાળાં ઉતરંત જો:
> સખી કંઇ ચાલી ગયું જીવનથકી રે!

આ પંક્તિઓથી કવિ આ વિરલ ઊર્મિગીત શરૂ કરે છે અને પછી ગતકાલનાં સ્મરણો વર્ણવતા, "મીઠાં તેજોમય સ્વપ્નાં"-"સંદેશા દેતા ખદ્યોત"-"વનલીલામાં પ્રાણ વસાવતો પંખીડાંનો પુણ્યસમાજ" અને પ્રત્યેક ઉઘડતા પ્રભાતનાં ખીલતાં ફૂલ અને રંગો અને "અતુલ પ્રભા": આ સઘળું ભાવાર્દ્ર હૈયે યાદ કરે છે; પછી ભૂત અને વર્તમાનનો અગમ્ય વિરોધ આમ હૃદયંગમ વાણીમાં આલેખે છે!

આજે એ જ ઊભી તરૂ વેલડી રે, એ જ ઉપર છાયું આકાશ જો,
ઘૂમતી રવિચંદ્રાની બેલડી રે વેરે એ જ અલૌકિક હાસ જો:
સખી ! પણ કંઇ એમાંથી ઉડી ગયું રે, કે સખી ! આ ધરણી તજતી તેજને રે,
કે આ ભૂલતી મારી આંખ જો ? અંધારે ગૂંથાયું તેજ, કે રે
તેજ તણી બીડાતી પાંખ જો ! સખી ! કંઇ એવું અગમ્ય જ શું હશે રે?

સૃષ્ટિની આ ગહન સમસ્યા શી છે ? શું સૌંદર્ય એક અને અભંગ નથી ? માનવહૃદય એક અને અભંગ નથી ? આત્માના ઉન્નતિપંથે દીપતી આ મહાજ્યોતિ પણ શું અખંડ નથી ? કે ના એ તો આગળ વધીએ તેમ દૂર ખસે છે, એટલું જ ?... ... પ્રકૃતિમાં જે દ્વંદ્વ છે—ગાતાં નાચતાં કોયલ મોર તેમાં છે તેમ ઊંડું ઘોરતો સાગર અને સૂકા પીપળાના બિહામણાં ઠુંઠાં પણ છે; વિલસતો પ્રાણ અને વિનાશતો કાળ ત્યાં જે પ્રભુત્વ ભોગવે છે—તે જ દ્વંદ્વ માનવજીવનને પણ કેવાં સાદ્યંત આવરી લે છે, તેને કેટલું મધુર કરી મૂકે છે ?—

નિદ્રા જેવું જીવન આપણું રે, એક રજનીનો જન્મ જણાય જો;
ફૂટી તારા સન્ધ્યા તેજથી રે વધતાં અંધારે ગૂંથાય જો;
સખી ! એવા જીવને પડદા પડે રે.

દ્વંદ્વ—દ્વૈત કોઈ પણ ખરા મુમુક્ષુને બહુ લાંબો વખત કનડતાં નથી તો આ રસપિપાસુને—બ્રહ્મની અમોઘ રસધારાના પિપાસુ એવા કવિ જનને—કેમ કનડે ? આટલી તીવ્ર વેદના પછી તેને અંતરે સ્વપ્નોની જેમ “સત્યો જાગતાં” પણ થાય છે, જૂનાં સ્મરણો તેને સતાવતાં નથી પણ “પ્રિય અંકાર” એને “વધુ વહાલી” એ બને છે; તેને હૃદયે આશા અંબાર છવાય છે કે પોતે હવે નવી લાધેલી ધર્મશ્રદ્ધાને બળે જીવનસંધ્યાએ “અમી સાગરતીર” પહોંચશે; અને અંતે, પ્રકૃતિદર્શન જ તેને અદ્વૈત શોભાનું આત્મદર્શનું સૂચવે છે:

સંધ્યા મેઘે રંગ રમી સમે રે ને આથમે તેજોનું તેજ જો;
સંકેલાશે તેમ જીવન જગેરે પ્રભુજીની પ્રભુતામાં એ જ જો:
સખી ! ત્યારે પણ તે કંઈ દોરશે રે.

‘હૈયામ મક્કાનો હાજી’ એક બીજું સરસ કાવ્ય છે. ઘેરા કરુણની એવી તો ગાઢ છાયા તેની પર પથરાયલી છે, એવી તો ઊંડી ને અકથ્ય જેવી વેદનામાંથી એ જન્મ્યું છે, કે, આપણી ભાષામાં જે થોડાં જ સર્વોત્તમ ટુંકાં વિરહકાવ્યો છે—રમણભાઈના ‘તું ગઈ’ કે ઠાકોરના ‘ચોટી’ જેવાં—તેની હરોળમાં તેને વિના સંકોચ મૂકી શકાય. વધુ વિવેચન વિના એ દર્દે દિલીભરી ગઝલના થોડાક સૂર સુણીએ—સુણીએ ને મ્હાણીએઃ

ખુબ કરી જો હૈયમની સોદાગરી હાજી ગયો બેકદર ગુજરાતની કરી ચાકરી હાજી ગયો ! ખુ. કરી૦
જ્યાં ભર્યાં તાં આસમાને ઘોર કાળાં વાદળાં, રંગ ત્યાં બેમૂલ કૈં કૈં ચીતરી હાજી ગયો ! „ „
એ અમીરીના સખુન પર ત્યાં ફિરસ્તા છે ફિદા, અહીં ન જાણ્યું મોતી શાં શાં વીખરી હાજી ગયો „
રો હવે ગુજરાત ! રો, રો ! ના પિછાન્યો જીવતાંઃ આંસુના દરિયાવ એવા કૈં તરી હાજી ગયો „ „

અસામન્ય નાયિકાના મુખમાં મુકાયલું ‘પ્રેમદાન’ શૃંગારનું એક પરમ સુન્દર કાવ્ય છે. નાયિકાને અસામાન્ય એટલા માટે કહી કે, “ધોમ ધખે ને ધરણી તરસે” એવી રીતે એ પ્રેમતૃષાર્ત છે, અને, “ધમ ધમ મેહુલો વરસે” એમ વરસતા પ્રીતમપ્રેમને ઝંખે છે છતાં, માત્ર સ્વરૂપવાન કે લહેરી, માત્ર વ્યોમવિહારી કે પરાક્રમી પ્રીતમ તેને તર્પી શકે તેમ નથી. જે નાયકની વાંછના તેને છે તેનામાં આ સર્વ ગુણો ઉપરાંત, જાણે એક જ મુઠ્ઠી પ્રેમના દાનથી વિરાટ વિશ્વને સ્મરવાની એ અનુભવ પ્રિયતમાને કરાવવાની શક્તિ અને જેમાં પગલેપગલે અનેરાં જ્યોતિફૂલ વેરાયાં છે એવા “સૂર્યનો માંડવ અણમૂલો”ની પ્રકાશમયતા તે માગે છે. અને એથી યે વધુ. આવાં સાચાં મોંઘાં અને શૂરાં પ્રેમદાન, આવાં મીઠાં ને ઊંડાં ને વિરલાં પ્રેમદાન પણ તેને જો ઓછે —ઓછો જ સંતોષ આપે છે, તેથી તે જીવનની ઉચ્ચોચ્ચ ભૂમિકાપર, અને જીવનના વિપળેવિપળ વહાલમની સાથે સંપૂર્ણતાએ સાયુજ્ય સાધવા તલસે છે—

શ્વાસેશ્વાસે છે આ જીવનનાં આણાં, ભરતીનાં મોજાં ભરાણાં:...વ્હાલમજી !
દેવી તે પ્રેમદાન દેશો જી ક્યારે ?

રાષ્ટ્રમહિમા ગાતાં અને રાષ્ટ્રભક્તિ પ્રેરતાં જે બાર કાવ્ય ઉપર કહ્યાં તેમાંનાં ત્રણ–'ગુજરાતનો યજ્ઞકુંડ' 'ઓ ગુજરાત! ઓ ગુજરાત!' અને 'દેવીનું ખપ્પર'– તો ગુજરાતી સાહિત્યમાં ખરેખર અજોડ છે. પહેલું ને ત્રીજું તો જગતસાહિત્યમાં પણ ઊંચું સ્થાન પામે તેવાં પ્રભાવપૂર્ણ અને હૃદયદ્રાવક છે. 'ગુજરાતનો યજ્ઞકુંડ'થી તો હવે પ્રાંતનો કોઇ પણ સંસ્કારી પ્રજાજન અજાણ હોવા સંભવ નથી, પણ 'દેવીનું ખપ્પર' એટલું જ પરિચિત નથી. જુગજુગથી સ્વાતંત્ર્યપ્યાસી, બારબાર સૈકાથી પરાધીન દશામાંજ ભટકતી, મનેતને શોષાઇ ગએલી, પુત્રોમાં આછાં ને અધુરાં સ્વાર્પણે (જો તેથી, સ્વાતંત્ર્ય ટુકડાઓ વડે) સંતોષાઇ જવા અનિચ્છુક એવી ખપ્પરધારી ભારતચંડિકા એ કાવ્યમાં ભારતપુત્રોને રુધિરનાં અને પ્રાણનાં અંતિમ આત્મસમર્પણ કરવા ઉદ્બોધે છે. તેનો સંદેશ વર્તમાનનો નહીં એટલો ભવિષ્ય માટે તો છે, કવિકલ્પનાને થએલાં આર્ષદર્શનને આપણે હજી વિશેષ બલિદાનોદ્વારા પૂર્ણ સ્વરાજ્યજીતીને હજી હવે ખરા પાડવાનાં છે, એટલે તેમાંની બે લાક્ષણિક, અત્યંત અર્થવાહી કડીઓથી જ આ લેખ ભલે પૂરો થાય:

અંજલિ નાખે, ખોબો નાખે, નાખે કો ભર પ્યાલી: જુગસૂકું તપિયું દે શોષી, ખપ્પર તો રહે ખાલી.
ખપ્પર ભરો૦

જ્યોતિજ્યોતિ ઘરઘર જો સળગ્યો, રાતીરાતી શું માગું ! શિર કાપી ખપ્પરમાં નાખો, કરી કાળજું આખું !
ખપ્પર ભરોભરો હો !

---

## બ્રહ્મનો સંદેશવાહક

### શ્રી. ગણપતલાલ મગનલાલ જોશી

કાવ્ય એ કવિ હૃદયને પ્રભુની અમૂલ્ય બક્ષિસ છે, અને કવિહૃદય એ પ્રભુની રસસૃષ્ટિનું કેન્દ્રસ્થાન છે. જ્યારે કવિ રસોત્કૃષ્ટ થઈ હૈયાના ફુવારા છોડે છે, ત્યારે એમાં બ્રહ્માંડની રસધારાનાં પણ દર્શન થાય છે. કવિહૃદય એ માનવ–સૃષ્ટિનો અમૂલ્ય ખજાનો છે. એમાં પ્રભુતાનાં દિવ્ય સૂત્રોનો પણ સમાવેશ થયેલો હોય છે. જ્યારે કવિહૃદય રસ–પ્રફુલ્લ થઈ ઉભરાય છે. ત્યારે એનાં રસબિન્દુ બંધાય છે. આ બિંદુમાં દૈવી ભાવ યા બ્રહ્મના સાચા સંદેશ પણ હોય છે. કવિ આ ભાવ પોતાના કાવ્યમાં સારી રીતે ઉતારી શકે છે. એટલે સાચો કવિ બ્રહ્મનો સંદેશવાહક છે એ ખરે-ખર સત્ય હકીકત છે.

કવિશ્રી ખબરદાર આ માન્યતાના અનુયાયી છે. તેઓશ્રીએ "સંદેશિકા" ની પ્રસ્તાવનામાં આ બદલ ઉલ્લેખ કરેલ છે. એટલુંજ નહીં પણ ખરેખર કવિશ્રીએ આ માન્યતા અમલમાં પણ મૂકેલ છે. કારણ જ્યારે આપણે એમનાં કાવ્યો વાંચીએ છીએ, ત્યારે કેટલેક સ્થળે બ્રહ્મના પરમ સત્યોનું પણ આપણને દર્શન થાય છે. કેટલેક સ્થળે તો તેઓશ્રી બ્રહ્મમાં એટલા બધા તન્મય થઈ ગયેલા જણાય છે કે, જ્યારે આપણે એ કાવ્ય વાંચીએ છીએ, ત્યારે આપણી આસપાસનું વાતાવરણ પણ આપણને બ્રહ્મમય ભાસે છે.

હવે આપણે કવિશ્રીનાં "સંદેશિકા"માં દર્શન કરીએ. સદર પુસ્તકનાં કાવ્યોમાં કવિશ્રીએ ખરેખર બ્રહ્મના સાચા સંદેશા જ આલેખેલા છે. આપણને કવિશ્રી "સંદેશ" નામના પહેલા જ કાવ્યમાં નિમંત્રે છે તેનો વિચાર કરીએ.

"હૈયાના હોજ આ હેલે ચઢ્યા હો ! રેલે બ્રહ્માંડ રસધારા રે લોલ;
ઝીલો ઝીલાવો મન મહેલે રસિકડાં ! નીતરે સંદેશ કંઈ ન્યારા રે લોલ !
આવો આવો રસ આંગણ રસિકડાં ! ઝીલજો સંદેશ અહિ ન્યારા રે લોલ !

કવિશ્રીએ ઉપરોક્ત ચાર પંક્તિઓમાં કવિ હૃદયનું ઠીક બ્યાન કરેલ છે. આ કાવ્યમાં હૃદયોદ્‌ગાર પણ સાચા કવિને શોભે તેવા જ છે. શબ્દરચના પણ ઘણી સરસ છે. કાવ્ય વાંચવાની શરૂઆત કરતાંજ આપણને કવિશ્રીના હીલોળે ચઢેલા હૈયાના હોજનું જાણે સાક્ષાત દર્શન થતું હોય એમ જ ભાસે છે. કાવ્યની છેલ્લી બે પંક્તિઓમાં કવિશ્રી વાંચકોને ભાર દઈને બ્રહ્મના ન્યારા સંદેશ ઝીલવા માટે નિમંત્રે છે. એકંદરે આ કાવ્ય-સંગ્રહનું નામ "સંદેશિકા" આપેલ છે એ પણ વ્યાજબી છે, કારણ કે એમાં સાચા કવિ હૃદયના જ સંદેશા છે.

હવે કવિશ્રી તત્ત્વજ્ઞાનની બાબતમાં કેટલા ઉંડા ઉતરેલ છે તેનો વિચાર કરીએ. ("માનવચિન્તા" નામના કાવ્યમાંથી.)

"શૂન્ય હતું ત્યાં એક બન્યું ને એકના થાય અનેક સર્વે ગણિત શમ્યું એકમમાં તે એક તણોજ વિવેકરે."

આ પંક્તિઓ કવિશ્રીએ તત્ત્વજ્ઞાની ભાવનાઓનું રમ્ય શબ્દચિત્ર આલેખેલું છે. "બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે" ની માફક આ કાવ્યખંડમાં "એક તણો જ વિવેક" એ પંક્તિ આખા કાવ્યમાં કંઈ અનેરા પ્રકારનો પ્રકાશ પાડે છે તત્ત્વવેત્તાઓએ બ્રહ્મ સંબંધી ચિરકાળ સુધી વિચાર કરી આખરે જે તત્ત્વ શોધી કહાડેલું તે તત્ત્વનું બ્યાન કવિશ્રીએ આ કાવ્યખંડમાં ઠીક કરેલું લાગે છે.

આપણે હવે કવિશ્રી "અગોચર ધામ" નામના કાવ્યમાં કવો વિચાર દર્શાવે છે તેનો વિચાર કરીએ

"એક મોંઘું અગોચર ધામરે મારા અંતરનો આરામ—(ધ્રુવ)
જોઉં જોઉં ત્યાં આંખ ભૂલે ને બોલી બોલી ભૂલું નામ;
ખોળું ખોળું પણ સહેજમાં સરકે હાથ આવ્યો વિશ્રામ રે: એક એવું અગોચર ધામ.
અંતર સ્વર્ગના પાલવ પકડી, ધરજો અખંડ એક આશ;
રોતી જગતમાં ઝીલશે ને ભરશે આત્મા ઉંડેરો હાશરે, જોઈ મોંઘું અગોચર ધામ!"

"અગોચર ધામ" વિષે કવિશ્રીના વિચારો પણ ઘણાજ મનનીય છે. ખરેખર અગોચર ધામ તો દુર્લભ છે. અંતરચક્ષુ સિવાય આપણુ તેને જોઈ શકતા નથી. બાહ્ય ચક્ષુથી નીહાળતાં આપણુ ભૂલામણીમાં પડીએ છીએ. સામાન્ય બુદ્ધિથી જોતાં આપણને ઘડીભર હાથ સાંપડે છે અને પલવારમાંજ આપણે પાછા વિભ્રમમાં પડીએ છીએ, ખરેખર આ સર્વ સત્ય કથનીઓ છે, છેવટની પંક્તિઓમાં શંકાનું નિવારણ કરેલ છે તે પણ વ્યાજબી છે. જ્યારે આપણને મહાશાન્તિનું ભાન થાય છે અને જ્યારે આપણે એક નિશ્ચય પર આવી, જગતની સર્વે ખોટી જંજાળોને જ્ઞાનદૃષ્ટિથી નિહાળી ત્યાગીએ છીએ, અને કૈવલ્યપદ માટે આશાવાદી થઈએ છીએ, ત્યારેજ આપણને અગોચર ધામનું ભાન થાય છે. કવિશ્રીએ આ સર્વ સત્ય ઘટનાને આ કાવ્યમાં ઠીક ગુંથેલી છે.

"એતો નથી અળગોરે ઘનશ્યામ છે ઘટમાં શ્રીમદ્ ભાગવત ભાખેરે વળી શાસ્ત્રો ખટમાં" ઉપરોક્ત પંક્તિઓ મહા ગુજરાતના કોઈ તત્ત્વવેત્તા ભક્તકવિની છે. કવિશ્રી ખબરદારે પણ "અગોચર ધામ" નામના કાવ્યમાં અંતર સ્વર્ગનેજ અગોચર ધામ તરીકે ઓળખાવ્યું છે. ખરેખર આ સર્વે ઘટનાઓ તેમની સત્ય જ્ઞાનદૃષ્ટિ તથા સાચા સંદેશવાહક તરીકેનું ઠીક બ્યાન કરે છે.

હવે આપણે કવિશ્રીની પ્રભુમાં કેટલી આસ્થા છે તેનો ખ્યાલ "માનવચિંતા" નામના કાવ્યમાંથી નીચે ટાંકેલી પંક્તિઓ ઉપરથી કરીએ:

"ભર બ્રહ્માંડ તણા સાગરમાં ચાલે ભરતી ઓટ,
પ્રભુ બેઠા છે સુકાને, ઓ માનવ; તારે ફિકર શી મોટરે!
ડગ મગ પગ તુજ ડોલતો ને ડગ ડગ ઠોકર ખાય;
પળ પળ તારી પાંખડી પકડે પ્રભુની આંગુલિ ત્યાંયરે!"

કેટલી અડગ શ્રદ્ધા ! જેનો પ્રભુ જ સુકાની છે. પછી ભલેને જીવન દરિયે ગમે તેટલું તોફાન થાય તોપણ તેને ડર રાખવાનું શું કારણ ! ગુમાસ્તો શેઠના નામનો શુદ્ધ દાનતથી વેપાર કરે, પછે તેને નાહક નફા ટોટા માટે અંગત ચિંતા રાખવાનું શું કારણ ! પ્રત્યુત્તરમાં કંઈ પણ નહીં. કવિશ્રીએ આ ઘટના "માનવચિંતા" વાળા કાવ્યમાં ઠીક ગુંથેલી છે, એકંદરે એમના કાવ્યોમાં પ્રભુ પ્રત્યેનો પ્રેમ અને શ્રદ્ધા ઘણે સ્થળે જોવામાં આવે છે.

સ્નેહ અને માર્દવતા એ કવિ હૃદયનું વિશિષ્ટ લક્ષણ છે. તેઓશ્રી પરમાત્માને સ્નેહ સ્વરૂપમાં અને કવિતાને સ્નેહજ્યોતિ પરમાત્માએ મનુષ્યને નવાજેલો એક અમૂલ્ય વારસો છે એમ માને છે. ખરેખર એ સત્ય હકીકત છે. કારણ સ્નેહજ્યોત પ્રગટ થયા સિવાય કવિહૃદય કદી રસ–પ્રફુલ્લ થતું નથી. અને રસોત્કૃષ્ટ થયા સિવાય કાવ્યરૂપી સ્નેહનો ઉભરો કદી બહાર આવી શકતો નથી. સામાન્ય મનુષ્યોની બાબતમાં આ ઘટના ફતેહમંદ થઈ શકતી નથી. પણ કવિહૃદયની સ્નેહજ્યોત પરમાત્માની વિભૂતિનું અનુકૂલ વાહન છે. માટે સાચો કવિ ખરેખર સ્નેહજ્યોતિ પરમાત્માનો સંદેશ–વાહક છે એમ કહેવું કંઈ ખોટું નથી.

હવે આપણે કવિશ્રીના " રસ પ્રભુતા " નામના કાવ્યનું અમૃતપાન કરીએ :

" ઘુટડા ભરી ભરી પીઓ કે, રસનાં સરોવરો છલકાય
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય
કણ કણમાં જેમ મણિ વિલસે છે, બિન્દુ બિન્દુ બ્રહ્માંડ
રસગ્રાહક રજરજમાં નિરખો, ભર્યો દિવ્ય રસકાંડ. "

આ કાવ્યમાં કવિશ્રીએ રસ–પ્રફુલ્લ હૃદયનું આપણને ઠીક બ્યાન કરેલ છે. જેમ પાણીથી ભરપુર થયેલ સરોવર પવનની મંદમંદ લ્હેરોથી હીલકોરે ચઢે છે. તેમ કવિશ્રીના રસોત્કૃષ્ટ થયેલા હૃદયનું પણ આપણને આ કાવ્યમાં દર્શન થાય છે. કવિશ્રીએ રસબિન્દુની કીંમત પણ યોગ્યજ આંકેલી છે. એના એક એક બિંદુમાં પણ બ્રહ્માંડના પરમ સત્યોનું તત્ત્વ સમાયેલું છે, વગેરે ઘટના કવિશ્રીએ આ કાવ્યમાં ગુંથી, આ કાવ્ય ઘણુંજ મોહક અને મનનીય રચેલ છે.

એમનાં એકંદર તમામ કાવ્યોમાં કંઇને કંઈ સંદેશા તો સમાયેલા છેજ. સંદેશવાહક તરીકે ગુજરાતી સાહિત્યમાં એમનું સ્થાન અદ્વિતીય છે. એ કલાફકીર જ્ઞાતે પારસી હોવા છતાં પણ ગુર્જર ગિરાના ઉદ્ધાર માટે રસઝોળી ફેરવી રહ્યા છે. એ ખરેખર આપણું અહોભાગ્ય છે. એમની રસઝોળીમાં શું શું ભરેલું છે તેનો હવે આપણે ખ્યાલ કરીએ:

" ભર્યાં કલ્યાણ અમ ઝોળીએ ચોળો ચોળો અમારી રાખરે જોગીડા જુનારે ! "

બ્રહ્મના સાચા સંદેશવાહક આ રસજોગીની કલ્યાણઝોળી આપણને ચિરકાળ રસથાળ પીરસે ! એજ શુભેચ્છા.

## કલિકા

### શ્રી. નરીમાન સોરાબજી ગોળવાળા

કલિકા ! કેવું મીઠું નામ ! કલિકા એટલે ફૂલની કળી. ફૂલની કળી ખીલતી ખીલતી જેમ પોતાની ફોરમ પ્રસરાવે છે તેમ બાળઆત્મા ધીમે ધીમે ખીલતો જઇ ઉંચે ચઢતો જઈ પોતાની પ્રિયાત્માને મળી પોતાની ફોરમ પ્રસરાવે છે. આત્મા સાત સાત તબક્કાઓમાંથી પસાર થાય છે. એને એની પ્રિયાનું દર્શન થાય છે. તે પછી એ સૌંદર્ય, વિલાસ, અર્પણ, બંધન અને પ્રબોધના પગથીએ ચઢી અંતે વિજય મેળવે છે અને કહે છે:

આવ પ્રિયા આવ જગત બધું વિરામી ગયું; રહ્યાં માત્ર આપણેઃ જો, હસે જગતાત !

કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનાં છેલ્લા ત્રણ દાહેકામાં ૭ ઉચ્ચ કાવ્ય–પુસ્તકો પ્રકટ થયાં છે. ૧૯૦૧ માં એમણે "કાવ્યરસિકા"નો રસ ચખાડયો. એની યે અગાઉ એમનાં છૂટાં છવાયાં કાવ્યો જુદાં જુદાં માસિકોમાં પ્રકટ થતાં હતાં. સ્વ. શ્રી. દાદી તારાપોળવાળાએ પોતાનાં ચોપનિયાં "માસિક મજાહમાં ૧૦૦ દ્રષ્ટાંતિક દોહરાની હરીફાઈ ગુજરાતી કવિઓ વચ્ચે કરાવી હતી. આપણા કવિશ્રીએ તેમાં ભાગ લીધો હતો અને એમના દોહરા ઉત્તમ ઠર્યા હતા. આમ ૧૬ વર્ષની વયે કવિ ખબરદારનું નામ પહેલું જાહેરમાં આવ્યું.

'કાવ્યરસિકા' પછી 'વિલાસિકા'ના વિલાસમાં ડૂબાડી, 'પ્રકાશિકા'નો પ્રકાશ ફેલાવી 'ભારતનો ટંકાર' રણકાવી 'સંદેશિકા'ના સંદેશ આપી છેવટે આપણા કવિશ્રીએ છેલ્લી 'કલિકા'ની ફોરમ પ્રસરાવી છે. એમાં સાત સાત પાંદડીઓદ્વારા એમણે Soul અને sense નો યોગ સાધ્યો છે.

શરૂઆતમાં વાંચતાંની સાથેજ દિલ ખુશ થઈ જાય એવું તો 'કલિકા'નું અર્પણ છે. છેલ્લી લીટીઓ વાંચતાંજ વાહ ! વાહ ! ના ઉદ્ગારો નીકળી જાય છે:

પ્રાણભાગી સખી મારી ! જીવનસોહાગી મારી ! સ્વાર્પણની મૂર્તિ ! મારૂં અર્પણ આ અલ્પઃ<br>
દીધું તારૂં દઉં તને; કીધું તારૂં કહું તનેઃ ફળો તારે હૈયે સ્નેહસ્વમના સંકલ્પ !

કેવા સુન્દર શબ્દોમાં કાવ્યપ્રિયાને સર્વસ્વ અર્પણ !

"કલિકા" ના ઉદ્યાનમાં પ્રવેશતાં પ્રિયાનાં દર્શનની શરૂઆત થાય છે. યુવાનીમાં આશકને પોતાની પ્રિયા કેવી લાગે ! કવિની આ પહેલી લીટીઓ જુઓ:

લીલા પેલા આંબલાની સૂર્યગુંથી છાયા નીચે ચાંદની શી મંજરી છે પડી એમ તેમ<br>
ડાંખળી શા હાથ વાળી ફૂલ જેવું શીશ મૂકી સૂતેલી છે પ્રિયા મારી મંજરીની જેમ.

અને એ પહેલા દર્શનથી આગળ વધતાં દુનિયાના દેવ દેવી અને પેગંબર વિષે જે શ્રદ્ધા અને ભક્તિ એણે ખોઇ દીધાં હતાં તે પ્રિયાને જોઇને એનામાં પાછા આવે છે. સુંદરીના વાળમાંથી પડી ગએલું મોગરાનું ફૂલ કવિને છેક પ્રભુ સુધી કેમ લઈ જાય છે તે માટેની આ લીટીઓ જુઓ:

ચાલી જતી રજનીના કેશમાંથી ખરી પડી ક્ષિતિજના આંગણામાં ચંદ્ર પડ્યો હોય,<br>
પ્રિયા કેરી વેણીમાંથી ખરીને પડેલું એવું મોગરાનું ફૂલ દેખી મન મારૂં મોહ્યું;<br>
મોગરાનું ફૂલ એવું સુંઘતાં હું સ્વપ્ને સરૂં–ફૂલમાંથી કેશ, અને કેશમાંથી શીષ,<br>
શીષમાંથી મન અને મનમાંથી આત્મા–એમ જડે પાછાં જગત ને જગતનો ઇશ.

પ્રિયાનાં દર્શન કરતે કરતે તેનાં સૌંદર્યનું કવિને ભાન થાય છે અને તે સૌંદર્યગીત ગાય છે. પોતાની પ્રિયાને માટે કવિ પૂછે છે:

દીઠો છે કે રાજહંસ માનસસરે કદાપિ ! જોયાં છે અરબ્બી મોતી ? લક્ષ્યાં હિમપાશ !<br>
ગુગળના પાન કેરી મૃદુતા નિરીક્ષી કદી ! પોપટીની પાંખની કે માણી નરમાશ !

ચાખ્યું દિવ્ય કવિતાનું અમૃત અવાચ્ય કદી ! લાગી કદી સ્વપ્ન દીઠી પરી કેરી લેહ !
અમલ, કમલ, મુખમલ જેવી પ્રિયા મારી—એવી ગોરી, મૃદુ, એવી મીઠી એહ !

પછી તો પ્રિયામાંજ જાણે બધું વિશ્વ ભર્યું હોય તેમ કવિ જણાવે છે:

પ્રિયાએ તો વિશ્વ બધું સર કરી લીધું લાગે વર્ણવું હું કેમ એનું જાદુભર્યું જોર:
ચંદ્ર અને સૂર્યને તો સંતાડી પોતાને હૈયે આકાશ અમારાં એણે કીધાં કાળાં ઘોર;
તારાઓને નાખ્યા નિજ નયન–સરોવરોમાં, બાંધ્યું આસમાનને ત્યાં કીડીએ સગર્વ;
તેજમય વિશ્વ બધું બંધાયું છે પ્રિયાહસ્તે–પ્રિયાને જો જોઈ તો છે જોયું વિશ્વ સર્વ !

અહીં ત્રીજી લીટીમાં કવિએ કેવી ગર્ભિત અને કલામય રીતે સ્ત્રીવિષય સૌંદર્યનો ઉલ્લેખ કર્યો છે !

પ્રિયાના વદનનું આ વર્ણન પણ જાણવા જેવું છે:

" પ્રિયાનું વદન જાણે રત્નનું સદન મોંઘું: હીરા બાંધ્યા પાનાં આંખે મચી હસે ધન્ય;
માણેકની દાબડીમાં મોતીડાં મઢેલાં ઊંચાં મુખથી ડોકાવી શોભ બતાવે અનન્ય;
અર્ધ–પારદર્શી શનિતાર ગાલે વાડ કરે લલાટે અકીક કાળા તાકી રહે તીર;
જોડ પરવાળાં મુખદ્વારે ચોકીબાન ઉભે એનાં પદ ચુંબીચુંબી મનાવું અધીર !

પિયાના ચેહરા પર એક તલ છે. ઇરાનમાં સ્ત્રીઓના ચેહરા પર તલ હોવો એ ખૂબસુરતીનું ચિહ્ન ગણાય છે. ફારસી શાયરોએ તે પર પોતાની શાયરી ચલાવી છે. એમાં શાયર હાફેઝની આ બે લીટીઓ તો અતિ જાણીતી છે:

' અગર આં તુર્કે શિરાઝી બદસ્ત આરદ દિલે મારા બખાલે હિન્દુયશ બખ્શમ્ સમરકંદો બોખારા રા. '

આમ ઇરાની કવિઓ એક તલ ખાતર સમરકંદ અને બોખારા જેવાં શહેરો આપી દેવા તૈયાર થાય છે. પણ માશુકના ગાલે એ તલ ક્યાંથી આવ્યો કેમ આવ્યો એનું કોઇએ પણ વર્ણન નહોતું કર્યું. આપણા કવિશ્રી ખબરદાર આજ એનું વર્ણન કરી ગુજરાતી પ્રજાને ચકિત કરી દે છે અને એ લીટીઓ પૂરી વાંચી રહેતાંજ " ધન્ય ધન્ય ખબરદાર " એવા ઉદ્‌ગાર સહેજે સરી પડે છે. જૂઓ કવિ શું કહે છે !

પ્રિયા કેરા ડાબા ગાલે પડ્યો કાળો તસ દેખી ઇરાની કવિએ કીધો શ્હેરોનો નિસાર
પણ મારી પ્રિયા કેરા ગાલે પડ્યો તલ એવો તે તો એના સૌંદર્યનો ઊંડો ચમત્કાર;
ઉષાના આકાશમાંથી તારો કોક સરી પડી આવ્યો જાણે પ્રિયાગાલે લાલી જોવા કાજ
પ્રિયાતાણી આંખનાં ત્યાં તેજની અંબાર જોતાં ઝાંખો ઝાંખો થાતો પડી કાળો ઠર્યો ત્યાંજ !

વાહ કવિ ! આવી આવી કળીઓ વાંચતા તો આફ્રિનના ઉદ્‌ગાર નીકળી પડે છે. આ સૌંદર્યની પાંદડી એવી ઘણી કળીઓ છે પણ બધી આપતાં લંબાણ થાય. છતાં એક કળી વધુ રજુ કર્યા વગર રહેવાતું નથી. કવિ કલ્પના-ઓમાં વળી પરકાષ્ઠાએ પૂગે છે. પ્રિયાની વાણીનો આવો ચકભમ કરી નાખનારો મર્મભરપૂર મોહક ખ્યાલ આગળ વાંચ્યો નથી. આ સાંભળો :

વાણીની મધુરતા છે પિયાની અત્યંત ઉંડી મૌનની મધુરતા છે એથીયે વિશેષ;
શબ્દ એના બાંધી લે છે હૃદયની વાટિકા, તો મૌન એનું વાંટે આખો આત્માનો પ્રદેશ;
વાણી એ સ્મરાવે એનાં આકાશી સ્વજન મોટાં, મૌનમાંથી આવે પ્રભુઉરનાં ઉંડાણ;
પ્રિયા કેરી વાણી સુણી સુખ મારૂં મૌન ધારે અને એના મૌને મારી બોલી પડે વાણ !

સૌંદર્ય પછી પ્રિયાના વિલાસ શરૂ થાય છે. સુંદરીની વેણી પર કંઈ કંઈ કાવ્યવેણો ઉચ્ચારાયાં છે. કવિ ખબરદાર તેમાં સુંદર ઉમેરો કરે છે. જ્યારે વેણી ગુંથાય અને પાછી છોડાય ત્યારે તેમાંથી કવિ આશકને શું દેખાય તે દર્શાવનારી આ લીટીઓ મોજ આપે એવી છે :

પ્રિયાની બા બેસે જ્યારે માથું એનું ઓળવાને ગુંથવાને વેણી એની, ખોસવા ત્યાં ફુલ
વિચારે તે, ઝાંખરું આ વળગશે જેને, તેને પડશે કૈં દેવું વધુ પ્રેમતણું મૂલ;
પ્રિયાની બા બેસે જ્યારે વેણી પાછી છોડવાને કાઢવાને ફુલ સુકાં, બાંધવાને કેશ,
વિચારે તે, વેલડી આ વીંટી લેશે જેને તેને ભૂલી જવા પડશે રે કાળ અને દેશ !

સુંદરીના વાળ અને વાયુ પર કવિઓએ જાતજાતની રમત કરી છે. આપણા કવિ વળી અવનવીજ રમત ઉભી કરે છે. જુઓ :

પ્રિયા આવે કદી કદી કેશ નિજ છુટા રાખી, જાણે કાળાં કિરણોનો પુંજ પડયો સ્કંધ;
પવન ત્યાં આવીને એ માળામાં ભરાઈ જાય પડયો પડ્યો તારેતાર સુંઘી લે સુગંધ;
આથડયા એ કહે બહુ કાળ મદઘેને માંહીં, ભૂલે નિજ ગતિ અને ભૂલે નિજ દેશ;
હઠીલો એ જાય નહીં, ત્યારે પ્રિયા ડોક ઢાળી નાખે એને પટકી ખંખેરી નિજ કેશ.

જળ ભરતી સુંદરીને મેઘધનુષ્યની ઉપમા આપી, તેના વદનને સંધ્યા સાથે સરખાવી, તેની ઉપર મૂકેલા ઘડને સંધ્યા ઉપર સૂર્ય જેવો ગણી કવિએ નીચલી લીટીઓમાં સચોટ કલ્પના કરી છે. ઝાડમાં છુપાએલા પ્રેમીને પાછું ફરી ફરીને જોવા માટે પગમાં કાંટો વાગ્યો છે એવું કવિઓ વચ્ચે સાધારણ બહાનું આપણા કવિએ પણ સુંદર રીતે રજુ કર્યું છે:

સરખી સમાણી નિજ સાહેલીઓ સાથે લઈ પ્રિયા મારી ભટકતી જાય જળઘાટ;
ચંબેલીની મધ્યે જાણે હોય કો ગુલાબ, તેવી દીપતી ત્યાં સર્વમાં તે જતાં નિજ વાટ;
ઇંદ્રિધનુ જેવી એ તો વાંકી વળી જળ ભરે, સંધ્યા માથે સૂર્ય જેવો મૂકે ઘડો શીર;
ઝાડમાં લપાતો મને જોઇ ફરી ફરી જુએ: “ રહો સખી, કાંટો વાગ્યો, ઢોળાયું છે નીર ! ”

અને આ વિનોદ શૃંગાર:

પ્રિયા મને કહે, ‘ બોલો હળુ હળુ કાનમાં એ’, અને એવા કાને મારું મુખ લાવું, ત્યાંય
‘ હાશ, કાંઈ કરડયું એ !’ કહેતી એ હઠાવે ડોક અને એના ગાલે મારા હોઠ અથડાય !

આમ વિલાસ વિનોદ પછી અકેકને અર્પણ થવાના દિવસો આવે છે. વસંતની શરૂઆત થાય છે, અને કવિ સુંદરી શોભા અને વસંત શોભા એ બેનો મેળ કરી અજબ ચિત્ર ખડું કરે છે. ઉનાળામાં દહાડા લાંબા થાય છે એનું કારણ કવિશ્રીએ જણાવેલું ખાસ નોંધવાલાયક છે:

લીલી છે વસંત આવી: લીલા શણુગાર એના; લીલી એની સાડીમાં છે વિધવિધ ફૂલ;
દાડા લાંબા થાય; સૂર્ય રોજ રોજ વધુ વધુ નભે થોભી જોય એનું સૌંદર્ય અમૂલ;
ફૂલમાં ગુંથાય ફૂલ; અભ્રમાં ગુંથાય અભ્ર; પ્રેમમાં ગુંથાય પ્રેમ: આવી છે વસંત:
અંતર ને બ્હાર બધે ઉઘડે લીલાશેડી, ઉઘડે જ્યાં પ્રેમ તેની આશનો ન અંત.

પ્રભુએ યુવાની ઘડી, પ્રિયા ઘડી, સૌંદર્ય ઘડયું. એ બધું ઠીક કીધું પણ એ સૌંદર્યને જોતી આંખ શા માટે એણે ઘડી એમ કોઈ વાર આશકને બળાપો કરવાનો વખત આવે છે. આ કવિએ એ મીઠો બળાપો આ રીતે જાહેર કર્યો છે:

યૌવનને ઘડયું અને ઘડયો સાથે આનંદને યૌવનને આનંદની પૂઠે ઘડયો કાળ;
ઘડપણ ઘડયું અને ઘડયું સાથે ડા’પણને: ઘડપણ–ડા’પણની પાછળ જંજાળ;
પ્રેમને જો ઘડયો, અને ઘડી છે અમરતાને: પ્રેમ ને અમરતાની પૂઠે ઘડયું કષ્ટ;
પ્રિયાને છે ઘડી, અને ઘડી દિવ્ય ભાવનાને: અરે વિધિ ! શાને સાથે ઘડી મારી દ્દષ્ટ !

સુન્દરી અને સર્જનહાર એ બંનેનું સ્મરણ સાથે જ કરાવતી આ પણ કળી જૂઓ. પ્રેમની વસંતમાં આંખે મોતી જેવાં આંસુ ઝરે, છાતીમાંથી નિસાસા નીકળે, ચિત્તમાંથી વિચાર ન જાય, હોઠ ટળવળે, પુરુષઆત્મા પ્રકૃતિનો

મિલાપ ઇચ્છે—એ બધી પ્રણયમસ્તીમાં કવિને પરમાત્માનું અસ્તિત્વ જ જણાય છે. અને કવિ વાજબીજ કહે છે કે અજ્ઞાન માનવ જે બધું ભોગવી રહ્યો છે તે પ્રભુ ને પ્રભુનું જ છે. બાહેરથી શણગારી દેખાતી પણ અંતરમાં ઉચ્ચમ ઉચ્ચ દિવ્ય ભાવના ઉભી કરતી આ કળી વાંચોઃ

આંખમાં એ વસે તેથી આંખે આંસુ મોતી ઝરે, છાતીમાં એ વસે તેથી શ્વાસ ને ઉસાસ,
ચિત્તમાં એ વસે તેથી ચિન્તન ન જાય એનું હેયામાં એ વસે તેથી પળેપળ પાસ;
મુખમાં એ વસે તેથી અધર તલબ કરે આત્મામાં એ વસે તેથી માગે દેહયોગઃ
પ્રભુના અસ્તિત્વ માટે પ્રમાણો શું માગવાં છે ? અરે પ્રિયા, એજ અજ્ઞ માનવના ભોગ !

આ ઉપરાંત

જીવ છે તો જીવન છે, જીવ ના તો જીવન કયાં ! ધનુષ્ય શી બંધને છે મનુષ્યની કાય.
રસ આવ્યો ત્યાં જીવનપ્રભાત સુખ સુખ કરી જગે માનવી અસુખે રેહે
દેહની દિવાલો કેમ રોકી શકે આત્માઓના મધુરા ને સાચા એવા સ્વપ્નના સંકેત ?

વગેરે વગેરે ભાવ રજુ કરતી પંક્તિઓ મોજ આપે એવી છે.

આ પછી આત્મા બંધનમાં બંધાય છે.

પ્રિયાનું વદન દુશ્મન બની આશક પર કેવા કેવા અસહ્ય ત્રાસ ગુજારે છે તેનું આ મોહક વર્ણન વાંચવા જેવું જ છેઃ

પ્રિયા મોહરાજ્યે કેમ કેદ બની આજે પડ્યો વિતકની વાત તે હું કરૂં શી આ ઠારઃ
નેણે લૈ કટારી વાંકી, પાંપણોનાં તીર તાકી, ભમ્મરોની બેવડી ઉગામી તરવાર;
નાસિકાએ દ્વિમુખી ત્યાં બંદુકે નિશાન રાખ્યું, મુખે એક બોલે નાખ્યો ફાંસો આસપાસ;
ડરાવી ધરાવી એવા જુલમ કરાવી એણે હૃદય બંધાવી પૂર્યો પિંજરે આ દાસ !

પ્યારમાં પડવું એ શું છે ? કવિ કહે છેઃ

વાઘની ગુફામાં રહેવું ભયાનક નથી એવું, કાશી કેરૂં કરવત નથી એવું ક્રૂર;
બળતે અંગાર નથી ચાલવું કઠણ એવું, ગુલામીમાં રહેવું એવું હીણું ન જરૂર;
ગાળેલું પોસાદ પણ પીવું નથી તાતુ એવું, નથી એવું કારી કદી હલાહલ ઝેરઃ
પ્રેમમાં જે પડ્યાં તે તો પડ્યા રસાતાલે ઊંડા, વિધિ જાણે લેતો લાખો જન્મ કેરાં વેર !

અને સાચો પ્રેમ એટલે શું ? એમાં તો તન મન અર્પણ થઈ જાય, લોહીનું ટીપે ટીપું વાપરી નાખવું પડે આ લીટીઓ જૂઓ.

ઊંઘ વેચી આંખનાં એ ઓઢણુ અમોલાં દીધાં રાત દિન એક કરી ભૂલી દીધો કાળ;
ઉદરને ઠારવાનું તજી દીધું ઝેર ગણી, ફેંકી દીધા લક્ષ્મી કેરા મોતીપૂર્યા થાળ;
અમીનાં તળાવ આંખે વહાલી સૂકાવી દીધાં, દેહ ભૂલી પ્રાણ અર્પ્યા જરાકે જરાક :
અરે પ્રેમ ! હૃદયનું રક્ત ટીપેટીપું સીંચી માનવે ઉગાડવો શું જગે તારો પાક !
"અરે પ્રેમ ! ડંખ એના ખાય તેજ પામે મધુ સર્વ વેદનાનું તત્ત્વ અમર આનંદ !"

કવિનું આ મહાવાક્ય સૌના જીગરમાં સદા કોતરાઈ રહેશે.

સૌંદર્ય અને કવિતાના સુખદુઃખની વાત તો ખબરદાર જેવા સાચા કવિજ સમજે અને ગાય કે—

"સ્વર્ગે હશે સુખ, પણ ગુરૂજી, આ જગે વધુ મધુરાં છે સૌંદર્ય ને કવિતાનાં દુઃખ !"

વર્ષની છ ઋતુએ પ્રેમી કવિની સ્થિતિ કેવી થાય છે તે જાણવું હોય તો આ લીટીઓ વાંચો :

ઋતુ ઋતુ સાથે, પ્રિયા, હસી કે હું રડી રહું : વસંતે હું કોકિલ શું ભેળું ગાનતાર,
ગ્રીષ્મના તપેલા હેયે મૂકું તપ્ત હૈયું મારૂં, વર્ષા સાથે આંખો મારી રડી દે ચોધાર;

શરદે હું ચંદ્રિકાના હાસ્યગીતે તાળી પૂરૂં, હેમંત શું ધ્રૂજી ધ્રૂજી રાખું આ શરીર;
શિશિરના વાયુ સાથે નાખું હું નિસાસા ઉંડા : અરે પ્રિયા, ધારૂં હજી કેટલી રે ધીર !

એકાદ બાળકને હવામાં લાલ ફુકકો ઉડાડતો જોઇને કવિનું હૃદય ચકડોળે ચઢયું. હવામાં ઉડતા લાલ ફુકકામાંથી એણે કાવ્યરૂપી નીચલું જાદુ પ્રકટાવ્યું:

લાલ લાલ ફુક્કો નિજ કળાથી હવામાં ફુંકી ઉપર ઉડાડતો જ્યાં આવે દિનબાળ
સળગેલી વાદળોની સીડી પર ચઢતો ત્યાં અદ્ધર બતાવી કળા કરે તે કમાલ :
પ્રિયા, એવાં આપણે યે બાલ્યકાળે ખેલતાં ત્યાં કૈંક એવા ફુક્કા ફૂંકી ફાડી નાખ્યા હેઠ;
પણ જેની યૌવને આ લીધો છે જે આગગોળો, ક્યાંથી પામું કળા કે ચઢાવી જાણું ઠેઠ !

જીંદગીભર આપણે સંધ્યા જોઇએ છીએ. કવિ સંધ્યામાં શું જોય છે !

દિવસનાં બારણાંને ઢાંકી અંતે સંધ્યાએ ત્યાં સૂર્યતણું તાળું તેને લગાડયું વચેટ;
પૂર્વથકી રજની ત્યાં આવતી ઝપાટે દેખી ખોલી તાળું તેણે તેને નાખી દીધું હેઠ;
રજની ને દિવસ ત્યાં મળ્યાં—અને અતિ મોડાં, દિવસે ત્યાં હૈયું ચીરી દાખ્યો નિજ હાલ;
રજની એ દેખી રૂપેરી આંસુની ધારેઃ પ્રિયા, ગયો કાળ પછી રડ્યાંમાં શો માલ !

દરેક વસ્તુનું જોર તેની છેલ્લી ઘડીમાંજ હોય છે. એનું દ્રષ્ટાંત બતાવી કવિ કહે છે કે મારા પ્રેમનો ઉલ્લાસ હું જીવું છું ત્યારે નહીં પણ આંખ મીંચાશે ત્યારે જણાશે. એ લીટીઓ ખરેજ બોધક છેઃ

પડતોજ તારો પાડે રમ્ય તેજપંથ વ્યોમે ભાગતોજ મોજો ભારે દાખે નિજ જોર;
તૂટતાંજ વાદળાં રેલાવે રેલરેલ બધે, ઢળતોજ સૂર્ય બહુ તપે છે બપોર;
સુંદર જે દીસે તે તો જીવનના અશ્રુમેઘે ઈંદ્રધનુ જેવું કરે ઘડીપળ હાસ:
પ્રિયા, મારી આંખો આ ઢંકાશે ત્યારે જોજે કેવો ફૂવારા શું ઊડે મારા પ્રેમનો ઉલ્લાસ !

માનવજીવનનો આત્મા સૌંદર્યની કેવી ઝંખના કરે છે તે બતાવતી આ નીચલી લીટીઓ જાણવા જેવી છેઃ

સૌંદર્યને માટે આત્મા તલસે છે છુપો સૌમાં સૌંદર્ય છે જીવનની મોટી જરૂર;
આંખ જે આ બતાવે છે આત્માને સૌંદર્ય ઊંડું, આંખ તેજ સંતાડે છે તેનું ઉરપૂર;
આંખ તેજ સંતાડે એ આત્માના ઉલ્લાસ મોંઘા હૈયે ઊંડી ઢાંકી રાખે આત્માની વરાળ:
પ્રિયા, જેની આંખે ચઢી એ તો ટપકાય આજે; શાને ઢાંકી હશે પ્હેલે એવી પુણ્યથાળ ?

સમુદ્ર કિનાર અને તેને પડખે ઉછળતા મોજા—એ બેના સંબંધમાં કવિ આશકને શો મધુર આત્મબોધ આપે છે તે જૂઓઃ

સંગદિલ કિનારાને સાગર મનાવવાને રોજ રોજ તરંગોથી ભાંજે તેના પાદ;
માથું ઝીંકી આંસુ પાડે, ઉછળે કે ધીમે લાડે, ઘડી ચોખી આવે પાછો એવડે તે નાદ;
એક દિન આવશે એ સાગરે જુઆળ એવા કે આ ડૂબી જશે ઊંડા કિનારાનાં અંગ:
પ્રિયા, એવા હૈયે મારે આવશે જુઆળ, ત્યારે જશે તું સમાઈ મારા પ્રેમને તરંગ.

ધનુષ્ય અને બાણ એ બેનો સંબંધ પુરુષ અને સ્ત્રીના સંબંધ સાથ કવિએ કેવો સરસ રીતે વર્ણવ્યો છે !

પણછ ને કામઠાનો સંબંધ કવિએ કળ્યો, પુરુષ ને સ્ત્રીનો તેવો સંબંધ છે નેકઃ
પણછ તણાતી પોતે વાળી દે છે કામઠાને તોય તેની આજ્ઞા ધારી રાખે તેનો ટેક;
પણછ જો કામઠાને ખેંચે છે પોતાની ભણી, તોય તેની પૂઠે જતી અનુસરે ધીરઃ
પ્રિયાની જો પણછ બંધાય મારા કામઠામાં જો જો કેવું ઊડે ત્યારે વિધિ કેરૂં તીર !

જુદા જુદા તબક્કામાંથી પસાર થઈ ને આત્માની હવે વિજય ઘડી આવે છે. (એ વિજય પાંદડીમાં નૈસર્ગિક સૌંદર્ય વર્ણવતી ચાર પાંચ કળીઓ ઘણી સરસ છે. લંબાણ થવાથી છોડી દઉં છું) આત્મા અંતે વિજય મેળવે છે. હૈયે હૈયાં મળે છે. બંને અકેકની આત્મા સમાય છે. આત્મા પરમાત્મામાં ભળે છે. પ્રેમના સઘળા ઉચ્ચાર હવે ભૂલી જવાય છે. શું બોલે ! શું કરે ! હવ તો—

કવિતા છુપાઈ દૂર, પ્રિયા યે લપાઈ ઉર—ચૂપ, વાણી, ચૂપ, તારા ખૂટયા હવે અંક !
પ્રિયને મેં કીધું જ્યારે ચુંબન પ્રથમ મીઠું, થઈ અણુ અણુ મીઠી પ્રિય તણી કાય.
સ્વપ્નાં પડે સાચાં ત્યારે અંધારાં પ્રકાશ નાખે; આવ, પ્રિયા, આવઃ બધું વિશ્વ બીડે આંખ !
પ્રેમમાં સમાયા તેજ પ્રભુમાં સમાયા, પ્રિયા, પ્રભુમાં સમાય તેજ ખરી વિશ્વવાટ.

વગેરે વગેરે પંક્તિઓ. પછી "દુનિયાનાં દુઃખો હવે તો સંધ્યાની સાથ પીગળી ગયાં છે" એવા હર્ષોદ્‌ગાર સાથે કવિ આત્મા બોલે છે:

રાતે તારા કોટિ કોટિ ભાલા નિજ ભોંકતા તે આજે જાણે રક્ષે મોંઘી આપણી આ રાતઃ
આવ, પ્રિયા, આવ ! બધું જગત વિરામી ગયું; રહ્યા માત્ર આપણે જે હસે જગતાત !

અને પોતાની કાવ્યપ્રિયા "કલિકા" ને છેવટના પ્રમાણુ કરે છેઃ

ઉતર્યો છે અણુંમાં તે પ્રભુતા તો પ્રેમ કરી, કીકીમાં સમાઈ જાય જગત તમામઃ
પ્રભુતણી મ્હેર હજો, જગે લીલાલ્હેર થજો (ચાલ મારી પ્રિયા, મારી કલિકા...) પ્રણામ !

સાધારણે કર્તાઓ પોતાની કૃતિને પરિપૂર્ણ કરી કાર્યની સમાપ્તિ આણે છે; પણ આપણા કવિશ્રી ખબરદારે "કલિકા" ની પૂર્ણાહૂતિ પછી તેને જનસમાજમાં વિદાય કરવા સાસરે જતી પુત્રીને જાણે વળાવતા હોય તેમ ખાસ "વિદાયગીત" રચ્યું છે. એ પ્રબળ વેગે વહેતું અતિ સુંદર વિદાયગીત છે.

જાઓ મારાં ગીત, હવે ઘરની શી પ્રીત આ'વી; જવું રણે દૂર તે શૂરની છે રીત,
જાઓ, હવે આપણું આ થયું છે પ્રભાત પૂરૂં, જાઓ, હવે જગતમાં ઘૂમી રહો અજીતઃ
હૃદયના રુધિરનું એક એક ટીપું મારૂં કંઠે તમ માણેક શું ઝળી રહ્યું પૂરઃ
જગત આ હૃદયને ભૂલી જશે—ભૂલવા દો; જાઓ, મારાં ગીત, ઝળી રહો પૂરનૂર !

કલિકારૂપી કાવ્યગ્રંથને બહોળાં જગત વચ્ચે મૂકી દેતાં કવિના દિલમાંથી જે ઉભરા નીકળે છે તે ઉભરાનું એકેક વેણુ કવિએ જાણે હૈયું વળોવી વળોવીને જ બહાર કાઢ્યું છે. એ આખું વિદાય ગીતજ અત્રે ટાંકવા જેવું છે, પણ વધુ લંબાણુની બીકે માત્ર બેજ કડીઓ રજુ કરૂં છું એ પરથી વાંચક કવિહૃદયને પિછાણી શકશે.

જાઓ મારાં ગીત, બધું મધુરૂં મધુરૂં લાગ્યું, હતું ગઈ કાલે તે, શો તેનો અફસોસ !
મધુરૂં જે લાગ્યું તે તો પ્રભુએ દીધેલ હતું, અધુરૂં જે દીસે તેમાં હશે દ્રષ્ટિદોષ;
લાખોલાખ દુઃખોએ જે મંથન હૈયાનાં માંડ્યાં તેની કટુતાએ આપ્યા અમૃતના ઓઘ;
કટુતા સૌ રહો મારી, મધુરતા હો તમારીઃ જાઓ, મારાં આપો આનંદ અમોઘ !
આકાશના તારાઓને ખાંડણીમાં ખાંડી ખાંડી કળાથકી કાઢ્યું સર્વ તેજનું યે તેજ
સાગરોનાં વારિ નભચાળણીમાં ચાળી ચાળી અમીનુંયે અમી મોંઘું ગાળ્યું ઉરે એજ;
હૃદયનાં અમૃત ને આંખનાં છે તેજ લીધાં ઘુંટી ઘુંટી એકરસ કીધાં અહીં આજઃ
જાઓ મારાં ગીત, એને ચખાડો જે ચાખી જાણે રાખી જાણે રસ એનો એવી પ્રિયા કાજ !

શૃંગાર વિષે કવિઓએ લખવામાં કશું બાકી રાખ્યું નથી. પણ "કલિકા" માં નવીનતા, સુંદરતા અને મોહકતા છે. એમાં પહેલેથી છેલ્લે સુધી શૃંગાર અને શૃંગાર વર્ણવેલો છે, છતાં કયાંએ જમીન પર ઘસડાતો સ્થુળ શૃંગાર એમાં શોધ્યો જડે એમ નથી. એ "કલિકા"ની વિશિષ્ટતા છે. કવિ ખબરદારે શૃંગારના રેલા જમીન પર નથી વહેતા કર્યા, એના પતંગો તો એમણે આકાશે ચકાવ્યા છે. અને એમ કરતાં ખેતર, ઝાડ, કુંજ, પહાડ, ખીણ, આકાશ, સૂર્ય, ચંદ્ર તારા, ચમત્કારી માનવદેહ ઋતુ વગેરે વગેરે કુદરતી દ્રષ્યોનો સંબંધ દાખવી કવિએ આ મહાન શૃંગારચિત્ર ચિતર્યું છે.

કવિના આજના કનકોત્સવ પ્રસંગે શું ઇચ્છીએ ! દીર્ઘાયુષ્ય થાઓ. પ્રભુ એમને પૂર તનદરોસ્તી બક્ષો. પ્રભુ એમની કલ્પના જે છે તેનાથી હજીએ વિશેષ ગગનગામી બનાવે ! એમના રસાનંદને જે છે તેનાથી વિશેષ દિવ્ય બનાવે ! એમની મૃદુ કૃતિને જે છે તેના કરતાં પણ એમનાજ શબ્દોમાં વર્ણવીએ તેમ પાણી પર તરતા પરપોટા ત્વચાથી પણ હળવી નાજુક અને સુંવાળી બનાવે !

---

## ખબરદાર અને "પધરામણી"

પ્રો. અતિસુખશંકર કમલાશંકર ત્રિવેદી, એમ. એ., એલ્‌એલ્‌. બી.

ખબરદારને મળવાના મને ત્રણ પ્રસંગ પ્રાપ્ત થયા હતા; એક વાર ભાવનગરમાં સાહિત્ય પરિષદ્ વખતે, ને બે જુદે જુદે પ્રસંગે મદ્રાસમાં. હોણ જૂનની શરૂઆતમાં જ્યારે ભાઇ ખબરદારને હું મળ્યો હતો ત્યારે "દર્શનિકા"-નાં કેટલાંક પાનાં રસપૂર્વક રીતે તેમણે મને બતાવ્યાં ને મેં ને તેમણે અનેક લીટીઓ વાંચી અપૂર્વ આનંદનો સાક્ષાત્કાર કર્યો. એ ત્રણે પ્રસંગોના સંબંધમાં મને જે એક સજ્જડ છાપ પડી તે એ કે ભાઇ ખબરદાર એટલે આદર્શ, સત્ય, ને ઉત્સાહનો ત્રિવેણીસંગમ, તેમની ભાવપૂર્ણ ઝળકતી આંખો ને તેમની બોલવાની ઝોક કોઇના પર અસર કર્યાં વિના રહેતી નથી.

કવિ તરીકે તેમને કંઈ પણ સત્ય અનુભવનું કથન કરવું હોય તોજ તેઓ કવન કરે છે. કળા ખાતર કવન તેમનું ક્વચિતજ હોય છે. તેમનું કવન એટલે કોઇ આદર્શ કોઇ સત્યનું ઉત્સાહથી કથન હોય છે. કવિના એવા એક કથનને વિષે આ લેખમાં મારા વિચારો દર્શાવીશ.

'ભજનિકા'માં કવિનું "પધરામણી", એ શીર્ષક નીચેનું કાવ્ય છે. એ કાવ્યને વિષે કવિ જણાવે છેઃ

"નરસિંહ મહેતાને શ્રીકૃષ્ણનાં દર્શન થયાં હતાં એ વાત અશ્રદ્ધાવાન્ જગત નહીંયે માને, પણ એક ઘડી એવાં પ્રભુદર્શન પામીને હું ધન્ય બન્યો હતો, એ ઘડીનું આછું વર્ણન "પધરામણી" કાવ્યમાં છે. એ આનંદનું કિંચિત્ અમીબિંદુ વાચકના હૃદયમાં તેના પોતાના ધન્ય સંસ્કાર પણ જગાડી શકશે, તો આ કાવ્યો ('ભજનિકા'નાં) પણ સફળતા પામશે".

નરસિંહ મહેતાને ગોપનાથ મહાદેવનો સાક્ષાત્કાર થયો હતો, તેમજ રાસક્રીડામાં શ્રીકૃષ્ણને રાધાનાં દર્શન થયાં હતાં વગેરે પ્રસંગો વિષેની કથા વ. દંતકથા સુવિદિત છે. ધાર્મિક અનુભવ એ વ્યક્તિગત અનુભવ છે, ને તેવા અનુભવમાં સર્વમાન્ય સત્યતા ન હોય વા હોય એ પ્રશ્નને અલાહેદો રાખીને એટલું તો કહી શકાય કે તેમાં અપૂર્વ આનંદ, અપૂર્વ શુદ્ધિ, અપૂર્વ બળ વસેલાં હોય છે. એવા આનંદનું સહેજસાજ પૃથક્કરણ કરી તેને શબ્દચિત્રમાં રજૂ કર્યાથી જો તે અન્ય જીવનના વ્યાપારોમાં આનંદ, શુદ્ધિ, બળ પ્રેરવા કવિ સમર્થ થઈ શકે તો તેનું તે પ્રસંગ વિષેનું કવન સાર્થક ગણાય. આવું એક કવન "પધરામણી" છે.

કવિને દિવ્ય દર્શન થયું. કવિ કહે છેઃ

> મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે તીરથનું શું કામ ?
> મારે મન છે બધા અડબંગા, હવે મારે કેવાં રહ્યાં ધનધામ ?
> પ્રભુ મારે ઓટલે આવી બેઠા, બેઠા સંત મહંત;
> તેત્રીશ કોટિયે દેવતા બેઠાઃ ગડબડ આ શી અનંત ?
> આ શાં ચાલે છે મસ્તી ને દંગા ? પ્રભુ ! મારૂં રંકનું તૂટયું આ ઠામઃ
> મારે ઘેર બેઠાં આવી ગંગા હવે મારે તીરથનું શુ કામ ?

કેવું સુંદર દર્શન ! કવિને પ્રભુનો સાક્ષાત્કાર થાય છે. રંકને ઘેર રાય પધાર્યા હોય તો ભાવભીના રંકને શું શું ન થઈ જાય ! તો આ તો ભક્તને ઘેર પ્રભુ પધાર્યા. કયાં પધાર્યા ! સિંહાસનમાં ! નહિ. સુંદર ફર્નિચરવાળા ઓરડામાં ! નહિ. એટલે આ 'ઓટલે'ની પસંદગીમાં કેવું સુંદર ચિત્ર છે ! પ્રભુને કંઈજ જોઇતું નથી, માત્ર ભાવ જોઇએ છે. ભાવ હોય તો ઓટલે પણ બેસવા પ્રભુ તૈયાર છે. હવે પ્રભુ આવ્યા એટલે તેત્રીશ કોટિ દેવતા આવ્યા. રંકને ઘેર આ ભારે ધમાલ થઇ રહી કલ્પના આગળ ચાલે છે. પ્રભુ કવિને કહે છેઃ

> પ્રભુ કહે, મારા ભક્તો ત્યાં આવી, આપે મને બહુ ત્રાસ;
> આપું આપું તોય પળપળ માગે, ખાવા ન દે જરી શ્વાસ;

એવા હાલ છે મારા કઢંગા, અહિં જરી આવ્યો લેવા આરામ;
મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે તીરથનું શું કામ ?

ભક્તિ હોવી જોઈએ નિષ્કામ, પણ બહુધા હોય છે. સકામ કોઈ ધન તો કોઇ સંતતિ, કોઈ આયુષ્ય તો કોઇ આરોગ્ય પ્રાર્થે છે. આમ ભક્તજન પ્રભુ પાસે કંઈ કંઈ યાચના કરતા જ હોય છે. ને મનુષ્યસ્વભાવ એવો વિચિત્ર હોય છે કે માણુસ એક વસ્તુ મળે છે કે બીજી યાચે છે; બીજી મળે છે કે ત્રીજી. આમ તેની યાચના પરંપરા ચાલુ જ હોય છે. કવિ પ્રભુની કફોડી સ્થિતિ કલ્પે છે. માગનારાઓ એટલું બધું માગ માગ કરે છે કે પ્રભુને શ્વાસ પણ ખાવા નથી દેતા. પ્રભુ કવિને ત્યાં આરામ લેવા ભાગી આવે છે. કવિએ પ્રભુનો આદર યોગ્ય રીતે કરવો જોઇએ. પણ શા વડે ?

ઓ રે પ્રભુજી ! હું રંક શું આપું, મેં આપી દીધું મુજ સર્વ,
ભક્ત તમારા મોટમોટા સૌ રાખે તમારો ગર્વઃ
ખાલી ઝુંપડીએ શા અડંગા ? પ્રભુ ! મેં ન માગ્યું કશું તપ આમઃ
મારે ઘેર બેઠાં આવી ગંગા હવે મારે તીરથનું શું કામ !

હું તો રંક છું. કારણુ ? મારૂં સર્વસ્વ મેં તમને આપી દીધું છે. મોટા મોટા ભક્તજનો છે તે તમારી મોટાઇ સાચવી રહ્યા છે. મારે ગરીબને ત્યાં આ અડંગા શા ? કેવો સુંદર શબ્દ ‘ અડંગા !’ ભક્તને એ શબ્દમાં રહેલી છટ લેવાનો અધિકાર છે. મારે ત્યાં શા અડંગા ! મેં કંઈ માગ્યું નથી ને હું કંઇ આદર પણ કરી શકું તેમ નથી તો મારે એટલે આ શા અડંગા !

પ્રભુ કહે, તેં ન માગ્યું કશું ઓછે રાખી તેં તુજ-મુજ ટેક;
અંતરે તારૂં છે સ્વર્ગથી મોટું ના બીજે સમાઉં હું એક !
એવા બેઠ બની અડબંગા પ્રભુ મારે હૈયે કરી વિશ્રામઃ
મારે ઘેર બેઠાં આવી ગંગા, હવે મારે સ્વર્ગતણું શું કામ ?

તેં ન માગ્યું તેમાં તારી ને મારી ટેક રહે છે. હું રંક છે એમ તું કહે છે, પણ મારે મને તું મોટો છે. તારૂં અંતર ભવ્ય ને પવિત્ર છે. સ્વર્ગથી પણ મોટું છે. મોટાપણાને ખ્યાલ આપવાને સ્વર્ગ શબ્દ કવિ વાપરે છે, કે સાથે સાથે પવિત્રતાનો પણ ખ્યાલ આવે.

હવે આ કાવ્યમાં જે સાક્ષાત્કાર કવિ વર્ણવે છે તેને દૂર રાખીએ તો પણ કાવ્યનું ચિત્ર કેવા સુંદર ભાવો પ્રેરે છે ! પ્રભુ તો ભાવભૂખ્યા છે; પ્રભુ ભક્તવત્સલ છે; ભક્તને ઘેર બેઠાં ગંગા છે, મન પવિત્ર છે તો પોતે જ્યાં હોય ત્યાં માણુસને તીર્થ છે. ખરો ભક્ત નિશ્ચય ભક્ત હોય છે; સંપૂર્ણ ત્યાગ, તેજ ખરી ભક્તિનું ચિત્ર છે વગેરે સુંદર વિચારો કવિ પોતાની સરળને સચોટ રીતે આ ચિત્રમાં આલેખે છે. આ નાનકડા કાવ્યમાં ધર્મનાં કેવાં સુંદર સત્યો કવિ રજુ કરે છે !

ધાર્મિક જીવનમાં અનુભવાતાં સત્યો આખી ‘ ભજનિકા ’માં કોઇ કોઇ સ્થળે આકર્ષક રીતે દૃષ્ટિગોચર થાય છે. કેટલાંક સત્યો નીચે મુજબ છેઃ

સદ્દગુરુને ચરણે કવિ ‘ ભજનિકા ’ ને સમર્પે છે. કેવા સદ્દગુરુને ?—

એવા સદ્દગુરુને ચરણે અમ શરણું સાંપડો જેના શ્વાસે વહેતી પ્રભુની સતત સુગંધ;
જેનાં લોચનમાં સરતાં તે જો બ્રહ્માંડનાં જેણે માયાને બાંધ્યા કાયાના બંધઃ
એવા સતગુરુને ચરણે અમ શરણું સાંપડો.

**હરિગુણ ગાતાં ભક્ત હારી જાય છેઃ કેવી રીતે !**

વિશ્વતણાં સહુ વૃક્ષ વસાવું, પાને પાને કવિત લખાવું,
ગાઉં, ધૂન લગાવું, આવે સાર ના રેઃ પામું પાર ના રે.
શૂન્ય વિષેથી વિશ્વ ઉઠાડયું, તિમિર વિષેથી તેજ ઉગાડયું,
વાટે પાડયું શબ્દ ફૂંકી ઑંકાર૦, રે. પામું પાર ના રે.

**ભક્તને નિરાધારતામાં પણ પ્રભુ મહાન્ બળ છેઃ**

એકલડો થળથળ હું અથડું પળપળ અદલ દુભાતી;
પકડું તારી પાંખડી, હાંરે ત્યાં ગજગજ ફૂલે છાતી ! મારો કર ધરની !

**ભક્તનું બંધન અનેરૂંજ છે.**

અનહદ છે આકાશ આ તારૂં, અનહદ તારૂં જોર;
તું બળિયાનો બળિયો પણ બાંધ્યો તને મુજ દોર!
મારો પ્રેમ પ્રચંડ છે, રસિયા ! તને લાગે કાચા સુતરનો તાર;
તું કયાં નાસી જશે, મારા રસિયા ! હવે તને છોડું નહિ પળવાર.

**પ્રભુનો દિવ્યપ્રકાશ હમેશ નજીકજ છે.**

એકજ તુજ ચિનગારી માટે જોઈ સદા મેં વાટઃ
સૂરજે શોધી, સોમે શોધી, શોધી તારક દીપઃ
જાગ્રત શોધી, સ્વપ્ને શોધી હતી સદાય સમીપઃ ચરણ તુજ પડું રે !

**ખરૂં તીર્થ મનુષ્યની અંદરજ છેઃ મન.**

તીરથનું પણ તીરથ અંદર એક અખંડ અવિનાશીઃ
અડસઠ તીરથ પુણ્ય જડે ત્યાંઃ છોડી દે અદલ ઉદાસી ! રે મન !
શું કરે મથુરાં ને કાશી !

**ભક્તિ વિનાં ભગવાં શાં ! કર્મથી નહિ, પણ ખરા વૈરાગ્યથી શુદ્ધિ મળે છે.**

ઘર છોડીને ઘરને શોધો, તરૂ છોડીને છાયા;
નહીં જીતાતી કાયા–માયા, શું જીતો જગરાયા ! બાવા ! કયાં ચાલ્યા જગ છોડી !
શક્તિવિના સંસાર જળાવ્યો; ભક્તિવિના શાં ભગવાં ?
બળતાં ચાલે બન્ને છેડે, અદલ કશાં મન ઠગવાં ? બાવા ! કયાં ચાલ્યા જગ છોડી ?

ધર્મના સત્ય અનુભવોની ચિનગારીઓ આખી ‘ભજનિકા’માંથી આ પ્રમાણે કવિને સ્ફુરે છે, તે ચિનગારીઓના એકીકરણરૂપે, જાણે પવિત્ર જ્યોતિરૂપે કવિનું ‘પધરામણી’નું કાવ્ય છે. આપણી સાહિત્યવાડીના એક નહિ દીઠા ખુણામાં સુવાસથી ભરેલા પુષ્પની માફક એનું અસ્તિત્વ છે; પરંતુ મને ખાત્રી છે કે કોઇના પણ હાથમાં આવતાં તે પુષ્પ તેની સુવાસ અનુભવાવ્યા સિવાય ભાગ્યેજ રહે તેમ છે. એ પુષ્પ તરફ અંગુલિનિર્દેશ કરી આ લેખ સમાપ્ત કરૂં છું.

## કવિશ્રી "ખબરદાર"નાં રસોદ્યાનોઃ એક વિહંગાવલોકન

**શ્રી. સુંદરલાલ નાથાલાલ જોષી**

" એવાં કો ક્રૂર હોશે જગમાં દિવાનાં ! જોવા સૌન્દર્ય ચીરે સૌન્દર્ય–પાનાં ! " રાસચંદ્રિકા

" ગુણવંતી ગુજરાત"ના ગુણિયલ કવિશ્રી " ખબરદાર"ની લાક્ષણિક શૈલીદ્વારા " ભજનિકા " "સંદેશિકા" અને "રાસચંદ્રિકા"નાં રસોદ્યાનોમાં માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ, એ [૧]કાવ્યગુણોની ઝાંખી ક્ષણે ક્ષણે થયાં કરેછે.

આજનું વિહંગાવલોકન એટલે "ભજનિકા," "સંદેશિકા" અને "રાસચંદ્રિકા"ના મનોહર પ્રદેશો ઉપર ઉડ્ડયન.

" ભજનિકા " કાવ્યગુણની દૃષ્ટિએ માધુર્યપ્રધાન છે. ભજનિકાની રસધૂનો એટલે કોઇ એવો અકથ્ય રસપ્રવાહ કે જે ક્ષણેક્ષણે હૃદયને ડોલાવે, રસમસ્તી રેલાવે, મન્થનો ઉપજાવે, અનંતના ઉંડાણુમાં ઉડ્ડયનો કરાવે, અગમ્યને સ્પર્શાવે, ઉભરાતી સરિતા સમ સંગીતને છલકાવે, તૃપ્તિ અર્પતાં છતાંય અતૃપ્ત રખાવે અને એ રીતે રસબસ થતા રસિકહૃદયને જ્ઞાન, ભક્તિ અને વૈરાગ્યથી પમરાતા એ આધ્યાત્મિક રસોદ્યાનમાં " સાહેબની સુરબુટ્ટી " સુંઘાવે ! આમ ભજનિકા " એટલે એક તત્–પર હૃદયમાંથી રેલાતો કોઇ માદક માધુર્યપ્રવાહ !

મધુઘેલા ભ્રમરની માફક બુદ્ધિમાનો પણ જેમાં ઘેલા બને તે [૨]માધુર્ય " ભજનિકા " ના રસોદ્યાનનો મધુરગુંજારવ સુણવો છે ! " ભજનિકા " નાં ગુંજનો એટલેઃ

" એકજ પંકજની બધી પાંખડી, એકજ ધાર અમૃતની; ઘટઘટમાં ભરી રંગત સતની."
" આંખો મીંચી સ્વર્ગ દબાવું, ઉઘડતાં ઉઘડતાં ઉભરાઉં રે, ઝળતી જ્યોત બધે સળગાવું
ભડકે સભર ભરાઉં રે, હરિવર મારા ! "

કાળ વીત્યો ને ઉઘડી આંખો ગઇ સપનાંની માયા; સુકાં સરવર દેખી તીરપર
હંસ પછાડે કાયાઃ મારો કર ધરની ! "

આંસુ ઉભરશે, સૃષ્ટિ સરકશે પછી ક્યાં નાથ ભરાશો ? એક સુભગ પળ અદલ અકળ બળ
સ્નેહકરે સપડાશો ! રે પ્રભુ ! આખર તો સપડાશો ! રે પ્રભુ ! ક્યાં લગી એમ છુપાશો !

અંજન કરતાં આંખ ઉઘાડે પાડે નવ અજવાળાં છૂટે પડદા ભવભવના ને તૂટે ઉરનાં તાળાંઃ
કોઇને જડી હોય તો કહેજો મારા સાહેબની સુરબુટ્ટી !

ભજનિકાનાં ભાવભર્યાં–દર્દભર્યાં ગુંજનોથી કયો ગુજરાતી વાઙ્મયનો આભ્યાસી અણુજાણ છે !

ભજનિકાની રસસ્થાપનામાંજ કાંઇક એવું છે કે જેને માટે સહજ કહી શકાય કે—" मधुरं रसवद वाचि वस्तुन्यपि रसस्थितिः । "

" સંદેશિકા"ની ધગશ અનોખી છે. એમાં[૩] ઓજસ્ છે, માધુર્ય છે, પ્રસાદ છે. એના રસોદ્યાનમાં પચરંગી પુષ્પો ખીલે છે, છતાંય ઓજોગુણની પ્રધાનતા " સંદેશિકા"ના પ્રાણપ્રવાહમાં સહજ ઉભરાઈ આવે છે.

દીપ્તિ–ઉત્કટ ભાવોનો ભભૂકો જેવડે પ્રકટે તે ઓજસ્.
દીપ્તત્વ–જ્વલન–ઉત્કટભાવોનો ભભૂકો એ ઓજસ્ ગુણનો હેતુ છે.

---

૧ गुणामाधुर्यमोजोऽथ प्रसाद इति ते त्रिधा । સા૦ દ૦ माधुर्योजः प्रसादाख्या स्त्रयोगुणा न पुनर्दश । કા૦ પ્ર૦

૨ मधुरं रसवद वाचि वस्तुन्यपि रसस्थितिः । येन माद्यन्ति धीमन्तो मधुनेव मधुव्रताः કાવ્યાદર્શ चित्तद्रवीभावमयो ल्हादो माधुर्यमुच्यते । સા૦ દ૦ आल्हादकं माधुर्यं शृंगारेद्रुतिकारणं । करुणे विप्रलम्भेतच्छान्ते चातिशयान्वितम् । કા૦પ્ર૦

૩ दीप्तिस्वरूपाया मनसो विस्तृति ज्वलितमिव । तथाच यद्वशाज्ज्वलितमिव मनोजायते तदोजः ।–इति प्रदीपः दीप्तिरूपा चित्तस्य विस्तृति रोजः । क० प्र० टीका, ओजश्चित्तस्य विस्ताररूपंदीप्तत्वमुच्यते । सा० द०

સૂર્યના સંયોગથી જેમ સૂર્યના તાપમાં જ્વલનશક્તિ આવે છે, તેમ ઓજસ્ ગુણાથી કાવ્યમાં સહૃદય હૃદયને પ્રજ્વલિત કરવાનું સામર્થ્ય આવે છે.

સહૃદય હૃદયમાં જ્વાલા પ્રકટાવવાનું આ સામર્થ્ય તે "ઓજસ્" ઓજસ્ ગુણના પ્રભાવે માનવહૃદયમાં ઉષ્મા અને આવેશ ઉભરાય છે, ભાવો ભભૂકી ઉઠે છે, ચિત્ત ચેતી ઉઠે છે, ઓજોમય કાવ્ય સાંભળતાંજ જીવ તલપાપડ થાય છે, પ્રતિપળ બળવત્તર થતા ભાવોની ઉર્મિઓ ઉભરાય છે—હૃદયમાં કોઈ ઉત્કટ ભાવનાના સંજ્વલનથી એકાએક જ્વાળા પ્રકટે છે.

"સંદેશિકા" એ આવા ઉત્કટ ભાવોનો ભભૂકો છે, ઓજોગુણપ્રધાન છે. તેમાં રહેલી વીરરસપ્રધાન કાવ્યસરણિઓથી તે ઓજોગુણપ્રધાન છે, છતાંય તેમાં માધુર્ય અને પ્રસાદને સ્થાન છે. સંદેશિકામાં મધુર કાવ્યોનો અભાવ નથી; પ્રાસાદિકતા સ્પષ્ટ છે. ઉદાહરણ તો એકએકથી ચઢિયાતાં છે!—

ઉછળો ગગન મહાસાગરો! વંટોળિયા નભને ભરો!
ફ્હાડો પડો! જ્વાલા ઉડો અંધાર અવનિ આવરો!

ગુજરાતના શૂરા અમે ગુજરાતીઓ! થઈએ શું ભારત દેવીના પક્ષઘાતીઓ?
અમ ગેહ દઈએ, દેહ દઈએ, ચેહ બળીએ તાતીઓ! અમ ટેકના તજીએ કદી!—રે આ અમે ગુજરાતીઓ!

\+ + +

"રે રણવીરા! કોલાં કૂતરાં તો ભય પામી હાર્યાં સમજી ભાગી જાય;
પણ જો કેસરી ઉન્નત શીર! ભોંય પડ્યો ઉછળે ફરી નાચી તોડે કે છોડે નિજ કાય;
ધન્ય ગણાય! કાયર જીવતો મૂઓ જાણ, રણશૂરો મરશે રણધીર".

\+ + +

જય જય મારા ગુર્જર વીરો!
આવો, રંક ફકીર અમારો! આજે દિવસ ઉગ્યો રળિયાત;
દીપ પ્રકાશતણા ઝીલીને ઝગમગતી કરવી મ્હેલાત:
ઓ ગુજરાત! ઓ ગુજરાત! આજે લેશો શું તમ સાથે;
શૌર્ય વરસે હૃદય કે બાથે?—તેજ છતાં બુઠ્ઠી તરવાર;
ફેંકી દ્યો સહુ બુઠ્ઠાં શસ્ત્રો, સજો હૃદયનાં નવ હથિયાર!
ઓ ગુજરાત! ઓ ગુજરાત!

\+ + +

સ્વાત્મબળે રચવી જગ ન્યારી નવચેતનની ઓર ખુમારી!
ઉરના લાખ ઉમળકા વારી રાખ મારે! પાછું ઝાંખ મારે!
દેવી! દીસે શાં નવચેતન તારી આંખમાં રે!

આવાં આવાં દીપ્તિમય શબ્દચિત્રો ઉપરાંત [1]ઓજસ્વિની સંદેશિકા માધુર્ય કે [2]પ્રસાદમાં કોઈથી ઉતરે એવી નથી! આ રહ્યું એનું મધુર વિશદ સંગીત—

"કણ કણમાં જો મણિ વિલસે છે, બિંદુ બિંદુ બ્રહ્માંડ; રસગ્રાહક રજરજમાં નિરખે ભર્યો દિવ્ય રસકાંડ;
નયનાં ભરી ભરી નિરખો કો, રસરસ થળે થળે નીતરાય! ઘુંટડા ભરીભરી પીઓ કો, રસનાં સરોવરો છલકાય!
રસનાં સરોવરો છલકાય, રસિકનું મન દેખી મલકાય! ઘુંટડા ભરી૦

\+ + +

---

१ दीप्त्यात्म विस्तृतेर्हेतु रोजोवीररसस्थितिः । बीभत्सरौद्ररसयो स्तस्याधिक्यं क्रमेण च । का० प्र०

२ चित्तं व्याप्नोति यः क्षिप्रं शुष्केन्धन मिवानलः । सप्रसादः समस्तेषु रसेषु रचनासु च । सा० १० श्रुतिमात्रेण शब्दात्तु येनार्थ प्रत्ययो भवेत् । साधारणः समग्राणां स प्रसादो गुणोमनः । का० प्र०

જળ થળ વિલસે, રજની વિલસે, વિલસે દિશદિશ વ્યોમ :
ઘુંઘટ ઉઘાડ, જીવનભાગી સખી ! પૂર્ણકલા ઝર સોમ !
સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ નયનો ઝરશે, પ્રભુતા ભરશે,
સરશે આત્મા બાર સખીરી ! તારૂં હૃદય વિકસતાં
સ્વર્ગ બને સંસાર !—સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ !

"રાસચંદ્રિકા" એ પણ માધુર્ય અને પ્રસાદનો કલામય કાવ્યગુચ્છ છે.

[1]શબ્દ સાંભળતાંજ અર્થની પ્રતીતિ થાય, સર્વ રસો અને સર્વ રચનાઓ દ્વારા ચિત્તમાં જેના ભાવો એકદમ પ્રસરી જાય તે કાવ્ય પ્રાસાદિક હોઈ શકે.

રાસચંદ્રિકાના પ્રત્યેક રાસમાં માધુર્ય છે, આનંદ છે, ઉલ્લાસ છે, ચમત્કાર છે, પ્રસાદ છે. રાસચંદ્રિકા એક પ્રાસાદિક રાસસમૂહ—રસકુંજ છે ! આ રહ્યાં થોડાં રસબિંદુઓ—

લૂમખે ઝૂમખે લહેરે છે આંબલા, લુંબડે ઝૂંબડે ઝૂલે છે મહોર;
ટહુકી ટમુકી કોયલ હલકારતી, આભને આંગણે છાયા બપોર ! આવજો, જોગીડા !

સુખદુખ કેરી ઓઢણી, મીઠી મહીયર યાદ; સાઠ ઘડીનાં સોણલાં, ભૂલવે વર્ષ વિષાદ:
ઉજળા ચાંદલિયાશો ઝળહળતો કરી આવજે, હો વીર ! ઉર ઉછળાવજે, હો વીર !
મારી અંધારી રાતડીને અદલ હુલાવજે, હો વીર ! મહીયર લાવજે, હો વીર !
વીંધતી વસંત ફેરે કુંજે કુંજે ફૂલ મારી કીકીના પલકારમાં તો દુનિયા છે ડૂલ:
સખી ! પંખીડું કે થંભે મારે બારણે રે લોલ.

કે શીર પર ડોલે કલગી વિભૂતિની રે, કે અદ્ભુત ખોલે પ્રાણકલાપ:
કે નાચે ફૂલવાડીનો મોરલોરે કે થનગન થનગન લોલે આંગણાં રે
કે ટહુકે ગરજે આતમ આપ: કે નાચે ઉરવાડીનો મોરલો રે.

સૂર્યને વલોવિયા કે ચંદ્રને નિચોવિયા ! લાખલાખ તારા ઢોળી લીધા ?
કહોની, શ્યામ મારા ! આવડા રૂપાળા કોણે કીધા ?
સંધ્યાને ઉષાના રંગ રંગ ચોળ્યા અંગમાં, અમૃતના સાગર શું પીધા !
કહોની, શ્યામ મારા ! આવડા રૂપાળા કોણે કીધા ?

એકલી નારની અધીરી છે આંખડી, હૈડું અધીરૂં ઓછું જીરે;
એકલી નારના કાન છે સરવા; પળ પળ ચમકી શોચું જીરે.

મારી મટુકીમાં બોલે મારો કાનુડો રે લોલ, મારો કાનુડો છુપાયો મહીં છાનુડો રે લોલ.
જેની ચાંદલો છે કેવો મોટો આભમાં રે લોલ, તે તો સહેજમાં સમાતો વેંતલ છાબમાં રે લોલ;
મારી મટુકી છે એવી આભ જેવડી રે લોલ, મારો કાનુડો તે માગે મોટી કેવડી રે લોલ !

તેજ ને અંધાર કેરાં જોડલાં રે લોલ, પાપ પુણ્ય, સત્ અસત્નો માલ ભરે હોડલાં રે લોલ
અમૃતપુરીથી અમે આવીયાં રે લોલ: નાવડાં ડુબે એ મધ્ય સાગરે રે લોલ, ડુબે સર્વ સાથ ત્યાં અકાલ;
રૂદન કયાં કરે રે લોલ ! અમૃતપુરીથી અમે આવીયાં રે લોલ.

[2]કાવ્ય અને સંગીતની દૃષ્ટિએ, [3]રસ અને ભાવની દૃષ્ટિએ, કલા અને કલ્પનાની દૃષ્ટિએ ગમે તે દૃષ્ટિએ જોતાં આપણા અદલ ભાવચિત્રકારની મનહર કલામય પીંછી કેવું મધુર, કેવું ઓજસ્વી, કેવું વિશદ

---

१ यावदर्थक पदत्वरूपमर्थ वैमल्यं प्रसादः । रस गंगाधर. श्रुतमात्रा वाक्यार्थं करतलबदरामिव निवेदयंति घटना प्रसादस्य । र. गं.

२ किं कवेस्तस्य काव्येन किं काण्डेन धनुष्मतः । परस्य हृदये लग्नं न घूर्णयति यच्छिरः ॥ सुभाषित.

३ किं तेन किल काव्येन मृग्यमानस्य यस्य ताः । उदधे रिव नायान्ति रसामृत परंपराः । जयमाधव.

[1]શબ્દચિત્ર, નીતરતી ભાવના અને કલ્પનાના રંગોથી રંગી, [2]માનવહૃદયના કોમળભાવોને ક્ષણક્ષણમાં વ્યક્ત કરતું એક સરખું ખડું કરે છે! ગૂર્જર દેવીના સાહિત્યાકાશમાં રાસચંદ્રિકાનું અનેરૂં સ્થાન તેની ભાવશીલતા અને મધુરતાને લીધે ચિરસ્થાયી રહેશે. "સંદેશિકા" અને "ભજનિકા"નાં ગુંજનો પણ રસિકહૃદયોમાં હમેશને માટે સ્થાન મેળવશે.

ગુર્જરી વાઙ્મયનો એ "ખબરદાર" ભાવકવિ સાહિત્યસંસારમાં ચિરંજીવ હો! પ્રિય વાચક, છેવટે આપણે પણ ગાઈ લઈએ કે—

"કિરણ ઉતર્યું તે અંતે માનવદેહમાં રે લોલ, એને મંદિરે છે થાપ્યો એનો ઘાટ જો;
વહાલાં! આવો એ આતમમાં સમાવી એ રે લોલ!"—રાસચંદ્રિકા.

---

# દર્શનિકાનું તત્ત્વદર્શન

## શ્રી. રામનારાયણ વિશ્વનાથ પાઠક

આ દર્શનિકા એક દર્શનકાવ્ય છે. આપણાં ફિલસુફીનાં શાસ્ત્રોને જે અર્થમાં આપણે દર્શન કહીએ છીએ તે અર્થમાં અહીં દર્શન શબ્દ વપરાયો છે. દર્શન એટલે વિશ્વસમસ્તનું દર્શન. આ કાળમાં કવિએ પોતાના દર્શનનું નિરૂપણ કરવાનો પ્રયત્ન કર્યો છે.

સામાન્ય રીતે એમ મનાય છે કે શાસ્ત્ર એ કાવ્યનો વિષય ન થઇ શકે. એ ખરૂં પણ છે કે વસ્તુનું મૂર્ત સ્વરૂપ છોડી દઈ બુદ્ધિએ ગ્રહણ કરેલા અમૂર્ત ( Abstact ) પૃથક્કૃત ધર્મો કાવ્યનો વિષય ન બની શકે. પણ દર્શન અમૂર્તજ હોવું જોઇએ એવો નિયમ નથી. ફિલસુફીના એક મત પ્રમાણે તો બીજાં કોઈ શાસ્ત્રો નહિ, માત્ર ફિલસુફી જ સૌથી મૂર્ત ( Concrete ) વિષય છે. દર્શન શબ્દ પણ મૂર્તનો સૂચક છે. વિશ્વનું દર્શન, તેનાથી જાગૃત થયેલા ભાવથી પ્રદીપ્ત થાય, અને તેનું કલ્પનાથી નિરૂપણ થાય તો કાવ્યરસ નિષ્પન્ન થઈ શકે. હિન્દમાં તો વેદકાલથી આવા ફિલસુફીનાં કાવ્યો થતાં આવ્યાં છે. તેની પરંપરા કદી તૂટી નથી એમ કહીએ તો ચાલે. દુનિયાનાં બધાં સાહિત્યમાં આવાં કાવ્યો છે અને તેની ઉત્તમ કાવ્યોમાં ગણના થઈ છે. વર્તમાન સમય, ધર્મને પ્રતિકૂલ ગણાય છે છતાં તેમાં પણ તેવાં કાવ્યો બને છે. થોડા સમય પહેલાંજ ઈંગ્લંડના રાજકવિ રોબર્ટ બ્રિજિસ (Robert Bridges) નું The Testament of Beauty બહાર પડયું તે આ પ્રકારનું કાવ્ય છે. આ નિબંધમાં કાવ્યમાં નિરૂપેલી ફિલસુફીને કંઇક દાર્શનિક તંત્રમાં બતાવવાનો પ્રયત્ન કર્યો છે. જો કે તેમ કરતાં કાવ્યનો ચમત્કાર બુદ્ધિની કાતરમાં કતરાઇ ન જાય તેની સંભાળ રાખી છે, અને કાવ્યના ગુણો વાંચનારને પ્રતીત થાય તેટલા માટે અંદરનાં અવતરણો છૂટથી લીધાં છે. ખરૂં કહું તો આપણા ભાષ્યકારો શ્લોકની 'ઉત્થાનિકા' લખે છે તેટલું જ કામ મેં કરેલું છે.

દર્શન કે શાસ્ત્ર કાવ્યનો વિષય થઈ શકે કે નહિ તે કવિએ પોતે પ્રસ્તાવનામાં ચર્ચ્યું છે. તેઓ કહે છે કે "કવિતા અને તત્ત્વજ્ઞાનનો મહાયોગ વિરલ છે છતાં સ્વાભાવિક છે." એટલું જ નહિ. કવિ કહે છે કે વસ્તુનું તત્ત્વજ વસ્તુનું સૌંદર્ય છે અને સૌંદર્ય કાવ્યનો વિષય ન હોય તો બીજું શું હોય? તેઓ કહે છે:

વસ્તુનો આત્મ જોતાં જડે ત્યાંથકી પરમ સૌંદર્ય એ વસ્તુ કેરૂં; ૨૬૫ *

---

૧. "Poetry is a speaking picture and Painting is mute poetry"—Simonedes quoted by Plutarch.

૨. "Absolute Poetry is the concrete and artistic expression of the human mind in emotional and rythmical language."--T. W.

* કાવ્યમાંથી આપેલાં અવતરણો પાસેનો આ અંક સર્વત્ર મુકતક યુગ્મનો અંક છે, પૃષ્ઠનો નહિ.

દર્શનિકાની પ્રેરણા સદ્ગત બહેન તેમીના



અનન્તમય આત્મગત! તાનધન તેમીના!<br>
તારિકા તુંજ મુજ આંખ કેરી!<br>
મુજ જીવનક્ષિતિજથી તું જતાં શી પડી!<br>
જવનિકા હૃદય સર્વત્ર ઘેરી!

(દર્શનિકા: અર્પણ)

Joshi Art P. W. Bombay 1.

કવિ સપરિવાર



ઉભાં રહેલાં:— કુ. નાજાં, ચિ. પેશોતન, ચિ. કાવસજી,
બેઠેલાં:— કુ. નરગીસ, અ. ફ. ખબરદાર, સૌ. પીરોજા, સૌ. ડોસાં કા. ખબરદાર,
ચિ. પદમ (પૌત્ર) અ. ખબરદાર, કુ. માણેક (પૌત્રી),

કવિ પ્રસ્તાવનામાં કહે છે: "વિજ્ઞાનને હું તત્ત્વજ્ઞાનથી વિરૂદ્ધ હોવાનું માનતો નથી... આ કાવ્યમાં મેં ધર્મ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સમન્વય કરવા યત્ન કીધો છે." અલબત, વિજ્ઞાન ધર્મનું વિરોધી છે એ મત હવે જુનો થયો છે, અને કવિની શ્રદ્ધા જેટલી આંતરદૃષ્ટિ ઉપર આધાર રાખે છે તેટલીજ 'વિજ્ઞાન' ઉપર આધાર રાખે છે, એમ વાચક જોઈ શકશે. તેમજ કેટલીક વૈજ્ઞાનિક શોધોનાં દૃષ્ટાન્તો કવિએ સફળતાથી વાપર્યાં છે. આખા કાવ્યમાં દૃષ્ટાન્તની ચોટ ઘણી જગાએ ચમત્કારક છે, પણ તે તરફ ધ્યાન ખેંચવા જટલો મને અહીં અવકાશ નથી મળ્યો.

દર્શન માત્રમાં જિજ્ઞાસા દુઃખના જ્ઞાનથી પ્રવૃત્ત થયેલી હોય છે. दुःख त्रयाभिघाताज् जिज्ञासा तदपघातके हेतौ । [1] માણસની ચેતના ઉપર થયેલા દુઃખોના અભિઘાનથી, તે દુઃખ નિવારવાની જિજ્ઞાસા થાય છે, એ ફિલસુફીના મંડાણનું એક અમર સૂત્ર ગણાવું જોઈએ. પ્રસ્તુત કાવ્યમાં પણ દર્શનની જિજ્ઞાસા દુઃખથી થઈ છે. આ દુઃખ તે કવિની પ્રિયપુત્રીનું મરણ એ એક દૃષ્ટિએ ખરૂં છે, પણ કવિ, માત્ર વ્યક્તિગત દુઃખ જ નથી જોતો, પણ વિશ્વ બધામાં તેને દુઃખ જણાય છે.

ઉકળતા ઉષ્ણ લાવા સખી જીંદગી દાઝતી દઝવતી જોઈ દાઝું. ૨

જીવનમાં જે કાંઈ સુખો દેખાય છે તે પણ મોટાં અને ક્ષણભંગુર છે:

જીવન આ ક્ષણિક ઝાકળતણું બિંદુ છે, ઘડીક પલકી ઉડી જાય ઘોમે.
વાદળાં આવીને જાય આકાશમાં છાય સરિતા ઉપર જાય સરતી;
સિંધુનાં જેમ મોજા ઉઠી ઉછળીને જાય ભાગી ભરી તીર ભરતી:,
ખરી જતાં પિચ્છ સંધ્યા ઉષાનાં નભે, તુટતી વીજળી પાંખ પલકી
પક્ષીનાં વૃંદ શું, યૌવનાનંદ શું, જીવન આવી ઉડી જાય ઝલકી. ૪

આવું ક્ષણભંગુર જગત છે, તેમાં જાણે દુઃખ ઓછું હોય તેમ માણસ નવાં દુઃખો ઉત્પન્ન કરતો જાય છે.

રંગ બેરંગી ઉડતાં પતંગો ફરે, ફૂલ શું ફૂલ જેવા વિલાસે;
ફૂલ આજે ખીલી કાલ સૂકાં ખરે, ને મરે ત્યાં પતંગોય પાસે;
રંગ ને ઢંગ આ જગતને જીવનના માનવી રોજ એ જોય પોતે;
તોય આ ભાઈ શું બાઈ લડતા રહે તે પડે વાટે પોતે કમોતે. ૧૦

કવિને આ આંધળા ફરતાં વિશ્વચક્રો, વિશ્વ વંટોળે જોઈ દર્દ થાય છે. તેના મનમાં અનેક પ્રશ્નો ઉઠે છે:

જોઈ જોઈ બધું આંખ મુજ આ રડે, થાય સંતપ્ત ભેતર ઉદાસી;
જગતમાં જીવન આ છે કશા કારણે, કે જીવનની થતી જોઈ હાંસી!
આ બધાં હૃદયનાં રૂધિરમય રુદન ને હાય અફસોસ શું ન્હોય સાચા!
આ બધાં દુઃખ દેખાય તે શું ખરાં! શું હશે સુખ સદા અલ્પ આછાં!
માનવી જીવનને શું ન ઠરવું હશે! જીવન શું અગ્નિમાં નિત્ય બળશે?
આ બધા પ્રશ્ન પણ શું ઉઠી શમી જશે! મુઠ્ઠીમાંની મતા કોણ કળશે! ૫

આ બધા કોયડાનો કશો ઉત્તર કવિને નથી જડતો. ઓમાર ખય્યામ કહે છે. There was a Door to which I found no key. એક દ્વાર હતું, તેની કૂંચી મને જડી નહિ. આપણા કવિ પણ કહે છે:

કોણ કૂંચી જગત ભેદની પામિયાં! કોણ પાસે જગતદ્વાર ખોલ્યાં!

એટલું જ નહિ:

દ્વાર પાછળ રહ્યાં દ્વાર કંઈ અણગણ્યાં ખોલતાં ખોલતાં હાથ થાકે;
વ્યોમ પાછળ રહ્યાં વ્યોમ બીજાં વિરલ, દૃષ્ટિને પાર શું દૃષ્ટિ તાકે!
પેટીયાં પેટીઓ એક અંદર અવર ઉઘડતાં હોય બીજી હજીએ.
માનવી કૂંચી એ પામતો નવ કદી; ભેદના ભેદમાં જગત જીવે. ૨૧

---

[1] સાંખ્યકારિકાની પ્રથમ કારિકા.

ઓમાર ખય્યામની પેઠે[1] આપણા કવિ પણ કહે છે:

પૃથ્વી પર ખ્યાલું છે ઢાંકયું આકાશનું, ખદબદી રહે મહીં સર્વ પ્રાણી;
પ્રાણીઓ શું ઉપર જોઇને માગશે ? પ્યાલું પણ છે જ લાચાર પોતે ! ૪૧

કવિને જગતના પંડિતો પાસેથી આનો કશો ઉકેલ મળતો નથી. પંડિતો મોલ્વીઓ જાણે 'જ્ઞાનનું જુગટું' રમતા જણાય છે (૪૩) અને ધર્મોનાં પ્રચલિત સ્વરૂપો, તેના વહેમ, દ્વેષ, અભિમાન, સંકુચિતતા, બંધનો, એ સર્વથી કવિને ઘૃણા થાય છે. દુનિયાંમાં જાણે દુઃખ ઓછાં હતાં તે પૂરાં કરવાને ધર્મઝગડા કર્યાં એમ લાગે છે !

જગતમાં દુઃખને જુલમ શું છે કમી, કે વધારે બીજાં ધર્મ નાખે ! ૧૩૯

કવિ પૂછે છે :

સ્વર્ગની લાંચ ને નરકના ભય થકી માનવી શું ખરો ધર્મી થાશે ! ૧૪૩

એટલું જ નહિ, ઈશ્વરની કલ્પના પણ તેમને માનવીના અહંકારમાંથી ઉદ્દ્ભવી જણાય છે.

વિશ્વની ટંકશાળે બધે માનવી છાપ નિજનીજ શો છાપતો એ ! ૧૫૨
માનવી મૂર્તિ નિજ અધિક ફૂલાવીને ઈશની મૂર્તિ દે જગત થાપી ! ૧૫૩

આવાં મંથનોમાંથી મન ઊંડું ઉતરી કાંઇ નવું દર્શન ન કરી શકે તો ભયંકર શૂન્યવાદ, યદૃચ્છાવાદ, અનાત્મવાદ કે અનવસ્થાવાદ પરિણામે, પણ અહીં તેમ બનતું નથી. બલકે એમ કહેવું ઉચિત છે કે કવિએ આ મંથનોનું નિરૂપણ પોતાની શ્રદ્ધાના માત્ર એક નૈમિત્તિક હેતુ તરીકે જ કરેલું છે. કવિને પોતાની શ્રદ્ધા છે, પોતાનું દર્શન છે, પહેલું જ નહિ પણ આ દુઃખના નિરૂપણમાં પણ તેની સૂચનાઓ અહીં તહીં થયા કરે છે.

કવિનું દર્શન બે સ્તંભ ઉપર ઊભું છે એમ કહી શકીએ. એક આંતરદૃષ્ટિને દેખાતાં તત્ત્વનો સ્તંભ, અને બીજો બાહ્ય વિજ્ઞાન (science) ની દૃષ્ટિએ દેખાતા તત્ત્વનો સ્તંભ. સર્વ ક્ષણિક છે, સર્વ દુઃખમય છે, સર્વ અંધકારમય અને અપ્રતિષ્ઠિત મિથ્યા છે એમ કહેતાં કહેતાં તેમને પોતાના આત્મામાં બે વસ્તુઓ આ મિથ્યાત્વ અને ક્ષણભંગુરત્વથી પર જણાય છે, એક જીવન અને બીજો સ્નેહ. કવિને મન, ખરૂં કહીએ તો, આ જીવન, સ્નેહ ચેતન એ તત્ત્વ એકજ છે. તે પૂછે છે :

મૃત્યુ પાછળ કશું ના રહ્યું હોય તો જીવનની સીડીને ક્યાં ટકાવો ? ૭૦

વળી પૂછે છે :

મૃત્યુ જો મૃત્યુ જેવું જ દેખાય ને મૃત્યુથી જો જતે સૌ ભૂંસાઈ,
માટીની સાથ ચૈતન્ય પણ તૂટી જો રહેત પાછળ ન વ્યક્તિત્વ કાંઈ,
તો પછી પરમ પ્રભુરૂપ જે સ્નેહ આ તે સુધા સતત વરસાવતે ક્યાં !
જગતનું તેમ સૌ સ્વાર્થમાં ઝગડતાં જીવનનું ધ્યેય ઉતરાવતે ક્યાં ! ૬૯

તેજ રીતે બાહ્ય દૃષ્ટિએ મૃત્યુ દુઃખ ક્ષણભંગુરતા આવશ્યક લાગતી હતી તેમાં વિજ્ઞાનના વિકાસવાદથી યોજના અને વિકાસ અને ઉત્કર્ષ તરફ ગતિ જણાય છે. વિશ્વ, ભલે ધીમે ધીમે પણ, પોતાના એક પ્રયોજન તરફ ગતિ કર્યા કરે છે અને તેને સિદ્ધ કરતું ચાલે છે :

---

૧ સરખાવો.

And that inverted Bowl we call the sky,
Whereunder crawling coop't we live and die,
Lift not thy hands to 'It for help—for It—
Rolls impotently on as Thou or I.

યુગયુગો કંઈ ગયા, મથન કંઈ કંઈ થયાં છોડ પર ફૂલ એકજ ઉગવવા. ૧૧૫

માણસનું પણ તેમજ છે:

અણુગણ્યા યુગતણાં વર્ષ ક્રોડો ગયાં, માનવી આજ જેવો સરજવા;
ધરતી કંપો મહારેલ ને હિમ વિષે પ્રકૃતિ ટીપાઇ નિજ સાજ સજવા;
મ્હાડમુખ આગના કંઈ ફુવારા ઉડ્યા, સિંધુ હેઠે ધવલ ફીણ આવ્યાં:
પૃથ્વીને એમ ખેડી પરમ ચેતને માનવી પ્રકૃતિનાં બીજ વાવ્યાં.
કંઈ શરદ ને વસંતો વહી પૃથ્વીમાં, છોડ ધીમે ધીમે ફૂટી ખીલ્યા;
જંતુ ને પ્રાણીઓ કંઇક આવ્યાં—ગયાં, સર્વેના અંશ કંઈ કંઇક ઝીલ્યા:
જીવનનું વૃક્ષ ફાલ્યું પછી આખરે, ફળ ઉગ્યું માનવીરૂપ અનેરૂં;
જીવનનાં ગુણકિરણ એમ થઈ એકઠાં માનવીરૂપ ઘડયું રમ્ય ઘેરૂં. ૮૦

વિશ્વ ચૈતન્ય આ અનંત કાલમાં ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ રૂપો ઘડતું જાય છે.

કંઈક ઓછું રહ્યું પ્રકૃતિના રૂપમાં, કંઈક ઝાંખો ઊઠ્યો ઘાટ પેલો;
એમ અધુરી રહી શક્તિ કંઇ એકમાં, કંઇક અટકી પડ્યો તેમ વેલો.
પ્રકૃતિનો પિંડ જ્યમ જ્યમ ઘડાતો ગયો ત્યમ ઉગ્યાં ફૂલ સુંદર વિશેષે:
વિશ્વ ચૈતન્ય આખર ઝૂલાતાં ખીલ્યું ને ઉગ્યો માનવી પૃથ્વી દેશે. ૮૧

આ દૃષ્ટિ મળતાં જગતની યોજનામાં દુઃખનું પ્રયોજન સમજાય છે. દુઃખ માત્ર ઉત્કર્ષને માટે છે.

સર્વ આ આપણાં જીવનની જગતમાં મૂર્તિયો જે રહી છે ઘડાતી,
અણુદીઠી કો હથોડી અને છીણીથી તે રહી પળપળે કોરાતી;
આપણા જીવનની એજ છે વેદના, એજ સંતાપ છે દુઃખ ઘેરા:
પળપળે તૂટતું જાય કંઈ જીવનથી ને ઊઠે ઘાટ અભિનવ અનેરા !
એ મહાશિલ્પીને એ મહાકવિતણી પરમ સર્જન કળા છેજ એવી:
વ્યર્થ સૌ અંશ તોડી છણી નાંખીને મૂર્તિ કલ્પિત કરે સિદ્ધ તેવી !
તો પછી જીવનની જે છણાઈ જતું તે થકી શોક શા કાજ કરવો ?
વસ્તુ કે વ્યક્તિનો અર્થ કંઈ નવ રહ્યો તે જતાં ઉઘડશે ઘાટ ગરવો. ૧૨૭

ત્યારે આ દુઃખ દેખાય છે શાથી ?

માનવ શુદ્ધ ચૈતન્યનો બનેલો નથી. તે પ્રકૃતિ અને ચૈતન્ય બન્નેના મિશ્રણનો બનેલો છે:

તેજ અંધારનું અજબ આ પૂતળું માનવી કોયડો છે જ પોતે:
માટી ને શક્તિનું એવું મિશ્રણ બન્યું, અકળ અદ્ભુત કળા કોણ ગોતે ?
જ્ઞાન અજ્ઞાનનું પોટલું માનવી કાળ ને ક્રોધનો શુષ્ક ભારો;
અહીં તહીં કૈંક કદરૂપતા છે વસી, તોય સૌંદર્યનો એજ ક્યારો.
કૈંક યુગ યુગ તણી સાંકળી માનવી ! કૈંક તત્ત્વો તણો ભેળ એમાં:
શાંતિ તોફાનનો સિંધુ એ ઉછળતો, રાગને દ્વેષના મોજ તેમાં;
શોક આનંદની વિરલ એ આરસી, કૈંક આશા નિરાશા ભરેલો:
કર્મ શું ઝગડતો માનવી છે કશો પાપને પુણ્યનો અજબ જોલો. ૩૦

આ હોવાથી—

છે અનંતત્વને એક છેડે પ્રભુ, માનવી છે રહ્યો અન્ય છેડે: ૧૮૨

પણ માનવી એ છેડે રહ્યો. રહ્યો ઇશ્વરના સ્વરૂપને મેળવવા પ્રયત્ન—એ પ્રયત્ન એજ તેનાં દુઃખો અને એજ તેની પ્રગતિ. પ્રકૃતિતત્ત્વ ગળતું ગળતું શુદ્ધ ચૈતન્ય તેનામાં વિલસતું જાય છે એ તેની પ્રગતિ છેઃ

માનવી અંતરે કંઇક દેશો વસે, માનવી સહજ તે કંઈ ન જાણે;
કંઇક યુગયુગતણું પૂતળું માનવી કંઇક જીવનો તણી છાય આણે;
ઘાટ ને રૂપ કંઈ કંઈ ધીમે બદલતાં, જંતુમાંથી થયો આજ જેવો;
પ્રકૃતિનાં પડ પિગળતાં ગયાં જેમ ત્યાં હૃદય તણખો ખુલ્યો તેમ તેવો. ૨૭૩

વિશ્વચૈતન્યનો એ જડ પ્રકૃતિ ઉપર આઘાત એ ક્ષોભ, એ જ દુઃખ, અને એજ પ્રગતિ પ્રકૃતિ જડ પડી રહે તે કરતાં દુઃખ ખમતાં ખમતાં પણ પ્રગતિ કરવી એ સારૂં નહિ !

વિશ્વચૈતન્યનો એક તણખો પડી આપણી માટીમાં ક્ષોભ ભરતો;
વિશ્વચૈતન્ય પ્રભુ આપણી પાસ છે, તેજ એ માટીનું હેમ કરતો;
જડ બની ઠેસ ખાતી પડે તે થકી લાખ ચચડાટ એ છે જ સારા;
માટીનું મૂલ્ય નહિ થાય તણખા વિના, એક વિણુ સર્વના રહે ઉધારા ! ૨૪૩

અને આ પ્રમાણે માનવનો વિશ્વ સાથેનો સંબંધ અને દુઃખનું પ્રયોજન સમજાય પણ દુઃખ એ દુઃખ નથી રહેતું, મૃત્યુ એ મૃત્યુ નથી રહેતું, અનિષ્ટ માત્ર પ્રગતિનાં સાધનો રૂપ સમજાય છે:

પ્રકૃતિની શક્તિ જ્યાં વિકસવા જાય ત્યાં માનવીને ખરે દુઃખ ભાસે;
જીર્ણને તોડવું, નવલ કંઈ જોડવું : શક્તિ પ્રતિદિન મથે એ પ્રયાસે;
થાય સર્જન નહીં દુઃખ ગર્જન વિના, દુઃખનો એ જ છે ભેદ પૂરો :
વીજનાં દહન ને થાય ઘન ગર્જનોને સભર વરસતો મેઘ રહશે.
માનવી જીવનને રોજ વિકસાવવી પ્રકૃતિની શક્તિ એ મથન કરતી;
દેહમાં દેહનાં મથન વેદન કરે, હૃદયમાં હૃદયનો ભાર ભરતી;
જીવનનો કલહ છે જીવન બહલાવવા, કલહવિણુ જીવનની ન્હોય પૂાત;
દુઃખદર્શન પછી થાય સર્જન સદા; દુઃખ છે શક્તિની પરમ મૂર્તિ ! ૧૨૧

તેજ રીતે

આ બધી વેદના, આ બુરાઈ બધી, શ્રેયસીડી તણી છે જ પગથી : ૧૨૪

તેમજ

જે દિસે ભિન્નસ્વરતા વિસંવાદ અહીં તે હશે ગાનસૂરો અજાણ્યા;
સર્વ સંવાદસૂરો મહાવિશ્વના માનવીએ હજી ના પિછાણ્યા.
ભિન્નભાવો વિસંવાદ ને દુઃખ આ જે દિસે જગતમાં ઠામઠામે,
તે બધા વિશ્વસંવાદના સૂર થઇ વિશ્વના શ્રેયનો ઠાઠ જામે ! ૧૨૫
નદી તણા સુખ સમું મૃત્યુ પણ સભર છે, જીવનના વહનની સિદ્ધિ સાધી:
મૃત્યુનું દ્વાર મહાજીવનમાં ઉઘડતાં શું ન રહે જીવનની છલક વાધી ! ૬૪

પણ આ બધી ઘડભાંજ, માણસ પ્રકૃતિ અને ચૈતન્યનો બનેલો છે માટે છે. તે કૃતિ જ નહોત તો સારૂં નહિ ! નાઃ

દુઃખથી સુખ અને સુખ થકી દુઃખ છે, એક વિણુ હોય નહીં અન્ય એવાં;
એ જીવનયંત્રનાં ચક્ર સહુ જીવનને ઉડવતાં પક્ષીની પાંખ જેવાં;
એકને તોડતાં જીવન તૂટી પડે, તિમિર વિણુ જીવનનું સ્વપ્ન ક્યાંથી !
વિશ્વમાંથી કદી કાઢી લ્યો પ્રકૃતિને, તો પ્રભુ પણ ઉડી જાય ત્યાંથી. ૧૧૩

આટલે આવ્યા પછી, તત્ત્વજ્ઞાનનો મુખ્ય પ્રશ્ન, ઇશ્વર જીવ અને જગતનો સંબંધ, તે વિશેનું કવિનું મંતવ્ય આપણે જોઇએ. આ મંતવ્ય લગભગ ઉપનિષદના વેદાન્ત જેવું છે અને તેનું નિરૂપણુ કરવામાં ઉપનિષદનાં અનેક દૃષ્ટાન્તો આવેલ છે. આપણે કોઇ પણ જગાએ ઉપનિષદના વાક્યો ન ટાંકતાં, કવિનું નિરૂપણુ જ જોઇએઃ

આરસીમાં પડયું સૂર્યનું બિંબ, તે સૂર્યને આરસીમાં બતાવે;
સિંધુમાં, સરિતમાં, કૂપમાં પણુ પડી બિંબ એ સૂર્યને ત્યાં ઝુલાવે;
અણુગણ્યા તારલારૂપ સૂર્યો વિષે બ્રહ્મનું બિંબ બ્રહ્માંડ ધારેઃ
તાપનું બિંબ આ સૂર્યદર્પણુ પડી નાથનું તેજ જગમાં પ્રસારે.
નાથનાં બિંબ એ છેજ જ્યાં ત્યાં પડ્યાં તોય નહીં માનવી શીદ દેખે !
સૂક્ષ્મમાં, સ્થૂળમાં, ફૂલમાં, ધૂપમાં, લાખ રૂપે પડ્યાં છે સુરેખે;
માનવીહૃદયમાં પણુ પડયું બિંબ એ, તેજ એ હૃદયમાં પ્રશ્ન પૂરેઃ
આ કર્યું, તે કર્યું; શું હતું, શું હશે–એમ દેખાય ઉર દૂર દૂરે ! ૨૨૬

ઇશ્વર કે બ્રહ્મ આકાશની પેઠે સર્વત્ર છવાયેલ છે અને તે આકાશની પેઠે રંગવિનાનું નિર્ગુણ છે.

આપણી ઉપર આકાશ આ છાઇને છે રહ્યું પૃથ્વીને ઘેરી પૂરૂં,
રજનીમાં તે દિસે શ્યામ ઘેરૂં અને દિવસમાં નીલવર્ણું સુભૂરૂં;
કોઈ પણ રંગ આકાશ કેરો નથી રવિકિરણુ અનિલ શુ ઉપજાવે;
એક વણુરંગી નિર્મળ મહાકાશ એ અંતરે ગોળ ક્રોડો હુલાવે. ૩૬૮

આ બિમ્બપ્રતિબિમ્બના અને મહાકાશના દૃષ્ટાંતને લીધે એક શંકા થાય છે કે ઇશ્વિર એક હોવા છતાં જો તેમાં પ્રતિબિમ્બો ભિન્ન પડતાં હોય તો ઇશ્વિરથી ભિન્ન કોઈ તત્ત્વ હોવું જોઇએ. આપણા કવિ વેદાન્તને અનુસરીને જ પ્રકૃતિને પણુ ઇશ્વરની જ એક શક્તિ કહે છે. તેજ અને અંધાર બન્ને બ્રહ્મની લીલા છે, અને બ્રહ્મ બન્નેની પાર છે.

તેજ અંધારની પાર અવકાશમાં એક નિર્મળ મહાતત્ત્વ વ્યાપે;
સર્વ તત્ત્વો ભરી ત્યાંથી નિજ રૂપ લે વિવિધ મિશ્રણુથી વ્યક્તિત્વ થાપે.
એ મહાતત્ત્વ છે મૂળ આ વિશ્વનું, પૂરતું રસ સદા વિશ્વવૃક્ષે;
પરમ ચૈતન્યમાં અદીઠ પથરાઇ તે ખીલવવા વિશ્વસૌન્દર્ય લક્ષે.
તેજ સંકેત છે પરમ ચૈતન્યનો તેમ અંધાર મહાતત્ત્વ કેરો;
તેજ અંધાર ગુંથાઇને વિશ્વમાં સકળ સંસાર સરજે અનેરો;
એ મહાતત્ત્વ સંકેત અંધારમાં જાય ચૈતન્યનું તેજ કુટવા;
એજ છે વેદના વિશ્વ અંતરતણી, ચાહ્ય જ્યાં તેજ આનંદ લૂંટવા ! ૧૧૮

ઇશ્વરે એક અમૂક અવ્યભિચારી નિયમથી આ વિશ્વ નિયમિત કરેલું છેઃ

એક છે નિયમ આ વિશ્વનો સત્ય તે નહીંજ ધ્રુવ થકી કોદિ ચળતો;
વિશ્વને વિશ્વના ગોળ આ અણુગણ્યા, સર્વને એકરૂપેજ કળતો;
શબ્દ કે ન્યાય કે વિશ્વશાસન કહો, એ નિયમ નહીંજ નિજધર્મ ચૂકે;
નહીં દયા ખાય એ કોઇની વિશ્વમાં, નહીં જ એ કોઇને પલક મૂકે. ૨૫૭

માનવી આ નિયમને વશ છે.

કંઇક પણુ છે ખરૂં, માનવી સાથ જે જન્મથી સતત સંબંધ સાંધે;
માનવીના પ્રયત્નો શું જોડાઇને જીવનમર્યાદા તે કંઇક બાંધે ! ૨૫૭

છતાં પોતાની કર્મલીલા કરવા જેટલી માનવને છૂટ છેઃ

જેમ જોડાઇ છે આ હવા પૃથ્વી શું તોય ફરતી રહે તેહ છૂટી;
તેમ આ જીવનની સાથ બંધાઇને રહેવું નિર્બંધ રસ ઉચ્ચ લૂંટી ! ૨૮૧

હવે જ્યારે સર્વ જીવો એક જ વિશ્વચૈતન્યમાંથી નીકળેલા તણખા છે ત્યારે અમુક જીવ અમુક ઉંચો એમ કેમ કહેવાય !

જીવન નહિ કોઇનું પણ નકામું દિસે, જીવન છે સર્વનું ઉપયોગી
કીટ પણ કો નકામા નથી પૃથ્વીમાં ધૂળ પણ પૂરતી પૃથ્વી ખાડોઃ
કેમ કો જીવન જગમાં નિરર્થક કહો ? જ્યાં પડયું જીવન ત્યાં ભર ઉગાડો ! ૨૭૧

અને વિશ્વચેતન્યની જ મૂળ શક્તિ છે તો માણસ ગર્વ શી રીતે કરી શકે ?

જેહ પોતાનું 'હું' માનવીમાં રહ્યું, તે 'મહા હું' તણું કિરણ નાનું;
સર્વ 'હું' એમ ભળતાં 'મહા હું' વિષે જાળથી હોય ભિન્નત્વ કેનું ?
કર્મ સાથે પરાક્રમ ગુંથાઈ રહ્યું, દોરીના વળ રહ્યા દોરી સાથેઃ
માનવી કેમ વળ છોડવીને કહે, મેં કર્યું કે થયું કર્મ હાથે ? ૨૬૧

અને પ્રાસાદિક વાણીમાં કવિ કહે છેઃ

જગતમાં કાંઇનો ગર્વ ધરશો નહીં, ગર્વ છે જીવનનું ફીણ ખાલી;
ઓામભર મેઘથી સિંધુ નવ ફૂલતો, સહિરિત રેલે ફૂલી જાય હાલી;
સૌ મહાહૃદયમાં સરળતા છે ભરી, ઉંચ કે નીચનો પટ ન રહેજેઃ
પાંદડામાં પડી સૂર્ય બાળક સમો જાય આળોટતો નમ્ર તેજે !
છે વિનયમાંજ પ્રભુતા ખરી સર્વની, તો મહાત્મા દિસે બાળ જેવાઃ
તારલા છે મહાસૂર્ય એકેકા પણ આગિયા શા દિસે અલ્પ કેવા ! ૨૯૮

એક પ્રશ્ન થાયઃ ઇશ્વર મહાન નિયમથી કામ કરતો હોય તો તેની ભક્તિ શા માટે કરવી ? અહીં કવિ ભક્તિ વિશે ટૂંકાજ શબ્દોમાં કેટલુંક ઘણું સારૂં કહે છેઃ

કોઈની પ્રાર્થનાથી નિયમ નહીં ચળે નહીં જ પાછો ફરે કોઈ કાજે;
તો પછી પ્રાર્થનાથી કશું માગવું ? પ્રભુ જ શું એમ નિજ નિયમ ત્યાગે ?
ભક્તિ તો સ્નેહનું છે સમર્પણ ખરૂં, ભક્ત સાચો કશું યે ન માગે ! ૨૫૮

અને આ જગતમાં જ્યાં માણસનું ચેતન પણ તેનું પોતાનું નથી પણ ઇશ્વરમાંથી આપેલ છે ત્યાં માણસે કશા પરિગ્રહ કે મમત્વ કે અભિમાન કરવું મિથ્યા છે. જે જેટલું આપી શકે તેટલુંજ તે તેનું છેઃ

જીવન લેનાર પણ જીવન આપે બધું, આપશે તોજ પોતાનું કરશેઃ
સૂર્યનું તેજ લઈ ચન્દ્ર આપે ફરી, ચન્દ્રની ચાંદની તોજ ઠરશે. ૮૯

અને

જેટલો હોય દાવો જ એ, તે થકી જીવનની પૂંજી દેવાય માપી !
જ્યોતિ દે તેટલી જીવનની પૂંજી છે, ચન્દ્રની છે કમી ચન્દ્ર વાંકે ! ૯૧

અને જીવન આપવું એ જ જીવન છેઃ

જીવનને રક્ષવા જીવન ખોવું પડે, સ્નેહ લે ભોગ સ્નેહ સવાયા ! ૩૩૭

તો શા માટે આનંદથી ન આપવું !

જીવનનું મૂલ્ય માગે સદા જગત આ, નહીં શકે માનવી તે ચુકાવી;
જીવન જીવનારને આપવું એ પડે; કેમ ના દે મુખે હાસ્ય લાવી ! ૭૭૨

અને ખરેખરી વર્ચસ્વતી વાણીમાં કવિ કહે છે :

દુઃખ દુનિયા વિષે ક્યાં નથી દાખવો ! દુઃખ દુનિયાનું છે સ્થાયી દેવું :
પ્રકૃતિને પ્રાણના આંસુથી આપવું, આપવું પ્રકૃતિ એ ચાહ્ય જેવું;
માપવું તો ખરી વીરતાથી બધું, હૃદય કાયર બની જીવનહારે :
સિંધુ દે વારિ નિજ શોષવા સૂર્યને ને સદા ઉછળતો મોજ મારે ! ૧૧૬
આપનારો બધું આપીને છુટશે આપતાં આત્મનું કંઈ ન ખુટે;
મેઘ આપી બધું ખાલી પોતે થતો તોય પાછો ગગન ગાજી ઉઠે;
આપતાં આપતાં જીવન હેલાય, ને આત્મ રેલાય નિજ દિવ્યતાથી :
સૂર્ય સર્વસ્વ આ જગતને આપતો, રેલતો ત્યાંજ પ્રભુની પ્રભાથી ! ૭૬૨

અહીં त्यागेनैकेन अमृतत्वमानशुः : ' ત્યાગ વડે જ અમૃતત્વ ભોગવતા હવા ' એ સનાતન સિદ્ધાન્ત, તેમજ ' expression is life ' એટલે ' ભાવનો પ્રાદુર્ભાવ એ જ જીવન છે,' જે ઉપનિષદમાં ઇશ્વરના આવિઃ સ્વરૂપમાં કહેવાયેલો છે, પણ તેને આપણે અર્વાચીન સિદ્ધાન્ત ગણીએ છીએ, તે બન્ને અભિપ્રેત છે.

પ્રકૃતિ અને જીવનો સંબંધ ઘણો વિરોધાભાસવાળો છે. પ્રકૃતિ ઇશ્વરની જ શકિત છે છતાં તેના ઉપર વિજય મેળવવો એજ જીવનના વિકાસનો ક્રમ છે. એ જ રીતે માણસનું સ્થૂલ શરીર જે પ્રકૃતિનો અંશ છે તે નિરર્થક નથી છતાં તે સર્વસ્વ નથી, તેની પાર સત્ય રહ્યું છે તેનું દર્શન કરવું એ જીવનનું સાર્થક્ય છે. કવિ પ્રશ્ન કરે છે :

જેહ પંચેદ્રિયો માનવીને છળે, કેમ તેને જ દેવી ફકીરી ! ૧૧૯

અને જવાબ આપે છે :

માનવીને મળ્યું તે બધું યુકત છે, સત્યને ઢાકયું છે સ્વર્ણપાત્રે. ૨૨૦

ઇન્દ્રિયો નિરર્થક નથી :

જ્ઞાનમાં ગ્રહી શકે માનવી જે જગે, તેથી યે કંઇ અધિક જ્ઞેય પ્રજ્ઞા;
જગતની વસ્તુઓ તોલતાં, મુલવતાં, કયમ કરે ઇન્દ્રિયોની અવજ્ઞા ? ૨૨૧

પણ તે સર્વ સત્ય નથી કહેતી. હજી નવી ઇન્દ્રિયો પામ અને નવું દર્શન કરાવે એમ બને :

કૈંક રહી છે અવર ઇન્દ્રિયો પ્રકૃતિની, જે હજુ સુપ્ત છે માનવીમાં;
સૂક્ષ્મનું જ્ઞાન વધતું જશે, તેમ ઉર પ્રકાશે ઇન્દ્રિની સૂક્ષ્મ સીમા. ૨૨૨

છેવટે સ્થૂલ અને સૂક્ષ્મ આનંદનો વિવેક કરે છે:

સ્થૂળ આ દેહને સ્થૂળ પંચેદ્રિયો શુદ્ધ આનંદ દે ક્યાંથી કોને !
માટીનાં કળણુ તો સર્વને ગાડશે–આસ્તિકોને વળી નાસ્તિકોને;
શુદ્ધ આનંદ તો પ્રકૃતિની પાર છે, તે મળે પ્રકૃતિના ભોગમાં ક્યાં !
ચન્દ્રની ચાંદની જે સુધા વરસતી તે નથી ચંદ્રની માટીમાં ત્યાં ! ૨૨૮

કવિ શ્રેય અને હેય બન્નેથી પર ઇશ્વરને માનવા છતાં માણસ માટે એ બન્નેનો વિવેક સાચવે છે:

દિવસ પણ છે ખરો, શ્રેય પણ છે ખરું, સત પણ છે ખરી, હેય તેવું:
પણ પરમ સત્ય એ સર્વની પાર છે, કેમ સમજાય એ હોય કેવું ! ૧૬૧

ઈશ્વરનો અને જગતનો સંબંધ કવિ નીચે પ્રમાણે બતાવે છે:

સર્વ બ્રહ્માંડનું કેંદ્ર વણદીઠ જે, તે થકી સર્વ આ જીવન જાગે;
અંતરાત્મા, પ્રભુ, વિશ્વચૈતન્ય કહો, ઉગતું સર્વ ત્યાંથી જ લાગે;
બીજમાંથીજ જે સર્વ ઉગતું રહે, તેજ બીજે રહે તત્ત્વવાસો;
પૃથ્વીની હૂંફ ને સૂર્યચુંબન થકી જાગી ઉગતું ભરે જીવનશ્વાસો. ૨૪૦

અને તેથી માણસનો ધર્મ કવિ નીચે પ્રમાણે ઉપદેશે છે:

વિશ્વચૈતન્ય જે આત્મરૂપે રહ્યું, ખીલવો તેની સૌ પરમ જ્યોતિ;
સિંધુતળિયે પડયું ગાઢ અંધારમાં છીપમાં એવું અણુમોલ મોતી !
એજ ચૈતન્ય જ્યાં જ્ઞાનને ચેતવે, ત્યાં પ્રભા ભવ્ય ભભુકે જીવનમાં;
જ્ઞાન તો માત્ર છે અગ્નિસાધન સમું, ચેતના વિણ જલે તેજ તનમાં.
પ્રકૃતિની ધૂળ દેશો નહિ વળગવા અંતરે દુષ્ટ એ વાસનાથી;
ધૂળનાં પડ ઉપર પડ ચડે, તો પછી ચેતશે જ્યોતિ ત્યાં સહજ ક્યાંથી ?
ધૂળનાં પડ પ્રથમ સારૂ એ સૌ કરો, હૃદયતલ સ્વચ્છ રાખો હમેશે !
વિશ્વચૈતન્યનો એક તણખો મહીં કો પળે જીવન ઝબુકાવી દેશે ! ૨૪૨

માનવીનું કર્તવ્ય અજ્ઞાનને વિદારવું એ પણ છે:

માનવીનો ખરો શત્રુ અજ્ઞાન છે, તિમિરમાં તિમિર એ નિજ વધારે; ૨૯૩
બાંધ્યું પાણી રહે ઝેરી ગંધાતું, ને વ્હેતું પાણી સદા સ્વચ્છ રહેશે;
તેમ આ બુદ્ધિને વ્હેતી રાખો સદા, કે ન રહે ઝેર અજ્ઞાન વેશે. ૨૯૪
જાય અજ્ઞાન ત્યાં સૌ ગુલામી જશે, રેલશે જ્યોતિ ત્યારે ઉઘાડે. ૨૯૫

પ્રસંગવશાત્ જુવાની વિશે કવિ કહે છે તે કવિની ઉદાર કલ્પના સમજવા ઉતારૂં છું:

છે જુવાની દિવાની બધા એમ કહે, પણ જુવાની ખરી છે ધુંવાની;
નવલ વર્ષાતણું જળ ધુધવતું જતું, તે ધરે કેમ શાંતિ કુવાની ! ૨૯૭

ઉપર ઇશ્વરને નિર્ગુણ મહાકાશ જેવો વર્ણવ્યો છે. પણ જગતમાં તેનું પ્રગટ સ્વરૂપ એમ છે. મીરાં પેઠે આપણા કવિ પણ પ્રગટની ભક્તિ કરે છે:

વિશ્વનો ધર્મ તે જીવનનો ધર્મ છે, જીવનનો ધર્મ છે સર્વ માટે;
ભૂતમાં ભાવિમાં, વર્તમાને રહ્યું, તે સકળ જાગવે એક માટે;
એક આ સૂર્યથી જગત દેખે બધું, શ્વાસ લે એક ફરતી હવાથી:
વિશ્વનો ધર્મ છે એક આ સ્નેહનો, સ્નેહ વિણુ જીવનરસસિદ્ધિ ક્યાંથી !
સ્નેહછાયા રહી સહજ સૌ પ્રાણીમાં, તેજ એ પ્રાણીજીવન ટકાવે;
જીવનનો કલહ છે જીવનના સ્વાર્થનો, જીવનસમતોલતા સ્નેહ લાવે;
દેશ ને કાળ ને જાતિથી અપરિમિત, સ્નેહ સદ્‌ધર્મ છે વિશ્વકેરો;
સર્વવ્યાપી સનાતન રહે પ્રકૃતિ શો:સ્નેહ છે અગમનો ગમ્ય ડેરો ! ૩૭૩

સ્નેહ અલક્ષ્ય બ્રહ્મનું લક્ષ્ય સ્વરૂપ છે.

પણ આ સ્નેહ ગેરસમજથી કેટલાક શક્તિહીન ગણે છે તેવો ન જોઇએ :

શક્તિ વિણુ સ્નેહ છે અબળ ને પાંગળો, સ્નેહ વિણુ શક્તિ છે તેમ અંધી;
સ્નેહ ને શક્તિથી સૃષ્ટિ રહે ચાલતી, સ્નેહ ધારે અને શક્તિ તારે: ૩૭૯

સ્નેહનો પક્ષપાત કરતાં કહે છેઃ

દ્વેષ કરનાર કો દ્વેષ કરશો નહીં, દ્વેષ છે ક્ષણિક અંધારલીલા,
થાય પ્રતિકાર જો દ્વેષનો દ્વેષથી, તો વધે અધિક અંધારલીલા. ૩૪૮

વર્તમાન જીવનમાં ગમે તેટલો દ્વેષકલહ હોય પણ કવિને ઉંડી શ્રદ્ધા છે કેઃ

એક દિન તોય આ જગતમાં આવશે–હો ભલે લાખ વર્ષો પછી તે,
સ્નેહનું સત્ય સામ્રાજ્ય જ્યારે બધે વ્યાપશે જગતમાં રૂડી રીતે!
માનવીજીવન ત્યારે બધું ઝળકશે, જીવનમહિમા પ્રભા પરમ ભરશે;
સ્નેહનો સૂર્ય સૌંદર્ય જ્યાં વેરશે, પૃથ્વીમાં સ્વર્ગ સાચું ઉતરશે! ૩૩૮

આ શ્રદ્ધાથી પ્રેરાઈ કવિ વિજયવતી વાણીમાં મનુષ્યને સંબોધે છેઃ

જીવનનું યુદ્ધ ચાલ્યા વિના શાંતિ નહીં, તો પછી મર્દ શું ક્યમ ન ખેલો?
સિન્ધુના મોજ પર સ્વારી કરતા જશો, કે જશો દલિત ખાતા ધક્કેલો!
શક્તિની તૃપ્તિ ઘા મારવામાં દિસે, તેમ ઘા ઝીલવામાંય તેવી;
વીજનો ઘા ઝીલે ધાતુનો તાર જે, તેજ તેને પૂરે ભૂમિ કેવી! ૩૦૮
ચીરી દે પટ બધાં વ્યર્થ વળગાડતાં તોડી દે આગળા બંધનોના:
વાળી દે નયનનાં કિરણ અંતર ભણી, ધોઈ અંધાર દે અંજનોના. ૨૦૬
જીવનની ઉચ્ચતા કષ્ટથી સાધતાં જીવનમાં ભવ્ય આનંદ ખીલેઃ
તીવ્ર તોફાન જે ઝીલતો પ્હાડ, તે સૂર્યનાં કિરણ પણ પ્રથમ ઝીલે! ૩૧૯
જીવનનું ધ્યેય ને જીવન અભિલાષ સૌ પ્હાડ જેવાં સદા ઉચ્ચ રાખો!
ખીણમાં પડી રહે સર્વ કચરો પુંજે, ટાંચ પર સ્વચ્છતા સ્પષ્ટ ઝાંખો! ૩૧૯
કાર્ય કર, કાર્ય કર, કાર્ય કર સતત તું! કાર્ય વિણ જગતમાં કો ન મુક્તિ;
શું પડી શોકમાં કાયને ભૂલતો? કાર્યમાં ધર્મની સર્વ જુક્તિ;
સર્વ ગ્રહને લઈ સાથ અવકાશમાં સૂર્ય પણ ઘૂમતો જાય ધર્મે;
તેમ સંસારનો ભાર વ્હેતાં સતત, વેરતો જ્યોતિ નિજ જા સુકર્મે! ૩૨૬

કવિ જાણે ખાસ હિંદીઓને કહે છેઃ

આપણા પૂર્વજો સૌ મહાજન હતા, કાર્ય કીધાં જગે કંઇ અનેરાં;
ઋષિ, મુનિ, ઓલમા, સુભટ વીરો મહા,–ધન્ય હો નામ એ સર્વ કેરાં!
સુવર્ણયુગમાં કીધાં કાર્ય કંઇ સ્વર્ણ શાંઃ હ્યો ભલે સર્વની પ્રેરણા એ!
પણ નથી સ્વર્ણ એ આજના કથીરને સ્વર્ણ કરતું, ખરી છે ઘૃણાએ!
આજ તો યુગ દિસે માટી પોલાદનો, ત્યાં કરો છાતી પોલાદ જેવીઃ
ગત યુગોની પડી રાખ ખંડેરમાં, તે શિરે ચોળી શી તૃપ્તિ લેવી?
આજ તો યુગ થયો કાર્ય કરનારનો, નહીં વળી ભૂતવાતો કર્યાનો;
જીવન કર્તવ્ય આ વર્તમાને કરો, તો થશે સ્વર્ણયુગ દિનચર્યાનો! ૩૨૯

છેવટે કવિના શબ્દોથી છૂટા પડીએઃ

એક આશા અમર સર્વ અંતરતણી એક શ્રદ્ધા બધાં જીવન કેરીઃ
એક જ્યોતિ અચળ સકળ આત્માતણી, ભાવના એક મનની અનેરીઃ
જીવવું એટલે જળવું ને ઝળુકવુંઃ તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો!
આવજો સ્નેહજયકાર કરતાં અદ્દલઃ સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો! ૩૭૫

# દર્શનિકા

## શ્રી. એરચ જહાંગીર સોરાબજી તારાપોરવાળા

જ્યારે મારા પ્રિય વડીલ ભાઈ અરદેશર ખબરદાર બાબે થોડુંક લખી મોકલવા મને આજ્ઞા થઈ ત્યારે હું ખરેજ વિચારમાં પડયો કે મારે લખવું શું અને કેવે પ્રકારે. એ સંશયમાં કવિએ પોતેજ માર્ગ દેખાડયો. એમના તરફથી સ્નેહવંદન સાથે એમની છેલ્લી કૃતિ, "દર્શનિકા"ની ભેટ મને મળી. તે વાંચતાંજ મને મનમાં લાગ્યું જે એજ કૃતિ બાબે મારે બે બોલ લખવા.

ઘણાં વર્ષો પર મેં અંગ્રેજ રાજકવિ ટેનીસનનું અમર "In memoriam" વાંચેલું, અને ત્યાર પછી અનેકવાર એ કાવ્ય કોઈ પણ પાને ઉઘાડી રસભર આનંદ મેળવેલો. જેમ જેમ જીવનના અનુભવો મને થતા ગયા અને નવનવા લ્હાવા મળતા ગયા તેમ તેમ દર વખતે એ અંગ્રેજી મહા–કાવ્યમાંથી નવું નવું સત્ય પ્રકાશતું દેખાયું. એ કાવ્યને હું ખરેજ એક પવિત્ર ધર્મશાસ્ત્ર ગણું તો તેમાં ખોટું કશુંયે નથી. ગયેજ વર્ષે ફરી એકવાર મને આ મહા–કાવ્યનો વધુ ઊંડાણથી અભ્યાસ કરવાનો પ્રસંગ પડયો. એક પ્રિય અને માનનીય વ્યક્તિ તરફથી એનું ગુજરાતી ભાષાંતર મારા ઉપર આવ્યું, અને તેને સૂક્ષ્મરૂપે તપાસી જવાની મને આજ્ઞા થઈ. એ આજ્ઞાનું પાલન કરતાં મને એમ ભાસ્યું જે એ કાવ્યમાં કવિના હૃદયની સૂક્ષ્મ ભાવનાઓનું જાણે દર્શન થાય છે.

ખરેજ "દર્શનિકા" પણ એજ પ્રકારનું કવિના આંતરિક ભાવોનું પ્રતિબિમ્બ આપણી નજર સમક્ષ ખડું કરે છે. કવિએ આ કાવ્યને જે નામ આપ્યું તે યથાર્થ જ છે. "દર્શન" શબ્દ તો સાધારણ રીતે શુદ્ધ ફીલસુફીના ગ્રંથો માટેજ વપરાય છે. નામ વાંચતાં ખરૂં કહું તો મને જરા ક્ષોભ થયો, કારણ દર્શનના વિષયમાં મને રસ પડતો નથી અને તેમાં મારૂં જ્ઞાન કાચું અને અધુરૂં છે. છતાં ભાઇ ખબરદારનું લખેલું એટલે એ કાવ્ય વાંચવા માંડયું. એક વાર હાથમાં લીધું એટલે મૂકવાજ ન ગમે, એટલો રસ પડયો. જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ જાણે કવિહૃદયનાં દર્શનજ ન થતાં હોય એમ ભાસ્યું, અને ત્યારેજ મારા મનમાં સ્પષ્ટ થયું જે આ કાવ્યનું નામ "દર્શનિકા" રાખવામાં કવિ જરાયે ખોટા નથીજ. માનવહૃદય આમાં ખરેખરૂં દર્શન દે છે. માનવપ્રકૃતિના સંશયો, તેના મનમાં ઉપજતા ભવવિકારો, તેના હૃદયમાં ઉછળતી શંકાની છોળો, અને આ બધાં તોફાન પછી પોતાનાં ઊંડામાં ઊંડા અંતરમાંથી અકથ્ય પ્રકારે પ્રસરતી પરમ શાંતિ–આ બધાં એક પછી એક દર્શનિકામાં નજરે ચડે છે.

કોઇ પણ સુશિક્ષિત અને રસવિજ્ઞ કવિની કૃતિઓ વાંચતાં અન્યાન્ય કવિવરોના શબ્દોના ભણકારા આપણે કાને અથડાય છે. કવિતાસાગરના તરંગો કોઈ અમુક વ્યક્તિની ખાનગી મીલકત તો નથી. જીંદગીભર જે જે વાંચ્યું હોય તેની અસરો અંતરહૃદયમાં ચોંટી રહે છે, અને લખાણ કરવા જતાં તે ફરી બીજા સ્વરૂપે–કહોકે વેષ બદલીને–દેખાવ દે છે. ખબરદારમાં એજ ખાસ ખુબી છે જે પોતે રસવિજ્ઞ વિદ્વાન હોઇ અનેક સ્થળોએથી વિચારો મેળવે છે. અને તેમને પોતાના જીવનમાં અને પોતાની જીવન–ભાવનાઓમાં સરળ અને સુંદર રીતે ગુંથી દે છે. પછી જ્યારે કવિતારૂપે એ ભાવનાઓ પ્રકટ કરે છે ત્યારે પોતાના વિસ્તીર્ણ અભ્યાસ અને ઊંડા મનનનો લ્હાવો વાંચકવર્ગને સંપૂર્ણ પ્રકારે આપે છે. "દર્શનિકા" ને પાને પાને રસિક વાંચનારને અનેક અન્ય કવિઓની કૃતિઓનું સ્મરણ થશે, પણ એ કૃતિ ખબરદારની પોતાની છે, કારણ એ એમના હૃદયના ઊંડા અંતરમાંથી ઉદ્ભવે છે.

"દર્શનિકા"ને હું કવીશ્વર ટેનીસનનાં મહાકાવ્ય સાથેજ સરખાવી શકું. બન્નેને એકજ પ્રસંગથી પ્રેરણા મળી હતી. ટેનીસનનું કાવ્ય એમના સમયને અને તે વેળાના વિચારોને અનુસરતું હતું; "દર્શનિકા" આપણા યુગને યોગ્ય છે. આજના યુવકોના ભાવો, તેમના મનની શંકાઓ અને તેમના આદર્શો તથા આશાઓ ખબરદારે આમાં રજુ કર્યાં છે. ખબરદારને મેં જાણી બુજીને યુવકોમાં ગણ્યા છે. વયે પણ એ વૃદ્ધ તો નજ ગણાય અને એમના ભાવો, એમના મનની અભિલાષાઓ આજના યુવકોને શોભે તેવાંજ છે. છતાં અર્ધી સદીના અનુભવની અને સંસારના સુખદુ:ખની છાયા પડવાથી એ ભાવો બેશક પરિપકવ બન્યા છે. આજના યુવકોની પેઠેજ એમને પુરાણી રૂઢિઓ અને બાવા આદમ ના સમયની માન્યતાઓ સામે સ્પષ્ટ તિરસ્કાર છે, છતાં એ મગજનું સમતોલન ખોતા નથી.

યુવકોની નવયુગ પ્રત્યેની ધગશ ઉપરાંત એમનામાં વૃદ્ધને છાજતો અનુભવ છે, તેથી જુવાનીઆઓનો "ઉતાવળીઓ ઉત્સાહ" (જેને કેટલાક ઘરડાઓ "ઉદ્ધતાઇ" ને નામે ઓળખે છે તે) લેશમા પણ "દર્શનિકા"માં જણાતો નથી. આ કારણે આ મહાકાવ્યના વિચારો સાથે કોઈ મળતા ન પણ થાય, છતાં તે એકદમ તરછોડી શકે નહિ. કારણ કે પાકટ અનુભવ ધરાવનાર એક ઉત્તમ વિચારશીલ લેખકના એ ઉદ્દ્ગાર છે.

"In Memoriam" માં આરંભમાં માત્ર શોક અને નિરાશાજ નજરે પડે છે. ટેનીસનનું મન મિત્રવિયોગથી શોકસાગરમાં એટલું તો ઊંડુ ડુબી જાય છે કે વાંચનારને શંકા થાય જે આમાંથી એ કદી તરી નીકળી શકેજ નહિ. પણ કવિના હૃદયમાં અડગ શ્રધ્ધા વસે છે :

"By faith and faith alone embrace Believing where we cannot prove."

એજ શ્રદ્ધાને આધારે કવિનું હૃદય ઉંડા શોકસાગરને તળીએથી પણ ઉપર તરી નીકળે છે અને પ્રસન્નતા પામે છે. "દર્શનિકા"માં પણ આરંભથી જ અડગ શ્રદ્ધા સ્પષ્ટ દેખાય છે; પણ ત્યાં આરંભમાં એ શોક મૂળે દેખાતો નથી. પહેલીજ લીટીમાં વિજયનો ટંકાર સંભળાય છે અને એ વિજય-ઘોષણા છેવટ સુધી રહે છે. "દર્શનિકા"માં પોતાની શ્રદ્ધાથી કવિ પોતાનો માર્ગ શરૂઆતથી જ નજર સામે ખુલ્લો જુએ છે, અને એ માર્ગે સરળ ચાલ્યા જાય છે. શરૂઆતથી જ "આકાશ માં બધે કનક રેલે" છે, અને સુખદુઃખ વિષે પ્રથમથીજ કવિને સમદૃષ્ટિની ઝાંખી થાય અને એજ કારણે એમની વિચારસરિતાનાં પ્રવાહમાં કશો અટકાવ પડતો નથી, અને એ અસ્ખલિત વહ્યા જાય છે. એમણે પ્રસ્તાવનામાં વર્ણવ્યું છે જે ટુંક સમયમાં જ આ "પ્રવાહ અખંડપણે વહ્યો અને ભદરૂપ પામ્યો," એ કાંઇ અતિશયોક્તિ નથી.

"દર્શનિકા"માં સર્વોત્તમ ખંડ" ધર્મવાદનું ધુમ્મસ" છે. એમાં જે જે વાગ્બાણો છુટયાં છે તે સચોટ લાગશેજ અને મર્મભેદી વ્યથા પણ ઉપજાવશેજ. ધર્મમાં પવિત્ર નામે જે જે અત્યાચારો થતા હતા અને થઈ રહ્યા છે તે જરા પણ સંકોચ વિના કવિએ વર્ણવ્યા છે. બહારના ક્રિયાકાંડનો ભપકો અને આડંબર તથા ધર્મ-ગુરૂવર્ગનાં મિથ્યાભિમાન તથા તેમની પોકળ શબ્દજાળ તેનાં ખુલ્લા નગ્ન સ્વરૂપે કવિએ ચિતર્યાં છે. ધર્મના આ કહેવાતા રક્ષકો જે પ્રકારનો ધર્મ સમજાવે છે તેવો ધર્મ કોઈ પણ વિચારશીલ માનવી સ્વીકારી શકે નહિ. એવા ખરેખરા "નાસ્તિક ધર્મગુરુઓ" ને કવિએ ચમચમાવતા ચાબખા લગાવ્યા છે. ઘણાકોને આ વાતો કડવી ઝેર સમી લાગશે અને તેઓ કવિ પર ગાળોનો વરસાદ પણ વરસાવવા તૈયાર થશે. કેટલાકો કવિ પર "નાસ્તિક" હોવાનું ઇશ્વરની નિંદા કરવાનું આળ પણ મૂકે તો નવાઈ નહિ. પણ ખબરદારના હૃદયમાં તો વિશ્વવ્યાપી શુદ્ધ પ્રેમ સ્વરૂપ સચ્ચિદાનંદ વસ્યા છે. એમણે જે ઇશની નિંદા કરી છે તે તો ધર્મગુરુઓએ કલ્પેલો ઇશ છે:

માનવી સ્વર્ગના નાથને પણ ઘડી નિજ સમો સહજ સંતોષ પામે.

એવા ઇશને અંગ્રેજ લેખક એચ. જી. વેલ્સે Mr. God કહ્યો છે. કવિના પોતાના શબ્દો કહીએ તો:

માનવીએ કીધો નિજ સમો ઇશ એ ને પછી થાપીઓ જગત માથે;  
ચોરને શાહુકારો જઈ મંદિરે પૂજતા એહને બેઉ સાથે;  
બેઉ માગે વિજય ઇશ એવા થકી બેઉ નૈવેદ્ય સાથે ધરાવે;  
લાંચિયો ઇશ કોને વરદ આપશે ! કોણ વધુ લાંચ ઇશને ધરાવે !

પવિત્રાત્મા ઇસુખ્રિસ્તે પણ જરૂસલેમના મંદિરમાં જઇને શું કહ્યું હતું જે "આ મારા પિતાનું ગૃહ નથી, પણ ચોરોનો નિવાસ છે !" એ સત્ય વાકયનું વેર એમના પર એ મંદિરના રક્ષકોએ લીધું-પણ વિજય તો આખરે ખ્રિસ્તનો જ થયો.

આવા "લાંચિયા ઇશ" અને તેના અંગરક્ષકોના હાથમાંથી નાસી છૂટવા માટે એકજ રસ્તો છે તે કવિએ વિસ્તારથી વર્ણવ્યો છે. "અનંતત્વની સાંકળી" માં આપણો વ્યક્તિગત આત્મા કેમ પરોવાયો છે તે જો સમજીએ,

અને પછી "વિશ્વચૈતન્યનો યોગ" સાધી જીવનનું કર્તવ્ય શું છે તે જાણીએ, તો આપણને "સ્નેહનો વિશ્વધર્મ" જડશે, અને તેની અપરિમિત શક્તિ વડે આપણે ભવસાગર તરી જઇશું.

આ યુગમાં માનવજાતિને નવો ધર્મ કે નવો પંથ જોઇતો નથી, નવો ઇશ જોઇતો નથી. માનવીને તો હવે "સ્નેહ અને સેવા" એજ ઇશનાં સ્વરૂપ થશે. God is our Fellow-man—"આપણો માનવબંધુ એ જ આપણો પરમેશ્વર," એનીજ ડોકે આપણી સ્નેહમાળા પરોવવી છે, એનાજ ચરણો આપણે સેવવા છેઃ એજ ભવિષ્યનો ધર્મ છે.

જીવવું એટલે જળવું ને ઝબુકવું; તો સદા હૃદયમાં સ્નેહ સ્થાપો !
આવજો સ્નેહ જયકાર કરતાં અદલ સ્નેહનું વિશ્વસામ્રાજ્ય વ્યાપો !

---

# ચરિત્ર વિભાગ

## કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારની જીવનરેખા

**શ્રી. "પીયૂષ"**

અમે ભરતભૂમિના પુત્રો ! અમ માત પુરાણુ પવિત્ર,
રે જેનાં સુંદર સૂત્રો ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી કરશું હોકાર હમેશઃ
અમે દેશી, દેશી ! દેશી ! એ દિવ્ય અમારો દેશ !

અસહકાર યુગના આંદોલનને અંગે પૂજ્ય ગાંધીજીએ સરકારી શાળાઓનો બહિષ્કાર કરવાની હાકલ કરી; અને તે સાથે રાષ્ટ્રીય શાળાઓની શરૂઆત કરી. વલસાડમાં પણ રાષ્ટ્રીય શાળાની શરૂઆત થઇ. તે પ્રસંગે શાળામાં એક શિક્ષકે વિદ્યાર્થીઓને ઉપરોક્ત પંક્તિઓ છેલ્લી બે લીટીઓમાં "અમે હિન્દી, હિન્દી, હિન્દી ! છે હિન્દ અમારો દેશ !" એટલા ફેરફાર સાથે ગવડાવ્યાનું સ્પષ્ટ સ્મરણ છે. કૂચગીત તરીકે એ ગીતે મને સૌથી પ્રથમ મુગ્ધ કર્યો. તે પછી, શિક્ષક પાસેથી 'પ્રકાશિકા' મેળવી. એના લેખક તરીકે 'અરદેશર ફરામજી ખબરદાર' નામ વાંચ્યું. અને એ પુસ્તકમાંનાં ઘણાંખરાં કાવ્યો ગીતો વાંચી ગયો. કહેવું જોઇશે, કે તે વખતે હું એમાંનાં ઘણાં થોડાં સમજી શકયો હોઇશ. છતાં 'પ્રકાશિકા' એ મારા જીવનમાં પ્રકાશ રેડ્યો, એમ કહું તો તેમાં જરાય અતિશયોક્તિ નથી. તે દિનથી ખબરદારને નામે પ્રસિદ્ધ થતાં સામયિકો કે પુસ્તકોમાંનાં બધાંય કાવ્યો વાંચવાનો નિશ્ચય કરેલો. એ નિશ્ચય ઘણેખરે અંશે પૂરો પડ્યો. કવિશ્રી ખબરદાર માટે ત્યારથીજ મને અત્યંત માન અને પૂજ્યભાવ ઉત્પન્ન થએલો.

કવિશ્રી ખબરદારનાં પ્રત્યક્ષ દર્શનનો લાભ તે સમયે મને મળેલો નહિ. એમનું નિવાસસ્થાન દમણ છે, એ એમનાં પુસ્તકો ઉપરથી જાણેલું. અને એક પ્રસંગે, મારે દમણ જવાનું થતાં, મેં તપાસ પણ કરેલી ત્યારે જ માલમ પડેલું કે તેઓ ધંધાર્થે મદ્રાસ રહે છે. એમનાં કાવ્યોના વાચનદ્વારા એમનો પ્રત્યક્ષ નહિ પણ પરોક્ષ દર્શનલાભ મળ્યા જ કરતો. છતાં પ્રત્યક્ષ દર્શનનો લાભ મળે તો તે તક ન ચૂકવાની ઇચ્છા મનમાં રાખી હતી.

મુંબાઇ આવીને રહેવા માંડયું. ત્યાર પછી, એકાદ વર્ષે એવો લાભ મળવાની તક ઉપસ્થિત થઈ. વીલેપારલેની 'સાહિત્ય સભા' અને બીજી બે એક સંસ્થાઓના આશ્રયે સંવત ૧૯૮૭ ના ફાલ્ગુન માસની પૂર્ણિમાએ મુંબાઇમાં 'વસન્તોત્સવ' ઉજવવાનું નક્કી કર્યું હતું. એ ઉત્સવના પ્રમુખસ્થાને કવિશ્રી ખબરદારને નિમંત્ર્યા હતા. ઉત્સવના થોડાક દિવસ આગાઉ તેઓશ્રી મુંબાઇ પધાર્યા. આની જાણ થતાં જ એક સવારે હું એમને મળવા માટે, ગામદેવી ઉપર લેબર્નમરોડ પર મી. વિકાજીના નિવાસસ્થાને ગયો. તેઓશ્રી ત્યાં ઉતાર્યા હતા. એમનું પ્રથમ દર્શન મને ત્યાં થયું. ફકત અર્ધો કલાક મારી સાથે,

તેમણે જે મમત્વભરી રીતે વાતચીત કરી, તે ઉપરથી, મને તેમજ માટે વધારે માન ઉપજ્યું. મારા જેવી એક સામાન્ય વ્યક્તિ તરફ પણ તેઓ વાત્સલ્યભાવે વાત કરતા હતા. તેમને મીઠાશ, અને મારા પ્રત્યેનો સદ્‌ભાવ હું કદિ ભૂલ્યો નથી. 'વસન્તોત્સવ'ના દિવસો દરમ્યાન એમની સાથે વખતોવખત મેળાપ થયો અને એમના વિષે સદ્‌સંસ્કાર મારા મનમાં રેડાયા.

બાદ, તેઓ એકાદ વર્ષે પુનઃ મુંબાઈ પધાર્યા. તે વખતે તેમણે મને મળવા બોલાવ્યો હતો. 'રાસચંદ્રિકા' છપાવવાને લગતી વાતચીત તે પ્રસંગે થઈ હતી. અને 'રાસચંદ્રિકા'ની 'પ્રેસ કોપી' કાઢી, તેમાંથી કેટલાક રાસ તેમણે ગાયા હતા. કલાકેક સુધી સાહિત્યચર્ચા કર્યા પછી, મેં રજા લીધી.

દરમ્યાન પત્રવ્યવહાર ચાલુ રહ્યો હતો. અને એ રીતે એમનો સતત સંસ્કારસંબંધ ચાલુ રહ્યો. ત્રીજી વાર તેઓશ્રી મુંબાઈ આવ્યા; ત્યારે પુનઃ તેમને મળવાનું બન્યું. આ પ્રસંગે મારા મિત્ર શ્રી. જદુરાય ખંધડિયા—જેઓ કવિશ્રી ખબરદારનાં પુસ્તકોનાં વેચાણની મુંબાઈમાં વ્યવસ્થા કરતા હતા. પણ મારી સાથે હતા, શ્રી. જદુરાય, બદલી થવાથી કલકત્તા જનાર હતા. એટલે કવિશ્રીએ મુંબાઈમાં એમનાં પુસ્તકોનાં વેચાણને લગતી વ્યવસ્થાનું કામ મને સોંપ્યું. અત્યંત મમત્વપૂર્વક સોંપ્યું અને કવિશ્રી પ્રત્યેના આદરભાવને અંગે મેં એ કાર્ય સ્વીકાર્યું. આ પછી, કવિશ્રી સાથેનો મારે સતત સંબંધ, પત્રવ્યવહારરૂપે, ચાલુ રહ્યો. તેને પરિણામે, હું ઘણી નવી દૃષ્ટિ મેળવી શક્યો છું. મારાં સાહિત્યકાર્યમાં પણ તેઓ અત્યંત પ્રોત્સાહન આપી માર્ગદર્શન કરતા રહ્યા છે. એમની સાથેના સતત સંબંધને પરિણામે એમનાં જીવન વિષે હું જે કાંઈ જાણવા પામ્યો છું તે ગુજરાત સમક્ષ રજુ કરી તાર્થ થવા ધારૂં છું.

કવિશ્રી અરદેશર ફ્રામજી ખબરદારનો જન્મ ઇ. સ. ૧૮૮૧ના નવેમ્બર માસની તા. ૬ ઠ્ઠીએ દમણમાં એ દિન કાર્તિકી પૂર્ણિમા એટલે દેવદીવાળીનો હતો. એમના પિતાશ્રી પછી, ૨૧ વર્ષે એ ઘરમાં પુત્રનો જન્મ થયો હોવાથી, એમનો જન્મદિન અત્યંત ખુશાલીથી ઉજવાયો હતો.

છઠ્ઠા વર્ષમાં પ્રવેશ્યા બાદ, કવિશ્રીનાં પ્રાથમિક શિક્ષણનો આરંભ થયો હતો. દમણની ખાનગી ગુજરાતી શાળાના મહેતાજી શ્રી. લાલભાઈ પ્રાગજી એમને ગુજરાતી શિક્ષણ આપવા માટે ઘરે આવતા હતા. તે પછી, દમણની ખાનગી શાળામાં એમને મૂકયા. નાનપણથીજ એમનો અભ્યાસ ઘણો સારો હતો. આ શાળામાં તેમણે ગુજરાતી સાતમી ચોપડી સુધીનું શિક્ષણ લીધું. દશમે વર્ષે એમને અંગ્રેજીનું શિક્ષણ આપવા માટે ૧૮૯૧ ના જાન્યુઆરી માસમાં, તરતજ સ્થપાયલી, મુંબાઈની ન્યુ હાઈસ્કુલ—જે આજે ભરડા હાઈસ્કુલને નામે જાણીતી છે—માં મૂકયા. અહીં પણ એમનો અભ્યાસ સારો હતો. મુખ્ય શિક્ષકથી માંડીને બધાય શિક્ષકોનો ચાહ તેઓ મેળવી શક્યા હતા. અંગ્રેજી છઠ્ઠા ધોરણ સુધી તેમણે અભ્યાસ કર્યો. એમના પિતાશ્રી, એમની પાંચ વર્ષની વયે, અવસાન પામ્યા હતા, એટલે, એમનામાં સંસ્કાર રેડવાનું કાર્ય એમના પિતામહે કર્યું હતું.

કવિશ્રી છઠ્ઠા ધોરણમાં અભ્યાસ કરતા હતા. તેટલામાં મુંબાઈમાં મરકીનો ઉપદ્રવ શરૂ થયો. એટલે એમને મુંબાઈ છોડવું પડયું. બીજે વર્ષે પણ લગભગ એવુંજ થયું. એટલે છેવટે તેમણે અભ્યાસને તિલાંજલિ આપી, અને ઘરની જાગીરીનો વહીવટ કરવા માંડયો.

એમની 'ખબરદાર' અટક પાછળ પણ રહસ્ય સમાયલું છે. એ અટક એમની ખરી અટક નથી. એમના પિતામહની અત્યંત બાહોશીને અને એમને મિત્ર તરફથી થયેલી એ નવાજેશ છે. એમના પિતામહની મૂળ અટક પોષ્ટવાળા હતી. પરંતુ તેમની બાહોશીને પરિણામે, તેમને ખબરદાર તરીકે ઓળખવામાં આવતા, કવિશ્રી મુંબાઈ અભ્યાસ માટે આવ્યા, ત્યાર પહેલાં એમની અટક પોષ્ટવાળાજ હતી. પરંતુ મુંબાઈની ન્યુ હાઈ-સ્કુલમાં એમનું નામ દાખલ કરાવતી વખતે એમના મામાએ 'અરદેશર ફ્રામજી ખબરદાર' નામ લખાવ્યું અને ત્યારથી એમની એ અટક ચાલુ રહી છે.

કવિતા અને સંગીતનો એમને છેક નાનપણથી શોખ છે. નાના વિદ્યાર્થી હતા, ત્યારથી તેઓ કવિતા રચતા. ૧૩ વર્ષની વયે, તેઓ જ્યારે અભ્યાસ કરતા હતા, ત્યારે, પોતાના નામના અક્ષરો એક પછી એક સમાઈ જાય, એવી રીતે ઝુલણા છંદમાં એક કવિતા લખી હતી. એ કવિતાની પ્રથમ પંક્તિ આ રહી:

" અખિલ આ વિશ્વના પરમ તે ઈશિતા પ્રેમથી પુર ઉર પાસ માંગું "

વિદ્યાર્થી અવસ્થામાંનો આ કવિતાપ્રેમ તેમને મિત્રો વગેરેમાં 'આલુ કવિ' નામે સંબોધાવવામાં ખરેખર યથાર્થ હતો. સ્વ. દાદી એદલજી તારાપોરવાળા અને સોહરાબ પાલમકોટ બન્ને એકત્ર મળીને 'માસિક મજાહ' નામનું એક ચોપાનીયું કાઢતા હતા. ૧૮૯૫ માં એ ચોપાનીયામાં " ૧૦૦ દ્રષ્ટાંતિક દોહરા " લખવા માટે ઇનામી હરિફાઈ કાઢી હતી. કવિશ્રીના વાંચવામાં આ બીના આવી, અને તેમણે બે કે ત્રણ દિવસમાં ૧૦૦ દોહરા લખ્યા. હરિફાઈમાં સૌથી ઉત્તમ અને ઇનામને યોગ્ય ઠર્યા. એટલે એમનું નામ, ઉમર વગેરે માહિતી મંગાવવામાં આવી. એમની ઉમર તે વખતે તો માત્ર ૧૫-૧૬ વર્ષની જ હતી. એટલે, એ દોહરા એમણે પોતેજ લખ્યા છે કે કેમ એને લગતી તપાસ પણ કરવામાં આવી. એ બાબતની ખાત્રી થયા બાદ, બીજાજ માસના 'માસિક મજાહ'ના અંકમાં '૧૫ વર્ષનો પારસી બુચો કવિ' એવા મથાળા નીચે એમના ૧૦૦ દોહરા છપાયા.

આ પ્રસંગ બન્યા પછી, એમની કવિતારચનાને વેગ મળ્યો. એમનામાં કુદરતનીજ કવિતાં રચવાની શક્તિ હતી. તેને, નિસર્ગમાં સૂક્ષ્મ અવલોકનને પરિણામે, પોષણ મળ્યું, અને યોગ્ય ઉત્તેજન મળતાં એમની કવિતાઓ જુદાં જુદાં સામયિકોમાં પ્રસિદ્ધિ પામવા લાગી.

એમની કવિતાનો પ્રથમ સંગ્રહ ૧૯૦૧ માં એમની ૧૯ વર્ષની વયે, 'કાવ્યરસિકા' નામે પ્રકટ થયો. ગુજરાતી સાહિત્યમાં, એક પારસી ભાઈ આટલી શુદ્ધ અને સંસ્કારી ભાષામાં કવિતાઓ રચે, અને તે પુસ્તકકારે પ્રકટ થાય, એ ખરેજ એક આશ્ચર્યની વાત હતી. 'કાવ્યરસિકા' એવા આશ્ચર્યનો વિષય બની, તે પછી ચારેક વર્ષે એટલે કે ૧૯૦૫ માં એમનો બીજો કાવ્યસંગ્રહ 'વિલાસિકા' પ્રકટ થયો. ગુજરાતી સાહિત્યમાં આ સંગ્રહે કવિશ્રીને વિશેષ જાણીતા કર્યા. તેમાંય સાક્ષરશ્રી નરસિંહરાવ જેવા સમર્થ વિવેચકે, 'વિલાસિકા'ની ઝીણવટભરી સમાલોચના કરી, ગુજરાતના સાહિત્યરસિકોનું લક્ષ કવિશ્રી તરફ ખેંચ્યું.

કવિશ્રીના પહેલા બે કાવ્યસંગ્રહો ઉપરથી, છંદ અને અલંકારશાસ્ત્રનો એમનો અભ્યાસ ઘણો સારો હોવાનું માલમ પડી આવે છે, એમના બીજા સંગ્રહમાં તો આપણને, અંગ્રેજી ભાષાના વિવિધ છંદો ઉપરથી, તેમજ સ્વતંત્ર રીતે, રચેલા નવા છંદો મળ્યા છે. અંગ્રેજી સૉનેટને એમણે ધ્વનિત રૂપે રજુ કર્યો. એ ઉપરાંત એમણે મોહક દિવ્ય, પુનરાવલિ, મણિ, ચંદ્રાવલિ, મુક્તધારા એવા એવા અનેક છંદો રચ્યા છે.

'પ્રકાશિકા' એમનો ત્રીજો કાવ્યસંગ્રહ, ૧૯૦૮ માં પ્રકાશન પામ્યો અને એ પછી, તો ગુજરાતી સાહિત્યમાં એક સંસ્કારી કવિ તરીકે એમનું નામ જાણીતું થઈ ગયું.

આજ અરસામાં લાગલાગટ બે વર્ષો દુષ્કાળનાં ગયાં. એટલે ખેતીવાડીની અને જાગીરીની આવક અત્યંત ઘટતી ગઇ. એટલે, તેઓથી ૧૯૦૯ માં તેમનાં પત્ની, અને ત્રણ છોકરાંઓ સાથે મદ્રાસ જઇને વસ્યા.

૧૮ વર્ષની વયે એમનું લગ્ન થયું હતું. તે પછી, જન્મ પામેલી પ્રથમ પુત્રી સવા વર્ષની થઈ અવસાન પામી હતી. આ પ્રસંગ કવિશ્રીએ 'કાવ્યરસિકા' માંનાં 'પુત્રીવિરહ' કાવ્યમાં આલેખેલો છે.

મદ્રાસમાં એમના સાળા સાઇકિલની દુકાન ચલાવતા હતા અને બીજો ધંધો કરતા હતા. કવિશ્રીએ મદ્રાસ આવી, સાઇકલ વગેરેના સામાનની દુકાન કાઢી. તે પછી, એમના સાળા સહરાનપુર ગયા અને કવિશ્રીએ મદ્રાસમાં બે ભાગીદરો અને પોતે ત્રીજા, એમ ત્રણની ભાગીદારીમાં સાઇકિલ મોટર વગેરેનો મોટો વેપાર શરૂ કર્યો, બેંગલોર અને સીકંદરાબાદમાં શાળાઓ પણ ખોલી હતી. ૧૬-૧૭ વર્ષ સુધી ભાગીદારો જોડે કામ કર્યું તે દરમ્યાન તેમણે મોટરોની એજન્સી લીધી, અને વેપાર ઘણા મોટા પાયા ઉપર ચલાવવા માંડ્યો. ૧૯૩૦ માં એમના ભાગીદારો છૂટા પડ્યા છે અને હવે કવિશ્રી પોતેજ બધોય ધંધો પોતાના પુત્રોની સહાયથી ચલાવે છે.

આટલા મોટા પાયા ઉપર વેપાર ચલાવતા હોવા છતાં કવિશ્રીએ કવિતાદેવીની સેવા તો સતત ચાલુ રાખી છે. મદ્રાસ ગયા પછી, સૌથી પ્રથમ કવિશ્રીના રાષ્ટ્રીય કાવ્યોનો સંગ્રહ ૧૯૧૯ માં 'ભારતનો ટંકાર' નામે પ્રસિદ્ધ થયો હતો. કવિશ્રીનામાં છેક નાનપણથી જ સ્વદેશ પ્રત્યે અનહદ પ્રેમ હોવાનું એમનાં કાવ્યો વાંચતાં માલુમ પડે છે. ૧૯૦૨ માં અમદાવાદ ખાતે મળેલી, હિન્દી રાષ્ટ્રીય મહાસભામાં એમનાં બે કાવ્યો 'ભારત સમાજની ભકિત' અને 'હિન્દનો વિજયડંકો', વહેંચાયાં હતાં. એમનાં રાષ્ટ્રીય કાવ્યોએ ગુજરાતનાં યુવાનોને સૌથી વધુ મુગ્ધ કર્યાં છે અને યુવાનોએ એમાંથી પ્રેરણા પણ ઝીલી છે.

એમનો પાંચમો કાવ્યસંગ્રહ 'સંદેશિકા' નામથી ૧૯૨૫ માં પ્રકટ થયો. આ સંગ્રહમાંનાં કાવ્યો, આગળનાં કાવ્યો કરતાં ઘણી ઊંચી કક્ષાનાં છે. કવિશ્રીના કાવ્યસંગ્રહો એક પછી એક વાંચતા જઈએ છીએ, ત્યારે એમની કવિતામાં ઉત્તરોત્તર થતો વિકાસ આપણી નજર બહાર રહેવા પામતો નથી. 'સંદેશિકા' ની પ્રસ્તાવનામાં કવિશ્રી, કવિ શબ્દની વ્યાખ્યા યોજતાં લખે છે:

"કવિઓનાં હૈયાનાં ફુવારામાં બ્રહ્માંડની રસધારાના ધોધ નિરંતર વહેતા રહે છે. એ ધોધના ધ્વનિમાં એ ફુવારો પણ રસપ્રફુલ્લ ઉડતો જાય છે. એ ફુવારાનાં રસબિંદુ એટલે એ બ્રહ્મના સંદેશા. પ્રત્યેક સાચો કવિ એ બ્રહ્મનો સંદેશવાહક છે."

કવિશ્રીના તે પછીના બીજા કાવ્યસંગ્રહો, કલિકા, ભજનિકા, રાસચંદ્રિકા, દર્શનિકા ઉત્તરોત્તર પ્રગટ થઈ ગયા છે.

૧૯૨૬ માં કવિશ્રીનું ૩૦૦૦ લીટીનું શૃંગારરસનું અપૂર્વ ખંડકાવ્ય 'કલિકા' પ્રકટ થયું. ગુજરાતમાં એ પ્રશંસા પામ્યું છે એટલુંજ નહિ પણ જર્મનીમાં એ ગુજરાતી ભાષાના અભ્યાસ માટે પાઠ્યપુસ્તક તરીકે મંજુર થયેલું છે. 'કલિકા'ની ઉત્તમતા માટે કવિશ્રીને ઘણા જર્મન ઓરીએન્ટલ સ્કોલરો તરફથી અભિનન્દનપત્રો મળ્યા છે. વળી Oriental Literature નામના જર્મન પત્રમાં 'કલિકા' વિષે જર્મન લેખો પણ પ્રકટ થયા હતા. જર્મન સ્કોલરો પ્રો. શુબ્રીંગ, પ્રો. જેકોબીન, પ્રો. તવડીયા વગેરે કવિશ્રીનાં એ કાવ્યથી અત્યંત મુગ્ધ થયા હતા.

'કલિકા' પછીના બે સંગ્રહોમાં 'ભજનિકા'માં કવિશ્રીનાં 'ભકિત–જ્ઞાન અને વૈરાગ્ય'ના ભજનકાવ્યો સંગ્રહાયાં છે. અને 'રાસચંદ્રિકા'માં ગુર્જર સુંદરીઓના કોકિલકંઠને દીપાવે એવા રાસ સંગ્રહાયા છે.

હાલમાં છેલ્લું ચાલુ વર્ષમાં પ્રકટ થયેલું ૬૦૦૦ લીટીનું મોટું કાવ્ય તત્ત્વજ્ઞાનને કવિતામાં ઉતારે છે અને કવિશ્રીના બહોળા અનુભવનો નીચોડ ગુજરાતની પ્રજા સમક્ષ રજુ કરે છે.

કવિશ્રી માત્ર પદ્યજ સારું લખી શકે છે, એમ નથી. ગદ્ય પણ તેઓ ઘણું જ સારું લખી શકે છે. એમના સૌથી પ્રથમ કાવ્યસંગ્રહ 'કાવ્યરસિકા'ની પ્રસ્તાવના એઓ શુદ્ધ અને સંસ્કારી ગદ્ય શરૂઆતથી જ લખી શકે છે, એ પૂરવાર કરે છે. તે પછી પ્રકટ થએલાં બધાય સંગ્રહોની પ્રસ્તાવના કવિશ્રીનાં ગદ્યલેખનના ઉત્તમ નમુના છે.

૧૯૧૭ માં કવિશ્રીએ, પારસી કવિ અને સમાજસુધારક સ્વ. મલબારીનાં કાવ્યોનું સંપાદન કરી, 'મલબારીનાં કાવ્યરત્નો' નામક એક મોટો સંગ્રહ પ્રકટ કર્યો છે. એ સંગ્રહ સાથે જોડાયલો કવિશ્રીનો, ૧૩૮ પાનાંનો ઉપોદ્ઘાત વિદ્વત્તાપૂર્ણ છે, એટલુંજ નહિ, પણ વિવેચનકલાની કસોટીને પણ એ ઉત્તમ પૂરવાર થાય એવો છે. અનેક રીતે એ ઉપોદ્ઘાત વિશિષ્ટ છે.

કવિશ્રીની સાહિત્યસેવાની પ્રત્યક્ષ કદર તરીકે, ૧૯૨૪ ના એપ્રિલ માસમાં ભાવનગર ખાતે મળેલી સાતમી ગુજરાતી સાહિત્ય પરિષદના સાહિત્ય વિભાગનું અધ્યક્ષસ્થાન એમને આપવામાં આવ્યું હતું. એ સ્થાનેથી એમણે આપેલું વ્યાખ્યાન નવીજ ભાત પાડતું અને ગુજરાતી સાહિત્ય માટે ભાવિ માગ દર્શાવતું હોઈ, ઘણુંજ પ્રશંસાપાત્ર ઠર્યું હતું. તે પછી, ૧૯૨૭ માં મુંબાઇમાં 'વસન્તોત્સવ'ના પ્રમુખસ્થાનેથી તેમણે આપેલું વ્યાખ્યાન

પણ ગદ્યના સુંદર નવનીતરૂપ છે. કવિશ્રી ન્હાનાલાલે શરૂ કરેલી ડોલનશૈલી જે સમયે ચર્ચાનો સુંદર વિષય થઈ પડી હતી, તે સમયે કવિશ્રીએ 'સાહિત્ય'માં લખેલા "ગુજરાતી કવિતા અને અપદ્યાગદ્ય" શીર્ષક હેઠળના લેખો વિવેચનની દૃષ્ટિએ ઘણા રસિક અને ઉપયોગી થઈ પડયા હતા. એક સમર્થ વિવેચક તરીકે કવિશ્રીને એ લેખો પૂરવાર કરી શકે એમ છે. આની પહેલાં એમણે 'કવિ મોટાલાલ' ના નામે, 'પ્રભાતનો તપસ્વી' અને 'કુકુટ દીક્ષા' નામનાં બે પ્રતિકાવ્યો પ્રકટ કર્યાં હતાં, જેણે અત્યંત ચર્ચા જગાડી હતી. પ્રતિકાવ્યો તરીકે એ બન્ને કાવ્યો ઉત્તમ છે.

ગુજરાતી ઉપરાંત કવિશ્રીને અંગ્રેજી ભાષાનો અભ્યાસ પણ ઘણો સારો છે. ગુજરાતી કવિતા સાહિત્યની આરાધના કરવા સાથે, એમણે અંગ્રેજીમાં પણ કવિતાઓ રચી છે. ૧૯૧૪ માં મહાન વિશ્વયુદ્ધની શરૂઆત થઈ તે પ્રસંગે એમણે, યુદ્ધ વિષે એક અંગ્રેજી કાવ્ય રચ્યું હતું. લંડનથી પ્રકટ થતાં સુપ્રસિદ્ધ 'Review of Reviews' માં એ કાવ્યને સ.રામાં સારૂં સ્થાન આપવામાં આવ્યું હતું. એમનાં અંગ્રેજી કાવ્યોનો સંગ્રહ 'The Silken Tassel' પ્રથમ ૧૯૧૮ માં મદ્રાસમાં છપાઈ પ્રકટ થયો હતો. એ સંગ્રહનો ઉપોદ્‌ઘાત જાણીતા કલાવિવેચક અને કલામર્મજ્ઞ વિદ્વાન અને આયરીશ કવિ ડૉ. જેમ્સ એચ. કઝીન્સે લખ્યો હતો એજ એની ઉત્તમતા પૂરવાર કરે છે. કવિવર રવીન્દ્રનાથ ઠાકુર, અને જાણીતા આંગ્લવિવેચક મી. હેરોલ્ડ ચાઇલ્ડ, જેવા વિવેચકોએ તેમજ 'The Bookman', સ્કોટલેંડનું 'The Aberdeen Daily Journal' વિગેરે સામયિકોએ એની ઉત્તમતા સ્વીકારી છે.

૧૯૨૮ માં 'The Silken Tassel' લંડનની Fowler Wright ltd. એ પ્રકટ કર્યો. એ સંગ્રહ પ્રકટ થયા બાદ ઘણોજ આવકાર પામ્યો છે. લંડનની સત્તાધારી ગણાતી સાહિત્યસંસ્થા The poetry League એ આ ગ્રંથની આધુનિક અંગ્રેજી કવિતાના ઉત્તમોત્તમ ગ્રંથોની અંદર ગણના કીધી છે. એ સંસ્થા તરફથી પ્રકટ થતા 'Poetry and the Drama' નામના કલા, કાવ્ય અને વિવેચનના શિષ્ટ ત્રૈમાસિકમાં એ પ્રમાણેનો હમેશાં ઉલ્લેખ થતો રહ્યો છે. આંગ્લજનતા સમક્ષ એ ગ્રંથ રજુ કરતાં 'Poetry and the Drama'ના વિદ્વાન અને કલાના વિવેચક તંત્રી S. Fowler Wright નીચે પ્રમાણે લખે છે:

"This is a book of English poems by a poet who has won a distinguished place in Gujarati literature. They are written in very fluent and musical English, and at times, especially in the more objective passages, they have a direct and nacked simplicity. Mr. Khabardar has taken his adventure into English poetry seriously and has written a book that may be justly considered a triumph. It makes me wish that I could read its author's work in his native Gujarati." [ Prefatory Note : 'The Silken Tassel'. ]

એમની અંગ્રેજી કવિતાઓ વાંચીને, કવિવર રવીન્દ્રનાથ ઠાકુરને પણ એમની માતૃભાષામાં લખાયલાં કાવ્યો વાંચવાની ઉત્કંઠા જાગી છે. 'The Silken Tassel' વિષે અભિપ્રાય આપતાં તેઓ લખે છેઃ "After reading your English book of poems, I feel a desire to know you more truly through your vernacular writting."

કવિશ્રીએ અંગ્રેજીમાં રચેલાં કાવ્યોનાં બીજા બે ગ્રંથો 'Leaf and Flower' અને 'The Rest House of the Spirit' નામે તૈયાર છે. અને હાલમાં જ 'The Poetry League' સંસ્થાએ એ કાવ્યગ્રંથો પ્રકટ કરવાની કવિશ્રી પાસે માગણી કરી છે.

કવિશ્રીની કવિતાઓમાં એક અજબ પ્રકારનું વિશિષ્ટત્વ છે. કવિશ્રીનાં ઉત્તમોત્તમ કાવ્યગ્રંથો તીવ્ર વેદનાકાળમાં લખાયાં છે. 'કલિકા' અને 'દર્શનિકા' બન્ને માંદગીનાં બીછાનાં ઉપર રચાયલાં છે.

૧૮૯૫ માં કવિશ્રીના પિતામહ મુંબાઇમાં અવસાન પામ્યા. એટલે કવિશ્રી દોઢેક માસ દમણ રહ્યા. ત્યાંથી મુંબાઇ આવ્યા પછી, તરતજ તેમને હૃદયમાં સખ્ત દુઃખાવો શરુ થયો. અને તે સાથે પગના તળિયાંમાં સોજો થયો. આ દરદની ઘણીએ દવા કરી; અનેક વૈદ્ય, દાકતરો, હકીમોએ પોતાની શક્તિ અજમાવી; પરંતુ હજી સુધી કવિશ્રી એ દરદથી પીડાય છે. એ દરદમાંથી બીજાં અનેક પ્રકારનાં દરદો ઉભાં થતાં. આજ કેટલા વર્ષોથી કવિશ્રીની તબીયત સંપૂર્ણ તંદુરસ્ત રહી નથી. કવિશ્રી આ દુઃખથી વખતોવખત સખત માંદગીમાં પટકાયા કરે છે. આ દુઃખમાં તેમને આશ્વાસન હોય તો તે માત્ર કવિતા દેવીની આરાધનાનું એમનાં છેલ્લાં છેલ્લાં કાવ્યોમાં ઉંડું ચિંતન અને ભક્તિભાવ ભરેલો છે. એ પણ આનાં જ કારણરૂપે છે એમ કહેવું જરાય ખોટું નથી. તીવ્રવેદનાકાળમાં લખાયલાં કવિશ્રીનાં કાવ્યો દર્દભર્યાં છે. તેમાંયે, ૧૯૨૯ માં મોટી પુત્રી કુમારી બહેન તેમીના ૨૭ વર્ષની વયે મુંબાઇમાં અવસાન પામી ત્યારપછી, એમની તબીયત ઘણીજ લથડી ગઇ છે અને હજીય કવિશ્રી એવી લથડેલી તબીયતવાળી સ્થિતિમાં છે. હાલમાં કવિશ્રીને બે પુત્રો અને બે પુત્રીઓ છે.

કવિશ્રીનાં અત્યારસુધીનાં જીવનનો સમારોપ કરતાં કહેવું જોઇશે કે કવિશ્રીએ અત્યારસુધી ખૂણામાં પડીને કેવળ વિશુદ્ધ જીવન ગાળ્યું છે. કવિશ્રીનો અભ્યાસ એકલી કવિતા પૂરતોજ મર્યાદિત નથી. પરંતુ તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, જ્યોતિષવિદ્યા, આધ્યાત્મિકશાસ્ત્ર, હિંદુ ધર્મશાસ્ત્ર, હસ્તરેખાશાસ્ત્ર વગેરેનો કવિશ્રીને ઊંડો અભ્યાસ છે. કવિશ્રી યોગના પ્રખર ઉપાસક છે અને હજીયે એમની યૌગિક શક્તિ ઘણીજ સબલ છે. માત્ર મનોબળથી અને ઉંડા સંકલ્પથી, કવિશ્રીએ વર્ષો સુધી ખરાબમાં ખરાબ દર્દો સારાં કીધાં છે. આ પરોપકારનું કાર્ય તેમણે ઇશ્વર પ્રીત્યર્થે કર્યું છે. ધંધામાં તેમજ કુટુંબમાં રહ્યા છતાં કવિશ્રીએ અત્યંત કડક નીતિ પાળી છે અને હૃદયમાં વિરક્ત રહ્યા છે. પોતાના કોઇ સ્નેહી કે આત્મીયમાં કવિશ્રીને, નીતિની મર્યાદાનું ઉલ્લંઘન થતું જોતાં સખ્ત દુઃખ થાય છે. કવિશ્રીએ એકનિષ્ઠાથી ખરૂં કવિજીવન અને શિષ્યજીવન ગાળ્યું છે.

ઘણી નાની વયમાં કવિશ્રી આર્યસમાજી પંડિતો અને સંન્યાસીઓના સંસર્ગમાં આવ્યા હતા. આને લીધે ધર્મ અને તત્ત્વજ્ઞાન પ્રત્યે કવિશ્રી આકર્ષાયા હતા. ૧૮–૨૦ વર્ષની વયમાં કવિશ્રીએ સુરત જીલ્લાનાં ઘણાં શહેરોમાં હજારોની માનવમેદની સમક્ષ ધર્મને લગતાં વ્યાખ્યાનો આપ્યાં હતાં. ત્યારથીજ કવિશ્રીની વક્તૃત્વ કલા ખીલી હતી. કવિશ્રીએ જો વખતોવખત વ્યાખ્યાનો કર્યાં હોત તો તેઓ એક સારા અને પ્રખર વકતા ગણાત એમાં કોઇને ભાગ્યેજ સંશય રહે.

કવિશ્રીએ પારસી હોવા છતાં શુધ્ધ હિન્દુજીવન ગાળ્યું છે. અને એમના નામ સિવાય, એમનામાં 'પારસી' કહેવા જેવું બીજું કાંઇ નથી. ઇશ્વરે આપેલી નૈસર્ગિક કવિત્વશક્તિને તેમણે સતત કવિતાસેવાદ્વારા વહતી રાખી છે. પરિણામે આજે ગુજરાત એમનો કનકોત્સવ ઉજવી, એમની પોતાની નહિ, પણ ગુજરાતી કવિતાની કદર કરી રહ્યું છે. ઇશ્વર એમને સતત તંદુરસ્તી ભર્યું દીર્ઘાયુષ્ય આપે, અને ગુજરાતી કવિતાદેવીની વધુને વધુ આરાધના કરવાની તક આપે એટલી પ્રાર્થના !

## કવિશ્રીના ગ્રંથો પ્રકટ થયાની સાલવાર યાદી

| | | |
|---|---|---|
| ૧. | કાવ્યરસિકા ... ... ... ... ... | ઈ. સ. ૧૯૦૧ |
| ૨. | વિલાસિકા ... ... ... ... ... | ,, ,, ૧૯૦૫ |
| ૩. | પ્રકાશિકા ... ... ... ... ... | ,, ,, ૧૯૦૮ |
| ૪. | મલબારીનાં કાવ્યરત્નો (સંપાદક) ... ... ... | ,, ,, ૧૯૧૭ |
| ૫. | ભારતનો ટંકાર ... ... ... ... | ,, ,, ૧૯૧૯ |
| ૬. | પ્રભાતનો તપસ્વી ... ... ... ... | ,, ,, ૧૯૨૦ |
| ૭. | કુકકુટ દીક્ષા... ... ... ... ... | ,, ,, ૧૯૨૦ |
| ૮. | સંદેશિકા ... ... ... ... ... | ,, ,, ૧૯૨૫ |

---

## કવિ-બુચો ખબરદાર

શ્રી. શયદા; શ્રી. મહમદઅલી આઝીઝ; શ્રી. રવિશંકર પુરોહિત બી. એ. એલ્‌એલ, બી.

શ્રી. સનત્કુમાર વીણુ, બી. એ.

કવિ અરદેશર ખબરદારની કવિતાઓ આજે ઘરગથ્થુ થઈ ગઈ છે, પણ ઘણાંને ખબર નહીં હોય કે કવિશ્રીનો પહેલો પ્રયાસ દલપતયુગના કાવ્યોની માફક દોહરા અને એવા બીજા માત્રામેળ વૃત્તોમાં થયો છે. ગુજરાતી જનતાને તે યે કદાચ ખબર નહીં હોય કે એ કવિરાજ પહેલાં પ્રકાશમાં આણનાર જવેરીનું માન પણ અનેક ગુજરાતી કવિઓની મિત્રતા ધરાવનાર, ગુજરાતે જેની કૈં પણ કદર નથી કરી એવા એક પારસી કવિ ખાટી જાય છે.

વર્ષો પહેલાં—આજથી લગભગ ચોત્રીશ વર્ષ ઉપર ગુજરાતી સાહિત્યને આગળ ધપાવનાર એક માસિક ચાલતું હતુંઃ કદમાં નાનું, ચિત્રો તો મુદ્દલ નહીં, પારસી તંત્રીઓ, એટલે હિંદુ સીવાય કોઈ ગુજરાતી ન લખી શકે એવા મતવાળા ગુજરાતી સાહિત્યકારોએ એ માસિકનું નામ સુદ્ધાંયે નહીં સાંભળ્યું હોય, એ બનવા જોગ છે. તે માસિકનું નામ 'માસિકમજાહ' અને એના તંત્રીઓ સોરાબજી પાલમકોટ અને દાદી એદલજી તારાપોરવાલા.

દાદી તારાપોરવાળાને કવિતાનો કૈં અજબ છંદ હતો. કોઈ કવિને મળતાં તે હરખાઈ ઉભરાઈ જાય. કવિઓને એકઠા કરી, જ્ઞાન ગમ્મત ઉડાવવામાં તેમના દિવસો ને દિવસો પસાર થઇ જતા.

તેમને એક તુક્કો સુજયો. તેમણે ગુજરાતના કવિઓને સો 'દૃષ્ટાંતિક દોહરા' ( સંસ્કૃતના સુભાષિત જેવા ) 'માસિકમજાહ' માટે લખી મોકલવા જાહેર નિમંત્રણ કર્યું. આ ઉપરાંત, તે યુગની લાક્ષણિક પ્રશ્નોત્તરમાળા માટે પણ નિમંત્રણ કર્યું અને તે બન્નેમાં કવિ જીવરામ અજરામર ગોર, કવિ જેશંગભાઈ ત્રીકમદાસ પટેલ, પંડિત જટાશંકર રવિશંકર, શીઘ્રકવિ નગીનદાસ પુરૂષોત્તમ સંઘવી વગેરે એ ભાગ લીધો હતો. પણ શ્રી. તારાપોરવાળાને

ઘણી અજાયબી તો એક સોળ વર્ષના બુચકલા પારસીએ પણ આમાં ભાગ લીધો. તેને વિષે લખતાં શ્રી. તારાપોરવાલા લખે છેઃ

"સોળ વર્ષનો એક નવજુવાન છોકરો એક ઉત્તમ કવિને હેરત કરે એવી કવિતાઓ રચે એ આ જમાનાની બલીહારી છે. ખસુસ કરીને અશુદ્ધ ભાષા બોલનારો તથા અશુદ્ધ ભાષા લખનારો (આપણા પારસી ભાઈઓ કહે છે તેમ) આવી ઉત્તમ કવિતા આટલી નાની ઉમરે જોડી શકે એ તે જોડનારનેજ નહીં પણ તેનાં જાત ભાઈઓને ભૂષણ આપનારું છે." આવી રીતે આ સોળ વર્ષના પારસી જવાન વિષે લખી, તેને ઉત્તેજન આપવા અને તેનાં કાવ્યોને પ્રકાશન આપવા માટે તે આગળ લખે છેઃ

"આ ભાઈના દૃષ્ટાન્તીક દોહરા અમારી મુંબાઈની ઓફીસમાં જાહેર પ્રજાને જોવા માટે આજથી આવતી તા. ૧૮ મી માર્ચ ૧૮૯૮ (લગભગ બે મહીના) સુધી ખુલ્લા મુક્યા છે, માટે કવિતાના શોકીનોએ એક ઉધરતા, માત્ર સોળ વર્ષના એક પારસી 'કવિ–બુચા'ના કાવ્ય પ્રત્યક્ષ જોવાની તક ચુકવી નહીં, એવી અમારી વિનંતિ છે. ઉત્તમ કવિરત્નોને ખુણે ખુણેથી ખોળી કાઢી જાહેર પ્રજાની જાણમાં લાવવાનો અમારો છેલ્લા બાર માસનો નાનો પ્રયત્ન હજુ તો બાળ વયમાં છે, તેટલાં અચાનક જડી આવેલા આ પારસી બાળકવિની પ્રજા હજુર પીછાંન ધરતાં અમને ખાસ ખુશાલ એટલા માટે થાય છે કે અમે જાહેર રીતે માંગેલા જે દૃષ્ટાન્તીક દોહરાઓ અમને જુદા જુદા કવિઓ અને લેખકો તરફથી આજ સુધી મળ્યા છે, તેમાં પહેલી પંક્તિ અમે આ નવા તથા નાનકડા પારસી કવિ મી. અરદેસરને આપી છે!" આટલું કહી તે કાવ્યઝવેરી અટકતા નથી; તે આગળ કહે છેઃ

"અમે ખરા હક્કદારને હક આપવા માટે ખરી વાતની ખુલ્લી કરવી જોઈએ કે અમારી સાથના સહુ નામીચા કવિઓ તથા બીજી લેખકોનાં દોહરાને કોરે બેસાડે એવા આ નવા ઉધરતા પારસી 'કવિ–બુચા'ના દોહરાઓ છે."

આગળ શ્રી. તારાપોરવાળા ભવિષ્યવાણી ભાખે છેઃ

"વળી નવાઈની વાત તો એ છે કે આ ઉધરતો યુવાન પારસી કવિ પોતાના કાગળમાં પોતાના દોહરાને પોતાનો 'પેહેલો પ્રયાસ' જણાવે છે. જો આ પહેલોજ પ્રયાસ હોય તો અમે હીંમતથી કહીશું કે એ જવાન આગળ જતાં 'કવિ' ની ઉપમા પામ્યા વીના રહેશે નહીં."

આ કાવ્યઝવેરીની વાત થઈ. પણ તે નાના છતાં તેજસ્વી રત્નનો ચળકાટ કૈં ઓછો નહોતો. નાનપણથી જ કાવ્ય તરફ પોતાનો પ્રેમ અને નાની ઉમરમાં મેળવેલો અનુભવ, એ તેમના શ્રી. તારાપોરવાળા ઉપર લખેલા નીચેના બે પત્રો ઉપરથી સમજાશેઃ

શ્રી. દમણ તા. ૩૦ નવેંબર સને ૧૮૯૭

મેહેરબાન પરમ સ્નેહી શેઠજી દાદી એદલજી તારાપોરવાળા, જત, આપના ગયા નવેંબર માસનાં બહાર પડેલા 'માસિક મજાહ' માં આપના લખ્યા પ્રમાણે આ સાથ ૧૦૦ દૃષ્ટાન્તિક દોહરા લખી મોકલ્યા છે તે સ્વિકારશોજી.

આજ સુધી આપ સાથે મને કશી પીછાંન ન હોતી પરંતુ તે મારા મિત્ર મિ. દાદરેવાળા તરફથી આજ ત્રણ ચાર માસ થયા મને વાંચવા માટે મળતાં 'માસિક મજાહે' પાડી છે; જે યોગ્ય પિછાનથી મારૂં મન બહુ આનંદમય થયું છે. આપના ગદ્ય–પદ્ય આકર્ષિત લખાણે મારૂં મન હરણ કર્યું આપના માસિકમાં આપે ઉઘાડેલો કાવ્યસંવાદ ખરેખર બહુ સ્તુતિપાત્ર છે. આજ સુધી કેવળ મંદ પડેલી ગુર્જર કાવ્ય–દેવીને આપ સરખા ગૃહસ્થ પાછી જાગૃત કરવા માંગો છો એ આપનો શુભ સ્તુતિપાત્ર પ્રયત્ન જોઈ હું અત્યાનંદ થયો છું, એથી ગુર્જર કાવ્યને અથાગ લાભ થશેજ, એમાં લેશ પણ શંકા નથી. તે પરમ પ્રભુ આપની એ શુભ ધારણા પરિપૂર્ણ પાર ઉતારે એવી મરી અદના સ્તુતિ છે.

આપનું 'માસિક-મજાહ' બીજા કોઈ પણ મહાવારી કરતાં હજાર દરજ્જે ચઢતું છે અને તે મધે આવતાં લખાણો ખરે અભ્યાસ જોગ છે. આપે ઉઘાડેલા 'કાવ્યસંવાદ'થી તો બહુ બહુ વિનોદ તથા શીખવાનું મળે છે. તેમાં મારા સરખા કેવળ સોળ વર્ષની વયના એક છોકરા માટે—જે આ દુનીઆના પ્રવાસની પહેલી પગથી પર પણ બરાબર ચઢયો નથી તેને—તો તેમાંથી અતિશય શીખવાનું જડે છે. એ વીષે આ સાથે મોકલેલા દોહરામાંનો એક દોહરો મુકેલો છે, તે આ ઠેકાણે બરાબર બંધ બેસતો થઈ પડશે!

ઉચ્ચ કર્તાના ગ્રંથથી, માનવિ સાવધ થાય.
જેમ દીવાદાંડી થકી, સાગર ખડક જણાય.

આ સાથ જે દોહરાઓ લખી મોકલ્યા છે તે મારો પહેલો પ્રયાસ છે. તેથી તેમાં ભુલચુક તો હશેજ પરંતુ તે મારી માત્ર સોળ વર્ષની નાની વય તથા તે સાથ મળેલો અતિ ટુંક અનુભવ એ ભુલોને પાત્ર હોય તો તેમાં કૈં નવાઈ નહીં. આપનું માસિક મને ગઈ તા. ૨૪ મી એ મારા મિત્ર મી. દાદરેવાળા તરફથી મળ્યું હતું, અને અમારા જાગીરી ગામ વિગેરેના જમે ભરણાનો આ સમય હોવાથી દોહરા જોડવા મને બહુ ટુંક વખત મળ્યો હતો. કવિતાનો મને અતિશય શોખ હોવાને લીધે મેં આ તક જતી મુકી ન હોતી. એ દોહરાઓમાં ભુલ હોય તો તે મને બાળ જાણી કૃપા કરી આપ સુધારવાની તસ્દી લેશોજી.

આ પત્ર બંધ કરવા અગાઉ હું આપની તથા આપના માસિકની હજારવાર જય પુકારું છું.

લી૦ આપનો સદૈવ શુભેચ્છક,
અરદેશર ફરામજી કાવસજી સોહરાબજી, પોરટવાળા તથા
ખબરદારના માનપૂર્વક સલામ આપની સેવામાં અંગીકાર કરશોજી.

આ પત્ર પછી લગભગ પાંચ મહીને લખાયલા બીજા પત્રમાં તે બાળકવિ કવિતા વિશે પ્રશંસા ભરેલા ઉદ્દગાર કાઢે છે:

મેહરબાન સદાવિજયી પરમસ્નેહી શેઠજી દાદી એદલજી તારાપોરવાળા, સોનેરી સૂર્ય પ્રભાતે પધરામણી થતી જોઇને ચકવાને કેટલો હર્ષ થાય છે! તેમજ હું આપનો શુભ 'કાવ્યસંવાદ' આપનાં 'માસિકમજાહ'માં જોઇ આનંદિત બનું છું, અને તેથી બમણી આતુરતાએ તેની પછી આવતા અંકની રાહ જોઉં છું. કારણ જે ગુર્જર કવિ-રત્નોની હારમાળા આપે રજુ કરવા માંડી છે, તેઓના મનમોહન ઉત્તરો તથા આપના વિદ્વત્તાભર્યા પ્રશ્નો વાંચનારને સદ્દબોધ આપવા સાથ મનરંજન કરે છે. એવા ઉત્તમ કવિ-રત્નોનો 'કાવ્યસંવાદ' વાંચવા કયો અભાગીઓ ના પાડશે? પરંતુ સૃષ્ટિના ખેલ વિચિત્ર છે, અને શુભ કાર્યોને વખોડનારા પૃથ્વીપર વસે છે! જેઓ પોતાથી તો કૈં બની શકતું નથી પણ જે સજ્જનો બીનસ્વાર્થે જગતનું ભલું કરવા નીકળે છે, તેઓની આડે આવવા વ્યર્થ વળખાં મારે છે! તેમજ સાંભળવા પ્રમાણે આપના 'કાવ્યસંવાદ'થી ઘણા કમનશીબ દુષ્ટો બળી મરે છે. પરંતુ એવા ઘુવડોને લીધે તેજસ્વી સૂર્યને સદાનાં અંધારામાં ગયલો જોવાને કોણ ઇચ્છશે? એવા હજારો દુષ્ટ આંખો આંધળી થાય તો ભલે, પણ જગતની એકજ ચક્ષુ સૂર્યને તેનાં સદાના તેજ સાથે રહી પૃથ્વી પર તેનો પ્રકાશ નાંખવા સર્વ કોઇ માંગશે.

કવિતાવાણીનો મહિમા શું વર્ણવું! કવિતા એ એક દેવવાણીજ છે, જેની અસર રગરગમાં અજબ થાય છે. સજ્જન અને જ્ઞાનીને મનથી તો કવિતા ધનના ચરૂ સમાન છે, અને કવિતાની જુકિત જે કોઇ જાણતો હોય તે તો તેનો ભોગ થઇ પડે છે. સુકવિતા વાંચી બોધ લિધો અને અમૃતનો પ્યાલો પીધો એ સામાન છે. પરંતુ અફીણના ખાનારને કસ્તુરીની ગમ કયાંથીજ હોય? એવાનાં ભાગ્યજ કયાં કે એવી સત્કવિતાના પ્રસંગમાં આવે?

પ્રિય સુજ્ઞ મિત્ર! આપના 'કાવ્યસંવાદે' બેશક સજ્જન અને જ્ઞાની પુરૂષોનાં અંતઃકરણમાં હર્ષ તથા આપનાં પ્રત્યે સ્નેહનો ઝરો વહેતો કર્યો છે, એમ મને લખવાની રજા આપશો. આપના એ બીનસ્વાર્થી સુપ્રયત્ને ઘણાં ખુણે પડેલાં ગોહરોને જગતની આગળ બહાર પાડ્યાં છે, અને તેઓના આશ્રય વિનાના

જગહીતકર પ્રયત્નોને સહાય આપી તેમનો ખરો પ્રકાશ બહાર પાડયો છે. ખરે આપે એ સર્વના અખંડ આશિર્વાદ લીધા છે, એમ મને કહેવા દેશો. આપનો એ સ્તુતીપાત્ર હેતુ તે પરમ પ્રતિપાળ પ્રભુ બીન હરકતે પરિપૂર્ણ પાર ઉતારે એવી પ્રાર્થના કરૂં છું. અસ્તુ !

આ પત્ર બંધ કરવા અગાઉ, હું આપની તથા 'કાવ્યસંવાદ' ની અંતઃકરણથી જય જય પુકારૂં છું. અને આપને વિશેષ અને વિશેષ સુપ્રચારિત બનાવવા માટે તે પરમ પ્રભુ બહુ બહુ સુમતિ બક્ષે એવી સ્તુતિ કરૂં છું. તથાસ્તુ !

હું છું, આપનો દર્શનાભિલાષી સૈવ શુભેચ્છક, નમ્ર સેવક

દમણઃ
તા. ૨૨-૯-૯૮ } અરદેશર ફરામજી ખબરદાર

આ બન્ને પત્ર વાંચતાં કવિશ્રી ખબરદારનો આત્મા નાનપણથી કાવ્યદ્વારથી પોતાની મુક્તિ સાધવાનો અમોઘ પ્રયત્ન કરી રહ્યો હોય એવું લાગ્યા વિના રહેતું નથી. સોળ વર્ષની ઉમરે કવિતા પાછળ ગાંડા થવું, કવિતા રચવા પ્રયત્ન કરવો અને એ પ્રયત્નમાં સફળ થવું, એ દરેકજણના ભાગ્યમાં હોતું નથીઃ એ કાચી વયમાં અનુભવદર્શી દોહરાઓ રચવા એ પણ કંઈ સહેલું કામ નથી. તે બીજા કવિઓની કવિતાનો અભ્યાસ અને મનન બતાવે છે.

આટલી નાની વયમાં આવાં ચિહ્નો બતાવતો 'કવિ-બુચો' ગુજરાતનો પ્રિય એવો કવિવર ખબરદાર થાય એ શું દેખીતું નથી !

---

## કવિશ્રી અરદેશર ફરામજી ખબરદારનાં કેટલાંક સંસ્મરણો

### શ્રી. અંબાલાલ એલ. ઠક્કર

આજથી પંદર વર્ષ ઉપર સને ૧૯૧૬માં હું કવિશ્રીના પ્રથમ સમાગમમાં તેમનાં બાળકોના ગુજરાતી શિક્ષક તરીકે આવ્યો. તે અરસામાં 'મલબારીનાં કાવ્યરત્નો'નું સંપાદનકાર્ય થઈ રહ્યું હતું. ત્યાર પછી 'ઘેરાયું પશ્ચિમ ઘનથી'નો મહાયુદ્ધનો પ્રસંગ આવ્યો. દેશમાં દેશભક્તિની જ્વાળાઓ ગગનને રક્તરંગી બનાવવા લાગી. એ જોઈ કવિહૃદયે 'ભારતનો ટંકાર' લખી દેશને કર્તવ્યનું ભાન કરાવ્યું. તેમાંનું એક કાવ્ય 'ભારતનું નગારૂં' સ્વ૦ હાજી મહમદની વિનંતિ ઉપરથી 'વીસમી સદી'માં પ્રથમ સચિત્ર પ્રકટ થયું છે તેનું સ્મરણ થાય છે. ત્યાર પછી 'સંદેશિકા'નો સંદેશ કવિશ્રીએ આટલે દૂરથી ગુજરાતને ચરણે ધર્યો.

કવિતા લખવા માટે કોઈ દિવસ એમણે પરિશ્રમ કર્યો નથી. જ્યારે જ્યારે કવિતા લખવી હોય ત્યારે ત્યારે કોઇની કલ્પનામાં પણ ન આવે તેટલી સહેલાઇથી છંદબંધ આખીય કવિતા તેમની લેખિનીમાંથી લખાઈ બહાર પડે છે. એવા પણ ઘણાય પ્રસંગો છે જ્યારે તેઓશ્રી અસહ્ય બિમારી ભોગવી રહ્યા હોય, હાથથી લખાતું ન હોય; મગજમાં જન્મેલી કવિતા બહાર નીકળવાને શરીર રોકી નાંખતી હોય ત્યારે તેમનાં સદ્ગત પુત્રી તેમીના અથવા (હું હાજર હોઉં તો) મારી પાસે ઉતરાવતા. જેમ તેમનો વ્યાધિ અસહ્ય તેમ કવિતા વધુ ઘટ્ટ રસવાળી જન્મતી. 'કલિકા'નું આખું કાવ્ય એવી ભયંકર માંદગીમાં લખેલું. 'ભજનિકા'નું છેલ્લું કાવ્ય 'નવલાદેશ' જે તે ગ્રંથમાંનાં બધાં કાવ્યોનું મૂળ છે તે પ્રથમ સને ૧૯૨૪ માં ભાવનગર સા. પ. માંથી પાછા ફર્યા પછી મદ્રાસની જનરલ હૉસ્પિતાલમાં લખેલું. વ્યથા એટલી બધી હતી કે મરણ તદ્દન સામેજ દેખાતું, તેનો ખ્યાલ એ કાવ્યજ આપી શકે. અને 'પધરામણી'નો તો જેને અનુભવ હોય તેજ જાણે. એ કાવ્ય લખાયું તેને બીજે રવિવારે મારી આગળ તેમણે એનું વર્ણન કરેલું તે એ ગ્રંથની પ્રસ્તાવનામાં નજરે પડે છે.

'કલિકા', 'દર્શનિકા' જેવાં અદ્વિતીય, લાંબાં કાવ્યો લખતી વખતે કવિહૃદય કેટલું મહાન છે એ જોવાનો અને અનુભવવાનો વિરલ પ્રસંગ આ અદના લેખકને મળેલો છે. હજારો હજાર ચિત્રો અને કલ્પનાઓ એમની

અંતર્દષ્ટિ સમીપે નાચતી, અને એટલી ઝડપથી તે ચિત્રો તેઓ ઝડપી લેતા. આખાય કાવ્યનું વાતાવરણ જેમનું તેમ મહિનાઓ સુધી અતૂટ રહેતું. આજીવિકાની અનેક ઉપાધિઓમાં દિવસ આખો ચાલ્યો જવા પછી રાતનાજ અગિઆર સાડા અગિઆર વાગ્યા સુધી જાગી તેઓ પોતાનો સળંગ દોર પાછો લંબાવતા. તેમની કવિતાને પાતાળકૂપ અથવા ઇલેકટ્રીક ડાઇનેમાની ઉપમા અપાય. જ્યારે અને જેટલી કવિતા જોઇએ તેટલી અને ત્યારે તેઓ લખી શકે છે. કોઈ કોઇ વખત તો નાયગરાના ધોધનું સ્વરૂપ લેતાં અમારા જેવા દિઙ્મૂઢ બની જોઇ રહે છે. ' પ્રભાતનો તપસ્વી ' કુકકુટ દીક્ષા, થૂવર, એ કવિશ્રી પ્રતિકાવ્યો પણ કેટલાં સુંદર લખી શકે છે તેનો સચોટ પૂરાવો છે. મૂળ લેખકના બધા ભાવ અને ધ્વનિ સંગ્રહી, પચાવી તેમાં હાસ્ય અને કટાક્ષનું મિશ્રણ કરી તેને તે મૂળ સ્વરૂપે રજુ કરવા એ કલાની શ્રેષ્ઠતા છે. કવિશ્રી નાનાલાલનાં કેટલાંક છૂટક પ્રતિકાવ્યો ' વીસમી સદી ' ' પ્રજાબંધુ ' વગેરેમાં આવેલાં, ત્યાર પછી તેમનાં કોઈ મોટા કાવ્યને લઇ તે દ્વારા ગુજરાતને બતાવવું કે ' અપદ્યાગદ્ય ' કવિતા નથી. એ વિચાર કવિશ્રીના મગજમાં આવતાંજ એક ગુરૂવારે સાંજના ' તપસ્વી ' શરુ કરી રાતના અગિયાર વાગે પુરૂં કરી ' સાહિત્ય ' ને મોકલી આપ્યું. પરંતુ ' સાહિત્ય 'ના વિદ્વાન તંત્રીની તે કાવ્ય નીચેની નોંધ ઉપરથી ગુજરાતે કવિ ' મોટાલાલ 'ને ઓળખી કાઢ્યા. ' ગુજરાતના સાક્ષરો ' જેવાં કટાક્ષ કાવ્યો તેમના વિનોદી અને શિક્ષાપ્રદ સ્વભાવનો અચ્છો નમુનો છે. હજી કેટલાંય પ્રતિકાવ્યો લખેલાં પડ્યાં છે, અને કેટલાંય લખવા ધાર્યાં છે.

જીવનના તીવ્રમાં તીવ્ર પ્રસંગોએ પણ તેમણે કોઇ દિવસ ધૈર્ય ખોયું નથી. ભયંકરમાં ભયંકર બીમારીમાં પણ મગજનું સમતોળપણું તેમણે ખોયું નથી. તેમના દરેક વ્યવહારમાં સૌજન્ય આકર્ષક છે, વિશ્વસ્નેહ એ તેમનો જીવનમંત્ર છે. આતિથ્ય તો તેમનુંજ. જે જે ગુજરાતી મહાનુભાવો મદ્રાસ આવ્યા છે તે બધાને કવિશ્રીનો સ્નેહ આકર્ષી શક્યો છે. સર ચિનુભાઇ અને તેમની પાર્ટીથી માંડીને મહાત્માજી સુધી અને રા૦ રામસુરાથી માંડીને પ્રિ૦ ધ્રુવ સુધીના મહાજનો અને સાક્ષરો જેઓ મદ્રાસ આવ્યા છે તે બધાંને તેમના સ્નેહનો પરિચય થયો છે. સ્નેહજ તેમના જીવનનો સરવાળો છે.

' ગુજરાત વિશે તેમને જે સદ્ભાવ છે; ગુજરાતી ભાષાને માટે જે તેમની મહેચ્છા છે તે ' ગુણવંતી ગુજરાત ' થી માંડીને ' સૌની પહેલી ગુજરાત ' સુધીનાં કાવ્યોદ્વારા ગુજરાતનાં ગીત ગાઈ ગુજરાતને ચરણે ધર્યાં છે. સ્વ૦ મલબારીનું સ્વપ્ન આજે ખરૂં પડયું છે. તે કવિશ્રીએ એમના છેલ્લા ' સૌની પહેલી ગુજરાત ' કાવ્યમાં બતાવ્યું છે.

વિવેચકોએ તેમના પુસ્તકોનાં અનેક પ્રકારે વિવેચનો કર્યાં છે. કોઇએ 'સુકાતોપ્રવાહ' કહ્યો, કોઇએ અપહરણ કહ્યું. તેનો જવાબ માત્ર તેઓશ્રી હસીને આપે છે. અને આવા વિવેચકોના પરિમિત જ્ઞાનને માટે દયા બતાવે છે.

ખગોલ સંબંધી તેમનું જ્ઞાન અદ્ભુત છે. સમી સાંજનાં ઘણી વાર તેઓશ્રી ગગનાવલોકનમાં પોતાના ઘરના આંગણામાં તલ્લીન ઉભા હોય છે. તેમણે ખગોળનો ઊંડો અભ્યાસ પૂર્વ અને પશ્ચિમની મિશ્ર પધ્ધતિએ કરેલો છે. અને એ એમનો એક પ્રિય વિષય છે. એને માટે સારૂં દૂરબીન તેમની પાસે છે. દર રવિવારે કંઇને કઇ આકાશમાં બતાવી અમારૂં જ્ઞાન વધારવા પ્રયત્ન કરે છે. તેમની ગણતરી બહુજ ચોક્કસ હોય છે. ગ્રહલાઘવ કરતાં નોટીકલ આલમનકને તેઓ વધારે પ્રમાણભૂત ગણે છે. ઘણી વખત પંચાંગોમાં થતી ભૂલોને તેઓ સહેલાઇથી પકડી શકે છે. ભાવનગર સા૦ ૫૦ વખતે પ્રો૦ ભીડે સાથે આ સંબંધે તેમને વાતચીત થઇ હતી એ મને યાદ છે.

ઉપરાંત તેઓશ્રીને જ્યોતિષનો ભારે શોખ છે. એ વિષયનો એમનો અભ્યાસ અદ્વિતીય છે. તેઓનું માનવું છે કે પૂર્ણ વિજ્ઞાન એક જ્યોતિષજ છે. બીજાં બધાં વિજ્ઞાનો અધૂરાં છે. ગણુતરી બરાબર હોય તો જ્યોતિષનાં જેવું બીજું કશું સંપૂર્ણ નથી. દુનિયાના લગભગ બધા મહાપુરુષોની કુંડળિઓ તેમની પાસે છે. આ વિષયમાં

તેમની પ્રતિષ્ઠા બહુજ સારી છે. તેમનું જન્માક્ષર વાચન ભલભલાને આશ્ચર્યચકિત કરી દે છે. હસ્તરેખા વાંચન પણ તેમનું અદ્ભુત છે. આજ જે માન ગુજરાત તેઓશ્રીને આપી રહ્યું છે તે વર્ષો પૂર્વે તેઓ જાણતા અને અમને કહેતા પણ. તેનું ખરૂં કારણ તો વીસેક દિવસ ઉપર તેમણે બતાવ્યું. તેમની કનિષ્ઠિકા આંગળીએ ત્રણને બદલે ચાર વેઢા છે. દર્શનિકામાં તેમણે રેડેલું તત્ત્વજ્ઞાન તેમની તર્જનિની નીચે આવેલી એક વીંટી જેવી રેખાનું પરિણામ છે, પરંતુ જે ગ્રહોએ તેમને આ કવિતા અને કલ્પનાનાં ઉડ્ડયન આપ્યાં છે તેજ ગ્રહોએ તેમના શરીરને ખરાબ કરી નાંખ્યું છે એમ તેઓ માને છે.

યોગ વિદ્યાના તેઓ મૂળથીજ અભ્યાસી છે. અને તે વિદ્યાના તેમના અનુભવનો નિષ્કર્ષ તેમણે તેમની પોતાની ભાષામાં 'દર્શનિકા' પાન ૨૯૭ થી ૨૯૯ માં બતાવ્યો છે.

તેમનું મગજ એક મોટા કારખાનાનો ખ્યાલ આપે છે. તેમના મગજમાં અનેકવિધ જ્ઞાન અનેક વિભાગોમાં વિભક્ત થયેલું પડયું છે. જે જોઈએ તે ખાનું ઉઘાડયું કે પૂછેલા વિષયની સંપૂર્ણ માહિતી મળીજ સમજો. તેમની લાયબ્રેરીનાં અનેક પુસ્તકોમાંથી એક પણ તેમણે વાંચ્યા વિનાનું નહીં હોય. કેટલાક શ્રીમંતો શોખની ખાતર કે લાયબ્રેરી શણગારવા ખાતર પુસ્તકો સંગ્રહી રાખે છે. પણ અહીં તો એક એક ગીનીની કીમતનાં જુદા જુદા વિષયનાં પુસ્તકો વંચાઈ ગયેલાં પડયાં છે.

ગુજરાતી ભાષાને દુનિયાની બીજી ભાષાઓની હરોળમાં તો શું પણ મોખરે આવેલી જોવાનો કવિશ્રી પ્રેમાનંદની માફક તેમનો અભિલાષ છે. તેઓશ્રી પ્રેમાનંદનેજ મહાકવિ કહે છે. દલપતરામનો વિનોદ અને રસિકતાની તેઓ વખાણે છે. સ્વ૦ રમણભાઈ અને પ્રિ. ધ્રુવનું સૌજન્ય તેમને આકર્ષે છે. પ્રિ. ધ્રુવને માટે સર્વ સાધારણની માફક તેમને પણ એક ફરિયાદ છે કે ગુજરાતના ધુરંધર વિદ્વાન પાસેથી મળવું જોઈતું ગુજરાતે મેળવ્યું નથી.

તેમનાં કાવ્યોની ટીકા કરતાં અનેક વિવેચકોએ તેમના ઉપર અપહરણનો આરોપ મૂકયો છે. મેં નજરે જોયું છે તે પ્રમાણે કાવ્ય લખતી વખતે તેઓશ્રી કોઈ વખત કોઈ પુસ્તક પાસે રાખતા નથી અને કવિતા બળજબરીથી 'જબરા પ્રયત્ન' કરી ઉતારતા નથી. પરંતુ તેમના અગાધ પચવેલા જ્ઞાનના નિષ્કર્ષ રૂપે એક સુંદર કાવ્ય સંપૂર્ણ રીતે બહાર આવે છે. તેઓશ્રીનું કહેવું છે કે દુનિયામાં કંઈ પણ વસ્તુ મૌલિક નથી પણ મૂળ વસ્તુને ચાવી લેખક પોતાની જેટલી સર્જનશક્તિ તેમાં નાખી નવું સ્વરૂપ સર્જાવે તેટલીજ તેની મહત્તા. આટલા માટે અનેક વિરોધીઓ હોવા છતાં રા૦ મુનશીની નવલકથાઓના તેઓ વખાણનાર છે. વર્ષો પૂર્વે તેમણે મને કહેલું કે રા૦ મુનશી આલેકઝાન્ડર ડુમામાંથી ગુજરાતનો નાથ 'વીસમીસદી'માં લખે છે પણ તેમાં તેમની શક્તિ નાખી નવે સ્વરુપે આપણી સમક્ષ મૂકે છે તે વખાણને પાત્ર છે.



# શ્રી. ખબરદારનાં સ્વરાંકિત ગીતો *

શ્રી. કંચનલાલ મામાવાળા

### શોધ

ચરણુ તજી, પ્રભુ ! ક્યાં જવું મારે !
વનવન ઢુંઢ્યાં, તું જગતજન ઢુંઢ્યાં;
કોઈ ન બોલે છુપાયો તું ક્યાંરેઃ ચરણુ૦
પળપળ દોડ્યો જ્યાં જોઈ તુજ છાયા,
જાઉં ધરવા ત્યાં ઉડે, કર હારેઃ ચરણુ૦
ફૂલ કરમાયા. પવન જાય સરકી;
જે જે ધરૂં તે વિલાતું પુકારેઃ ચરણુ૦
રજની ઉડે ને દિવસ જાય ડુબી:
એ ડુબતાં સહુ સુજનને શું તારે ! ચરણુ૦
રખડી ભમી પ્રભુ ! શરણે હું આવ્યો;
અધમ ઉધારણુ તુંજ ઉદ્ધારે !—ચરણુ૦

—ભજનિકામાંથી

[ દેશી : ત્રિતાલ ]

| • | | | | ૩ | | | | × | | | | ૨ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ચ | ર | ણુ | ત | જી | – | પ્ર | ભુ- | ક્યાં- | – | જ | વું | મા | – | રે- | – |
| ની | સા | સા | રે | ની | સા | ની | ધપ | મપ | -રે | મ | પ | મ | ધપ | ગરે | સારે |
| વ | ન | વ | ન | ઢું | – | ઢ્યાં- | જ- | ગ- | ત | જ | ન | ઢું | – | ઢ્યાં | – |
| મ | ગ | રે | સા | રે | મ | પધ | મપ | મપ | ગ | રે | સા | રે | – | સા | – |
| કો | – | ઈ | ન | બો | – | લે | છુ- | પા | – | યો | તું | ક્યાં | – | રે | – |
| મ | પ | સાં | રેં | સાં | ની | ધ | મપ | ગ | રે | સા | મ | ગ | – | રે | સા |

| • | | | | ૩ | | | | × | | | | ૨ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| પ | ળ | પ | ળ | દો | – | ડ્યો | જ્યાં | જો | ઈ | તુ | જ | છા | – | યા | – |
| મ | મ | પ | પ | સાં | ની | સાં | સાં | રેં | ગં | રેં | સાં | સાં | ની | ધ | પ |
| જા | ઉં | ધ | ર | વા | – | ત્યાં- | ઉ- | ડે | – | ક | ર | હા | – | રે | – |
| રે | મ | પ | પ | ની | સાં | નીધ | મપ | ગ | રે | સા | મ | ગ | – | રે | સા |

( ૧ ) ફૂલ કરમાય......વિલાતું પુકારે.
( ૨ ) રજની ઉડે......સુજનને શું તારે.
( ૩ ) રખડી ભમી......તુંજ ઉદ્ધારે

આ દરેક પંક્તિઓ 'પળપળ દોડ્યો...ઉડે કરહારે' પેઠે લેવાની છે.

* શ્રી. મામાવાળાએ બીજાં ચાર ગીતો આવી રીતે સ્વરલિપિમાં ઉતારી મોકલ્યાં હતાં. તે સર્વ અહીં સમયાભાવે આપી શકાયાં નથી. —સંપાદકો.

# કાવ્યાંજલિઓ

## કવિ-સખાને

( વસન્તતિલકા )

વચ્ચે મળ્યા કવિ-સખે ! કંઈ આપણે બે-
ત્યારે હું બાલ-પ્રભુને શરણે હતો ને !
વિશ્વાસ ને સરલ વત્સલતા ઝીલાતાં-
ત્યાં તું હતો કરૂણતા મુજ માપવામાં ! ૧

ને તેં કર્યું કરૂણ કાવ્ય જ ગુંજવાને :
આંસુ સર્યું વિધુરતા મુજ રૂઝવાને :
લાવણ્ય શોકનું ખીલ્યું મુજ તુજ બ્હાને :
હૈયે અશોક કરૂણા સરી તુજ સાને ! ૨

ઉલ્લાસનો કવિ તું ઉત્સવભક્ત જેવો :
કાવ્યે ગીતે ભજન તેં જગયોગ રેલ્યો :
તું આર્ય પારસી રસજ્ઞ ઇરાન કેરો :
ગંગાતટે 'અદલ'નો તું સિતાર કેવો ! ૩

સાહિત્ય-સંગીત-કલા મુજ સાધનો તો-
અધ્યાત્મજીવિત પ્રફુલ્લિત કૈં કરે જો !
ધીરી ત્વરા લલિતતા રસની ભરે ત્યાં-
પર્યાપ્ત ચૂકી વિરમું પ્રભુગીત ગાતાં ! ૪

કાવ્યે ઝરે વિરલ ચિંતનમાધુરી તું :
ગર્જાવજે શતક વર્ષ સુધી હજી તું :
તું તો કવિ ! કડી જ માનવ-દેવ મધ્યે-
વન્દુ સખે ! ખબરદાર ! તને શતાર્ધે ! ૫

**લલિત**

## પ્રશસ્તિનાં પંચામૃત *

( ઢાળઃ "ઓ ગુજરાત ! ઓ ગુજરાત !" )

સાહિત્યની ફિક્કી ફૂલવાડી,
વિધવિધ 'વાડા'ની જ્યાં ઝાડીઃ ઝમઝમતાં ઝરણાં કંઈ જૂજ;
મંજૂલ ફૂલપરબ ત્યાં માંડી, લીલી તેં રાખી રસકુંજ;
કવિજન હો ! વન્દન હો ! ૧

કુંજલ 'કલિકા'-વેણુ ગૂંજને,
†'કા'મણભર તુજ કવન-કૂજને, પોપટડા પાંડિત્ય ભણે;
કાકઋષિથી અવાક રહી તું તપે ઋષિવર ! તપોવને:
કવિજન હો ! વન્દન હો ! ૨

સત્તા, કો મહત્તાના રોગી,
ભારે 'ભજકલદારમ' ભોગી, ભોગ જૂજ, ભાટઈ ઝાઝી:
રોગી ત્હોયે તેં રસયોગી ! દીધ પ્રસાદીતર તાજી:
કવિજન હો ! વન્દન હો ! ૩

શારદના કંઈ લાખ પૂજારી,
વેતન-નૈવેદ્યના ભિખારી, ચેતન તજિ ચાંદાં ચૂંથે;
સટાક ચોરો વરજી, તવ તું ભવ-મંગલ માલા ગૂંથે:
કવિજન હો ! વન્દન હો ! ૪

ખારા જ્યાં સાગર ખળભળતા,
ત્યાં તુજ અમૃતઓઘ ઉછળતા, મલયાગરના મધુ વાતે;
મધુરા ઓ મ્હેરામણુ ! હો તુજ જયોજયો મહાગુજરાતે:
કવિજન હો ! વન્દન હો ! ૫

**કેશવ હ. શેઠ**

## કવિ-કદર

( છપ્પય )

દલપત-નર્મદ સુકવિ મહાખામી મરગયેતેં,
ખબરદારકી ખબર કાવ્ય ઉત્તમ કરગયેતેં;
ગુર્જર ભાષાજ્ઞાન હિન્દમે કૃતિ હુલાસી,
'અરદેશર' અભિધાન શહર મુંબાઇકે વાસી;
ઉન્કી કવિતા સુંદર સરસ અવલોકન ગુન આરસી;
કવિ સત્ય બાત 'પિંગલ' કહે પુરૂષ કવીશ્વર પારસી.

( દોહા )

ખબરદાર યહ ખલ્કમે પાવે માન અપાર;
કદર કરત પંડિત-સુકવિ પુનર્ધરી મન પ્યાર.

**રાજ્યકવિ પિંગળશીભાઈ પાતાભાઈ**

---

* પંચામૃત-ખટમધુરાં આચમન જીરવી શકે તે ઝીલે-કે. હ.

† કાવ્યરસિકા, વિલાસિકા, પ્રકાશિકા, સંદેશિકા, કલિકા, ભજનિકા, રાસચન્દ્રિકા અને હમણાં પ્રકટ થયું તે દર્શનિકા; એમ કવિનાં ઘણાં ખરાં પુસ્તકોનો અંત્યાક્ષર 'કા' છે-કે. હ.

## ખૂબી ખરી એ ખબરદારની રે લોલ

( અંબા ! વીસને જાઉં વારણે રે લોલ !—એ ઢાળ )

ખૂબી ખરી એ ખબરદારની રે લોલ !
પારસી એ પારસ સમાન જો; ખૂબી૦ ૧
પરસે જે જે વિષયને વાણી રે લોલ !
ઝળહળે તે સુવર્ણને વાન જો. ખૂબી૦ ૨
પૂર્વ અને પશ્ચિમની મધ્યમાં રે લોલ !
જેવું સુરમ્ય છે ઇરાન જો; ખૂબી૦ ૩
તેવાં સુકાવ્ય ખબરદારનાં રે લોલ !
ઉષા અને સાંજનાં સંધાન જો. ખૂબી૦ ૪
પણ નહિ ત્યાં તિમિર પ્રતીચીતણું રે લોલ !
પ્રાચી પ્રકાશનાં વિધાન જો; ખૂબી૦ ૫
પૂર્વજોની અગ્નિની ઉપાસના રે લોલ !
વાણીપતિ વહ્નિ મુખસ્થાન જો. ખૂબી૦ ૬
પાવકે પ્રસન્ન થઈ આપિયાં રે લોલ !
વીર ખબરદારને વરદાન જો; ખૂબી૦ ૭
[1]નિર્જરીની પાટવી છે ગુર્જરી રે લોલ !
ગરવી ગિરા સુ-ગુણ નિધાન જો. ખૂબી૦ ૮
તેનો વિશુદ્ધ તું કવિ થજે રે લોલ !
તેમાં પદ તાહરૂં પ્રધાન જો. ખૂબી૦ ૯
કવિતા સવિતા સમી શોભજો રે લોલ !
ગુર્જરી ગિરામાં પામી માન જો. ખૂબી૦ ૧૦
ભોગવો ચિરાયુ પામી કીર્ત્તિને રે લોલ !
'સંઘવી' ને બંધુનું અભિમાન જો. ખૂબી૦ ૧૧

**નગીનદાસ પુરૂષોત્તમદાસ સંઘવી**

## કવિશ્રી ખબરદારને અભિનંદન

કરી અલંકૃત ગુર્જરી માડીને,
મઘમઘાવી દીધી ફુલવાડીને;
મૃદુ સુગંધભરી રસવેલડી,
ખબરદારતણી કવિતા રૂડી.

પ્રકટ મૂર્તિમતી કરી આશને,
દીધી સુણાવી મીઠીમીઠી વાતને;
સરલ સ્વર્ગીય ગાન વિષે બની,
સહજ સાધી સમાધિ વિરાટની.

રમતી જે નભ આંગણુલે ઢળી,
વિનવી તેજ પ્રભાતની વાદળી;
પ્રીતમની પ્રીત અંતરમાં જડી,
કીધી મુસાફરી "દિવ્ય" રથે ચ્હડી.

કુહૂ કરે કુકડો જુદી જાતનો,
પરમ પૂજ્ય "તપસ્વી પ્રભાતનો;"
ધરતી દિવ્ય પ્રકાશ "પ્રકાશિકા,"
કરતી વિશ્વ-વિલાસ "વિલાસિકા."

ઉઘડતાં "કલિકા" કરી આંખડી,
પરિમલે ભરી પાંખડી પાંખડી;
"ભજનિકા" મહીં રાગણી રાગનાં,
ભજન ભક્તિ સુજ્ઞાન વિરાગનાં.

જગવી પ્રેમળ જ્યોત સકારણે,
અલખ ધુન મચી હરિબારણે;
હૃદયદર્શન આતુરતા ઘણી,
થઇ તહાં પ્રભુની પધરામણી.

અગમ પંથ પ્રદેશ ગજાવતી,
રમણીઓ સુરલોકની આવતી;
કુસુમથાળ ભરીભરી લાવતી,
હસી કવિવરનેજ વધાવતી.

કનક ઉત્સવ અર્ધશતાબ્દીનો,
ઉજવતા ગુજરાતી ગુણીજનો;
ઋષિમુનિ સહુ આશિષ આપતા,
વદી 'शुभं भवतु' અભિનંદતા !

**ફુલચંદ ઝવેરદાસ શાહ**

## બન્ધુ ખબરદાર, વન્દન !

બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ-ચન્દન !
આવી ઇરાનથી પારસી જાતિ ઘર કરવા ગુજરાત;
ગણી ગુજરાતી "જબાં માદરી" ગણી ભૂમિ નિજ માત.
બન્ધુ ખબરદાર, વન્દન !
અર્પું કનકોત્સવ-ચન્દન !

---

[1] નિર્જરીની=દેવવાણી સંસ્કૃતની પાટવી પુત્રી; ગુર્જરી=ગુજરાતી ભાષા.

પણ ગુજરાતી શિષ્ટ-મિષ્ટ તે તુજ કાવ્યે સોહાય;
પારસી જાતિ પામે પ્રેરણા-કેવું 'અજબનું' થાય!
બન્ધુ ખબરદાર, વન્દન!
અર્પું કનકોત્સવ-ચન્દન!

પ્રભુ-પ્રાર્થના: "ખબરદાર આ પારસી સહુ થાજો!
માતભૂમિના-માતવાણીના યજ્ઞે હોમાજો!"
બન્ધુ ખબરદાર, વન્દન!
અર્પું કનકોત્સવ-ચન્દન!

અગ્નિ-પૂજક પારસી-પુત્રે હૃદયાગ્નિ પ્રકટાવ્યા!
કાવ્યકલાના પ્રેમયજ્ઞથી ધર્મયજ્ઞ દીપાવ્યા!
બન્ધુ ખબરદાર, વન્દન!
અર્પું કનકોત્સવ-ચન્દન!

કાચો કવિ પણ સાચો સ્નેહી દે દિલ-અંજલિ ભ્રાત!
આશિષોનાં અમૃત વર્ષો સરસ્વતી સાક્ષાત!
બન્ધુ ખબરદાર, વન્દન!
અર્પું કનકોત્સવ-ચન્દન!

**ચન્દ્રશંકર નર્મદાશંકર પંડ્યા**

## કવિ ખબરદારને

(પૃથ્વી)

સખે કુસુમ તેં અનેક ગુજરાતની વાડીમાં,
સુસિંચન કરી પ્રફુલ્લ રસકલ્પના વૈભવે,
ધર્યાં પરમ ભક્તિથી ચરણ ગુર્જરીમાતને.
સ્વદેશ-જન-પ્રેમ, કોમળ તરંગ સંસારના,
સુરમ્ય ઉરગુંજનો પ્રણય તેમ વાત્સલ્યનાં,
અને ભજનધૂન, રાસલયમાધુરી શાન્તિદા;
અનેકવિધ પૂર એમ કુસુમોથી આમોદનાં
વહે ઉપવને અહિં ઉર સદાય આકર્ષતાં.

વહે સતત કાલસ્રોત જગપુષ્પ ખીલે અને
અનન્તલયમાં શમે, તદપિ કૈં ચિરંજીવ, જે
સુગન્ધ થકી વિશ્વમાં મનુજચિત્ત સંતોષતાં.

સુતપ્ત જગતાપથી હૃદય માનવીનાં કદી
ક્ષણેક તુજ વૈભવે પરમતૃપ્તિને પામશે
સમૃદ્ધ કૃતકૃત્ય આત્મ તુજ હર્ષમાં મ્હાલશે.

**બાદરાયણ**

## 'કલિકા'નું સ્વપ્ન

કલિકાનું સ્વપ્ન એક લાધ્યું નયનમાં,
નાચે નવે નવે રંગે રમે:
કલ્પના-ભોમના વિધવિધ વૈભોગે,
આત્મા મારો 'દર્શન'માં ભમે: ૧

'સૌન્દર્ય'નો રસ રેલ્યો આકાશમાં,
આવો રસજ્ઞ જન કોષ લૂંટો:
વાણી-વિચારનાં મોંઘાં છે મોતીઓ,
પામરતાનાં બન્ધન તૂટો: ૨

'વિલાસ' ઘેરી રજની શી શોભતી!
રજનીમાં તારલા કેવા તગે!
એવું છે જીવવું આપણે જગતમાં,
સર્વો પતંગ જાય નભમાં ચગે! ૩

'અપર્ણ'ના દેહનું આત્માનું જાણજો,
સ્વાર્પણથી ભક્તિ સગળે ફૂલે:
આત્માના અર્પણો વસંતની ફોરમો,
પ્રીતિના દેવને માગ્યું મળે: ૪

'બંધન' ગુલામીનાં કદી ન માનવાં,
મોંઘાં 'બંધન' છે આશકનાં:
આવાં 'બંધન'માં મુક્તિની ઊર્મિઓ,
ખુલ્લા ભંડાર ભવ્ય શૃંગારના: ૫

દેવોના ચક્ષુએ ઉષા નિહાળતી,
કિરણે કિરણે કુમકુમ ઝરે:
જાણે 'પ્રબોધ'ની રેષાએ રેષા-
જાગૃતિ કેરી સુધા ભરે: ૬

જીવન-'વિજય'નો ડંકો વગાડતાં,
દશે દિશામાં પડઘા પડે:
પ્રભુતાને પ્રેમભરી વસુધા સુહાતાં,
આનંદનાં કંદ ઉંચે ચડે: ૭

'કલિકા' તો નાચતી ખેલતી કુદતી,
પર્વત ખીણુથી સરી પડી:
સાગર-પતિના મુખને નિહાળતાં,
તેમાં અચાનક કુદી પડી: ૮

ઝબકી જાગ્યો ત્યાં સ્વપ્નું ઉડી ગયું,
માતા બોલાવે પાડીને સાદ :
'કલિકા'ના વહને ઉડતો ઉડતો,
ક્યારે સુણીશ ફરી ઇશ્વરનો નાદ ? ૯

'વિદાય' વિશ્વને 'વિદાય' સૂરજને,
'વિદાય' લેજો તારા ને ચન્દ :
અંતરને આંગણેથી 'વિદાય'ન લેજો,
વ્હાલા મને 'કલિકા' કેરા છન્દ. ૧૦

['કલિકા' એ કવિ ખબરદારકૃત શૃંગારરસનું અદ્દભુત મહાકાવ્ય છે, જેના વહનમાં દિવ્ય શૃંગાર ઓતપ્રોત થયેલો છે. તેમાં સાત 'પાંદડીઓ' અને વિદાયગીત છે. આ વસ્તુને અનુલક્ષીને ઉપરની ઊર્મિ રચવામાં આવી છે.] મોહિનીચન્દ્ર

## કલિકા

ખબરદાર ! બરદાર ! કાવ્યરસના આધાર,
કલિકાસ્વરૂપ સાર ફોરમ ફેલાવવા;
સુગન્ધની સૌરભથી મધમધ મન કરી,
મોહિનીના મોહથકી ચાતુરી ચળાવવા;
યૌવનમાં લહેકાતી કુમારિકા-વ્રત ધારી,
'કલિકા' કલ્યાણકારી નેનથી નીહાળવા;
રસીયાં પીયૂષપાને પાંદડીએ પડી રહે,
ભસવું ભ્રમર મૂકે પ્રેમ-પાન પામવા. ૧

પાંદડીઓ વટ્ટ તોય ખીલતી તે છુટી થાય,
રસિકના ઉપભોગે રસરાજ સ્થાપવા;
પીયૂષ ફૂવારા ઉડે નભમંડલ રેલાવે,
રસધાર વહી જાય રસ-ફલ ફાલવા;
સરોવર રસભર 'કલિકા'માં સૌ સમાયાં,
તૃષાતુર પાન કાજ છિલ્લર સૂકાવવા;
વાહ વાહ ! મતિ તારી, ધન્ય ધન્ય ! કૃતિ તારી;
કાવ્યરસે રતિ સારી ગુર્જરી ખીલાવવા. ૨

ઝરણાં અનેક જેમ દિશ દિશાથી મળે છે,
ગંગા નદી સમ જેમ પવિત્ર ગણાય છે;
કાવ્યપૂર પવિત્રતા પૂર-મૂલે અંકાય છે,
ઝરણાંના સ્નાનથકી સ્વર્ગ ના પમાય છે:
ભાવરેલે રેલાતી આ તો ય સ્વચ્છ નિરમળી
એક બિન્દુ-પ્રાશનથી હૈયે 'હાશ' થાય છે;
ઉર-સરિતામાં તારી આશાનૈયા ડોલી રહી,
સર્જક-હલેસાંથી એ પાર ઉતરાય છે. ૩

આત્મ-ઊર્મિ ઉછળે છે, ગેલ કરે શબ્દ સાથે,
સરર સરાવે નૈયા લ્હેર મીઠી વાય છે;
રાગી અનુરાગમહીં, સ્નેહના પ્રકાશમહીં,
પ્રસાદના પટમહીં નૈયાએ લ્હેકાય છે;
વસન્ત ને પાનખર, આષાઢની વાદળીમાં,
શરદની પૂર્ણિમામાં આનન્દ રેલાય છે;
'પૃથ્વીના પરોઢ' મહીં ચન્દા "નભમેડી" થકી
ભાવભીની નૈયાતારી હૈયામાં જડાય છે. ૪

" કવિ માટે હશે શું આ દુનિયામાં દુઃખ ભર્યાં !
મજુરીમાં મળે એને પીવા વિષાપાન " કાં !
તારી ઉક્તિ મિથ્યા તેં તો પીયૂષ પીવાડી ફાધી,
અજર અમર થાતાં ડૂબાવ્યા રસરેલમાં;
" મધુરાં છે સૌન્દર્ય ને કવિતાનાં દુઃખ " ખરૂં,
કાળ સમ સાક્ષરો જે ફોલી ફોલી ખાય છે;
દુનિયાને કાંટે કદી કવિતા તોળાય નહિ,
તોળનાર કાંટો ખોટો-ઇર્ષ્યા દાંડી હોય છે. ૫

ભાવભીની 'દાર' તણી 'ખબર' તેં રાખી પૂરી,
ધન્યવાદ આપું કશો ! વાણીનો વિસ્તાર છે;
હૈયું ઉભરાય આજે-તુજ હૈયું સાખ પૂરે,
'કેકારવ' સાદ પૂરે 'ખંડ' બીજા ખંડ છે;
વાણી આ 'અખંડ' તારી ચંદા સમ શીતલ છે,
તેજે કાવ્ય-વિશ્વમહીં સૌન્દર્ય રેલાય છે;
કલિકાઓ ખીલે અને અભિરામ માલા બને,
એવી આશા-ઊર્મિઓથી હૃદય રેલાય છે. ૬

ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા

## કવિશ્રીને કનકોત્સવ-અભિનન્દન

(ઝુલણા-પ્રભાત)

ધન્ય ગુજરાતની ધન્ય દેવી ગિરા
આજ મંગલ મહોત્સવ વિરાજે
દિવ્ય તુજ મંદિરે દિવ્ય આનંદમાં
મધુર સંગીત સર્વત્ર ગાજે;

સુભગ ઉત્સંગ તવ અવતર્યો સિદ્ધ કવિ
પ્રેમ રસપાન ઝીલે ઝીલાવે,
શ્રીખબરદાર આયુષ્ય પૂર્વાર્ધ શુભ
પૂર્ણ કરી આજ વનમાંહિ આવે. ૧

ક્ષીરસિંધુ હૃદયમાંહિ સાહિત્યનો
મથન કરી રત્ન અણમોલ આણ્યાં,
ભાવ ભીંજેલ નૈવેદ્ય એ પ્રેમનાં
વાણીથી કેમ જાયે વખાણ્યાં !
ગુર્જરી માતના ચરણ પંકજ વિષે
અર્પી અંતરતણા વિમળ ભાવે
શ્રીખબરદાર આયુષ્ય પૂર્વાર્ધ શુભ
પૂર્ણ કરી આજ વનમાંહિ આવે. ૨

રત્ન તેજે ભર્યાં કિરણ પ્રસરરાવતાં
કૈંકના જીવનપન્થો ઉજાળે,
શ્રીપ્રભુ–ભક્તિના અમર સંદેશ દઈ
પાપના પુંજ ક્ષણમાં પ્રજાળે,
શારદાની પ્રસાદી વસી વાણીમાં
કાવ્યરસની પિપાસા શમાવે,
શ્રીખબરદાર આયુષ્ય પૂર્વાર્ધ શુભ
પૂર્ણ કરી આજ વનમાંહિ આવે. ૩

વ્યોમ મંડળથકી જળદ જળથી ભર્યાં
અવનિપર ઉતરી જીવન રેલે,
દેવનો દૂત કવિ વિરલ કો અવતરી,
જગતમાં કાવ્ય પીયૂષ રેલે—
જીવનના કલહથી શુષ્ક સંસારમાં
શાન્તિના સરસ મંત્રો ભણાવે,
શ્રીખબરદાર આયુષ્ય પૂર્વાર્ધ શુભ
પૂર્ણ કરી આજ વનમાંહિ આવે. ૪

જ્યાંલગી છે ગિરા ગુર્જરી આપણી
માત ગુણવંતી ગુજરાત રાજે,
અમર છો આપ કવિરાજ શુભ કાવ્યની
મૂર્તિ જનહૃદય મધ્યે બિરાજે;
"પામજો સકલ કલ્યાણ" એ પ્રાર્થના
ગુણીજનો શ્રીપ્રભુને સુણાવે,
શ્રીખબરદાર આયુષ્ય પૂર્વાર્ધ શુભ
પૂર્ણ કરી ધન્ય વનમાંહિ આવે. ૫

**ગિરિજાશંકર દેવશંકર ભટ્ટ**

## કવિશ્રી ખબરદાર કનકોત્સવ

शृंगाराद्भुतवीरहास्यकरुणारौद्रं च शांतं तथा
बीभत्सं च भयानकं नवरसान्हिन्दोलयन्तं कविम् ।
क्रीडन्तं निखिलेषु तेष्वविरतं तन्नालयन्तं जनं
कुर्वन्तु त्वरदेशरंजनपटुं दीर्घायुषं पिङ्गलाः ॥

**ભાવાર્થ:**—શૃંગાર, અદ્ભુત, વીર, હાસ્ય, કરુણા, રૌદ્ર, શાંત, બીભત્સ અને ભયાનક એ નવ રસને ઝુલાવતા અને તે બધા રસમાં નિરંતર રમતાં રમતાં જનસમુહને તે રસમાં લડાવતા (૧) કવિજનમાં ચતુર અરદેશર કવિને (અથવા ૨–બહુ ઉંડા ઉતર્યા વિના પણ જનસમુહને રંજન કરવામાં ચતુર આ કવિને) પિંગલ આદિ આદ્ય કવિઋષિઓ દીર્ઘાયુષી કરે.

**વિહારી**

[અરદેશ રંજનપટું કવિમ્–૧ જનપટુમ્ અરદેશરમ્ કવિમ્ ૨ અરદેશરંજનપટું (અ + રદેશ + રંજન + પટુમ્ = દાઢવિના અથવા બહુ ચાવ્યા વિના પણ રંજન કરવામાં ચતુર) કવિમ્]

### દુહા

કામણ કર્યે કમાલ, ખાંભી ખોડી ખળભળે,
પાણા કરે પ્રીતાળ, દુહો અમારા દેશનો. ૧

કાવ્ય દિલડાની દાઝ, નવ રસમાં રંગાવતી,
અરદેશરની આજ, ખટ રસને ખારા કરે. ૨

ગુણવંતી ગુજરાત, ગરવી મટ ગરવાં કરે,
અમૂલાં મૂલ બકાત, ચૌટે સરવે સોરઠે. ૩

આજ અધીરાં ઉર, જાણે ન જોખો જીવનો,
મરવું મીઠું શૂર, કાયર તો ઘરની ધુંધું. ૪

કળી કુમળી જાત, કુંવારાં હૈડાં કુંળાં,
ઘુંઘટપટને ઘાટ, કાયમ રહી કલિકા કુંળી. ૫

સ્વરગ નરક શાં ઠેઠ, પ્રલય હોય નહિ પ્રેમીને,
પાણીય ન હલે પેટ, મર્યાં મરે નહિ સાજણાં. ૬

દર્શન પ્રભુનાં દૂર, દૂર ખુદાનાં ખોળિયાં,
પણ હાજરાહજુર, જ્યાં જ્યાં સાંકળ સ્નેહની. ૭

દુહા ૧ થી ૬ કવિશ્રીની અમુક કૃતિની વિશિષ્ટતા રૂપે લખાયેલા છે.

**વિહારી**

## પાંગરી કવિતાવલી

વિપત્તિ ડારવા આવે  તમિસ્રા ઢાંકવા મથે
ઉપાધિ આવરી લેવા  યત્ન નિત્ય કરે મહા ;
ઝંઝાવાત થતાં મેઘ  ધોધમાર પડી રહે :
ભાનુના ભર્ગની ઝાંખી  થવા દે નહિ વ્યોમમાં:
વિઘ્ન એવાં નડે તોય  હતોત્સાહ થતો ન તું :
સ્થૂલની પાર જોવાનું  ઘડી ના અળગું થતું.

શિરોવ્યાધિ મહાતાપ  દેહને કષ્ટતાં રહે
છતાં તેં શારદાપૂજા  કવિ ! ના કદિયે ત્યજી.

ધરી સાદી છતાં શિષ્ટ  રસોયુક્ત નવી નવી
પ્રસાદી ભાવતી મીઠી :  પાંગરી કવિતાવલી.

સ્વદેશે જેમ દેનારાં  પ્રભુલીન થવા મિષે,
રચ્યાં સ્તોત્રો નવા છંદે  વળી રાસો રસોત્સવે.

મનોવેધી પ્રસંગોએ  સારદોહન તેં કર્યું,
સૃષ્ટિ અસ્થિરતા માયા  ત્યાગવા ઉપદેશિયું.

મળ્યો એવો કરો વ્હેતો  રહો તે સ્ખલનો વિના,
તારા સૌની શમાવાને  સદા એ શક્તિમાન હો !

A Rural

## કવિ ખબરદારને

ઝુલણા

ખબરના દાર તેં ખબરદારી ખરી
  વાપરી ધન્ય હો ધન્ય તુજને !
આજ આ અવસરે આપને અર્પતાં
  ભેટ, અત્યંત આનંદ મુજને.  ૧

ખલકના દૃશ્યને ખૂબ યત્ને કરી,
  નીરખી પ્રેરણા પૂર્ણ પીધી,
છંદને રાગમાં નવિનતા આણીને,
  કાવ્યમાં નવિનતા સરસ કીધી.  ૨

ગુર્જરીમાતના સૂત સુભાગીયા !
  વાડીમાં એક ' કલિકા ' ખીલાવી,
બૃહદ ગુજરાતમાં બૃહદતા ફોરવી,
  રાષ્ટ્રમાં જશ સુગંધિ પ્રસાદી.  ૩

શુભ શણગાર ઉત્તમ અતિ દીપતા,
  તેં સજાવ્યા ગિરા ગુર્જરીને,
સરળતા અર્થમાં, વિશદતા શૈલીમાં,
  હૃદયના ભાવમાં દઈ દઈને.  ૪

મિત્ર મંડળ મળી સ્નેહથી ઇચ્છતા
  ધન્યરે ધન્ય ! શત શરદ જીવો,
ગુર્જરીવાણીને, ગુર્જરીમાતને
  બૃહદ ગુજરાતને અચળ સેવો.  ૫

ગોવિંદ બળવંત કર્ણિક

## કવિ ખબરદારનો સુવર્ણ મહોત્સવ

ગુર્જરી માત ! ઉઠ સફાળી, સાજ સજ શૃંગારનો:
હેમ મહોત્સવ આજ છે તુજ પુત્ર ખબરદારનો  ૧

લાવ થાળી, કંકુ, ચોખા—પ્રિતથી એને વધાવ;
ગુણજ્ઞતા દાખવાનો સમો છે અત્યારનો  ૨

તનથી—મનથી—ધનથી એણે સેવા કીધી તુજ ભણી,
મહેનતાણું, તો મેળવ્યો બદલો કષ્ટ અપારનો !  ૩

આવ માળી, લાવ જાળી પુષ્પની સુગંધમય,
કાવ્યવાટિકામાળીડા માટે ખપ એ હારનો.  ૪

ઓ ગવૈયા ! આજે શાને દૂર દૂર ભમતો ફરે !
શું તને કહેવું પડે ' છેડ તાર તુજ સિતારનો ! '  ૫

ઢોલીઓ ! આનંદથી બેસો આરજ ગુર્જર આંગણે
તમ વિના શોભે કદિ આ અવસર જયજયકારનો ?  ૬

બુલબુલો ! કાં ચૂપ છો ? શું બાગે બેઠી પાનખર ?
મીઠા તમ ટહુકાર ટહુકો—આજ વખત છે બહારનો.  ૭

પારસી કે હિન્દુ મુસ્લીમ—ગુર્જરો સૌ આજ તો
સત્વરે જાગી જુઓ, પ્રભાકર ઉગ્યો ક્યારનો.  ૮

એકદિલી સાધી હા ! ઉર ઉરથી ગુંથાઇને,
ઉજવો ઉત્સવ ભૂલીને ભેદ પ્રત્યેક પ્રકારનો.  ૯

ગુર્જરી બ્હેનો ! પૂરી દો આંગણે તમ સાથીઆ,
છે ખરો પ્રસંગ ગરબા રાસ પુનરુદ્ધારનો.  ૧૦

જ્ઞાનનો સાગર અનેરો—સ્નેહમૂર્તિ એજ વળી,
ગુજરાતમાં એણેજ જીત્યો પ્રેમ સહુ નરનારનો.  ૧૧

આવ બંધુ, આવ બ્હેની ! ભેટીએ નિજ ભ્રાતને,
આપણો એ ભાઈ વ્હાલો છે સૂર્ય સંસારનો.  ૧૨

ગાઇને યશગાન એનાં પ્રચ્છીએ બસ એજ કે
રહો એ વાંઝુમિરે સતત હાથ સબળ કિર્તોશ્નો ! ૧૩
સુખીને ઉપયોગી જીવન જીવતો એ રહે સદા,
ગુર્જરી ગીરાતણો છે એજ સંદેશ પ્યારનો. ૧૪

જેહાંગીર માણેકજી દેસાઈ

## ખબરદાર

'ખબરદાર' અતિ વ્હાલો શબ્દ અમલદારને હોઠે રે;
પરાધીન માનવને કાને મંકોડા સમ ચોંટે રે ૧
માતાને સુખ જલ્દી આવે, બાળકને બીવરાવારે;
જનક હાથ ઉંચકાતાં સાથે, થરથર લાગે ધ્રુજવારે. ૨
શિક્ષકની સોટીની સાથે, 'ખબરદાર' સોહાતો રે;
પોલિસનો ડંડૂકો તેની પાછળ જાય લપાતોરે ૩
પચાસની આ પારે કપરો 'ખબરદાર'–'ટંકાર' રે;
દાદા–દાદી થઇને કહેતાં, જાય ન આપે લગાર રે ૪
'ખબરદાર' કહે છે જ્યારે ચોકીદારો રાતે રે;
ઉંઘ બગડે પણ બીજ ન લાગે, ધન–રક્ષકને સાદે રે. ૫
'ખબરદાર' કવિ કો કરતા, મીઠાં મીઠાં પદ્યે રે;
નિંદિત લોક જગાવા કાજે, ગાનો 'દિવ્ય' છંદે રે. ૬

" અળેલું "

## કવિશ્રી ખબરદારને ચરણે

( ઝુલણા છંદ )

શું કરું વંદના ! શું કરૂં અર્ચના !
કવિતણા ધન્ય આ વનપ્રવેશે;
કાવ્ય દેવી સ્વયં માલ પુષ્પે ગુંથી,
આજ અર્પે કવિ–કંઠ–દેશે.
દેવ, દેવાંગના, આશિષો આપતાં,
"ધન્ય, કવિ, ધન્ય આ જીવન ત્હારૂં;
કાવ્યદેવી તણા મંદિરે કરી પૂજા,
ધન્ય આયુષ્ય મોંઘું વીતાડયું." ૧

રંગ ને રાગ આ, હર્ષ ઉત્સવ મહા,
આજ સાહિત્ય–કુંજે થશે, ને
કવિ અને રસિક જનની બધી મંડળી
હર્ષ–ઘેલી થઈ ગીત ગાશે,

ભાવનાનાં મીઠાં પૂર વ્યાપી રહ્યાં,
ગુર્જરી વાણીની જે મીઠાશે;
ત્યાં કવિની કૃતિઓ બધી પામતી
પ્રેમ–આદર–અતિશય ઉલ્લાસે. ૨

કવિતણાં કાવ્ય–કુસુમો ખીલ્યાં જે રૂડાં
ગુર્જરી વાણીની સ્નિગ્ધ કુંજે;
ને પરાગે બની મત્ત અલિગણુ બધો
આજ મીઠું મીઠું કાંઇ ગુંજે;
નમ્ર આરાધના કરી કવિત–મંદિરે
દિવ્ય 'વિલાસ' 'પ્રકાશ,' પામ્યાં;
સુપ્ત ભારત તણી, જાગૃતિ આણવા
વીર 'ટંકાર' કવિએજ કીધા. ૩

જીવન મોંઘું મળ્યું, માનવીનું અહીં,
વ્યર્થ તે કેમ જાયે વહી હા !
તેથી આપ્યા રૂડા જીવન 'સંદેશ' ને
કંઇકનાં જીવન કીધાં મધુરાં,
કવિ તણી પ્રિયતમા, કવિ ઉરે જે વસી
તે 'કલિકા' રૂપે પ્રેમ પામે;
હેમ કવલય થકી ભૂષિતા તે બની
ઉચ્ચ કવિ–કલ્પનાના પ્રભાવે ૪

મૈત્રીનું પરમ અદ્વૈત જે હા ! રહ્યું
પૂર્ણતા પામ્યું દાંપત્ય–યોગે;
'રાસની ચન્દ્રિકા' રૂડી ખીલી રહી
ઝૂલતાં પ્રેમીઓ પ્રેમ–ઝૂલે.
વિષમ સંસારમાં, સુખ અને દુઃખના
વાયુ–વંટોળ દિનરાત વાયે;
આધિ, વ્યાધિ ઉપાધિ થકી, દુઃખિતને
'ભજનિકા' આત્મ–આનંદ આપે ૫

'દર્શનિકા' તણાં આજ દર્શન થયાં
ધન્ય હો ! ધન્ય ભાગ્યો અમારાં;
'સૃષ્ટિ–અસ્થિરતા,' 'મૃત્યુનાં નૃત્ય', ને
'જીવનનાં ગાન' કૈં તેંજ ગાયાં;
'વિશ્વ ચૈતન્યનો યોગ' સમજાવીયો
'જીવન–કર્તવ્ય' ઉપદેશ આપ્યો;
અંતમાં 'સ્નેહનો વિશ્વધર્મ' કથી
જીવનનો સાર સમજાવી દીધો. ૬

શું કથું ? કાવ્ય ત્હારાં બધાં વાંચી ને
વાણી વિરામ પામી જતી ઓ;
કાવ્ય—આનંદ જે કવિ ઉરે સ્ફુરી રહ્યો
અનુભવી ગાઉં, શું ગુણ—ગાથા !
સૂક્ષ્મ રૂપે રહ્યાં, કવિ ઉરે જે સદા
સ્નેહ—ઔદાર્ય—સૌજન્ય કેરાં,
તે બધાં પરિણમે, કવિ તણા ગીતમાં
જીવનના ભાવ મીઠા અનેરા. ૭

શું કરૂં વંદના ? શું કરૂં અર્ચના ?
આજ આ ધન્ય આનંદ ટાંણે;
પેસીને ‘ વન ’ વિષે જીવન અવશેષને
સુહવજો દિવ્ય અતિ દિવ્ય ગાને.
પામ જય વિજય કવિ, બાળ ગુર્જરી તણા
કાવ્ય-સાહિત્યને ઓપ દીધો;
રંગ—જયરંગ નિજ દેશના સાધતાં
મધુર તવ કાવ્ય ધોધે વહેજો. ૮

ઉમીઆશંકર જેશંકર મહેતા

## કવિ ખબરદારને

આંજે પ્રકાશ કવિસૂર્યનો સુહાગી હો !
અંતર ગુંજતો અમોલ આશતાર:
ઝળકતો રાસદેવ ગરવી ગુર્જરીનો,
તાળી આપીને દેતો નવલો સહકાર. આંજે૦

[ સાખી ]

ખેલ્યા રાસ યૂવાનીના, માણ્યો રસ અણમોલ;
દીધ સ્નેહામૃત ઘુંટડા, પ્રભુતા ગીત અતોલ

હાં ! ધીરો લગીર રાસકુંજ—મોરલા ! હો. આંજે.

સ્વદેશપ્રીત તણી જ્યોતિ ઝગાવી હો !
ભારત જયનાદ તણા સુણવી ટંકાર;
અમ્મર નવચેતનની પરિમલ પ્રકટાવીને,
આઝાદ કવિ ! દિધ રણચણ્ડિ ગાન. આંજે૦

[ સાખી ]

વાસ સુદૂર અમથી થયો, પણ ક્યમ ભૂલે અમ માત ?
ક્યીં સ્પષ્ટ શમણાં સહૂ, પ્રકટયું મહાગુજરાત;
હાં ! એક ને અતૂલ ગુજરાતના સુપુત્ર, હો. આંજે૦

પ્રેમલ તુજ ગીતપુષ્પ, મ્હેકન્તી કાવ્યવેલી,
સીંચી અમ ઉર અનામિ કવિતારસપૂર
ઝીણું ઉંડેરું કવન ગુંજી સુભાગી હો !
દેજે રસદિક્ષા ને જીવનનાં નૂર. આંજે૦

[ સાખી ]

રમજે રાસ બ્રહ્માંડના, છિપી રસિયાંની પ્યાસ;
મરવી તુજ ગરબી દઈ, લેજે અમ ઉર લ્હાણ,
હાં ! દેજે ઘરદીવડી પ્રકાશ કવિચન્દ્ર હો ! આંજે.

હૈયાંની હોંસ એક, પ્રેમની પરીખ એક,
વિલસવ તુજ કાવ્યવાડી ઓર ઝમકાર;
ગાને, ગવરાવ, શત શરદ્ મજ અંજલી,
મોંઘો મ્હેમાન મારો કવિ ખબરદાર. આંજે૦

શિવકાંત દવે

## સરિત સ્નેહ કરે શુચિ સર્વને

જગતણાં છળભેદ અસારતા
ભયવિકંપભરી રસભવ્યતા
સરલ વ્યંગ્ય ધ્વનિ સમજાવતા
રસિક મિષ્ટ વિધે ઉપદેશતા.

‘ ખબરદાર રહી જગ માણવું,
પરમ સાધન ભક્તિ પિછાણવું,
જન બધાં નિજ ભાંડુ સમાંગણી
મિલનસાર થઈ જગ જીતવું.
‘ ડરવું ના હઠવું ભવતાપથી
વ્યથિત કેમ થવું તનુકષ્ટથી ?
કરવું ના કરવું મનુજાધીન
સરલતા ઉરને વશ છે જગ.
‘ ઉર હિંડોલ વિભુ પધરાવવા
પ્રભુ નિમિત્ત કરો કરમો સદા.’

કવિ ! પ્રબોધન આ તુજ કાવ્યમાં
વચન વર્તન ને વ્યવહારમાં
ઝરણ સ્નેહતણું પ્રતિ અંગમાં
દલિત ઉદ્ધરવા વહતું સદા.

હૃદય ઉપર ઘાવ થયાં કરે
તદપિ તું નહિ ધૈર્ય કદી ત્યજે
નિજ પથે વિચરે કવિ! રાચતો
નમન વંદન યોગ્ય સદા રહો

"મળેલુ"

## ખબરદારી !

ગુણીઅલ ગુર્જરી જી કે આ રસસુંદરી !
નવરસ નિર્ઝરી જી કે આ દિવ્યાંબરી !
કોણે તને 'ગુણવંતી' કહીને ગાઇ માતા ગુર્જરી!
કોણે હૃદય રસદેહ છેદીને બજાવી બંસરી?
સરતી જતી સાહિત્યના તુજ સમૃદ્ધિ રસમાં ભરી!
ઉજડી જતી ઉરવાડીએ કોણે અનિલ સુરભિ ભરી!
તારા ગરિષ્ઠ સાહિત્યની.
તારા કલા લાલિત્યની.
કરમાં કલમ છડીને ધરી કોણે ખબરદારી કરી
પરવિષ પરહરી જી કે સ્વત્વે સંચરી!
નવરસ નીતરી જી કે વિશ્વે વિચરી.

ગરજી રહી કોના વિજયઘોષે વિદેશે વિસ્તરી.
સરજી સુરસ સાહિત્ય, પાતી પ્રેરણા કોણે કરી,
ધસતી છતાં ધીરતા ભરી, વાણી વદી વીરતા ભરી.
ગુણશાલી ગંભીરતા ભરી વિલસી રહી વાગીશ્વરી.
અંગાંગની આહ! દિવ્યતા.
શી ભાવનાની ભવ્યતા.
શી પ્રૌઢ પૂર્ણ પ્રબુદ્ધ ચરણે શુદ્ધ જ્ઞાને શિષ્ટતા.
કરી સફળ એણે સાધના.
અર્ધી સદી આરાધના.

ધૂણી ધખે અંતર, ભભૂતિ ચોળી આરાધન કરી.
અહાલેક જગવે આત્મના પડઘા દિગંતે પરવરી
ગુર્જર ગિરાના ભક્તની ગુણમાળ આ ગૌરવ ભરી
અર્ધશતાબ્દિના અમૂલા ઉત્સવે અર્પું ધરી.
રસભર વૈખરીજી કે ગિર્વાણે ભરી
ગુણીઅલ ગુર્જરી જી કે જય વાણીશ્વરી
નવયુગની નવચેતના નવયુવકના નસમાં ભરી
તારા કળા સૌંદર્યની કોણે ખબરદારી કરી.

દલપતરામ પ્રાણશંકર પાઠક

## કવિસમ્રાટ શ્રી. ખબરદારને ઉરનાં દાન

કાવ્ય

ઉજવો ઉજવો કનકઉત્સવ, ભારત માત તણા સંતાન;
આવ્યો અણમૂલ અવસર આજે,
ગાવા "અરદેશર" ગુણગાન.
છઠ્ઠી નવેમ્બર સાલ એકત્રિસમાં કવિ કરતાં વનપ્રવેશ;
જાત પારસી હૃદય આરસી, કલમ થકી ઝરતાં ઉદ્દેશ. ૧

ગરવા હિન્દુસ્થાન માનવી, ઉજવે "અરદેશર" ઉત્સવ,
પુષ્પ પાંખડી અર્પી અંતર, આનંદે એ કનકોત્સવ;
"અરદેશર" જે સુત "ફ્રામ"ના, 'ખબરદાર'ને કવિસમ્રાટ;
કવિ જગતના ડૉક્ટર મ્હોટા, નાડ હિન્દ પરખે ભલીભાત. ૨

ધન વક્તવ્ય કાવ્ય થકી, ઉજ્જવળ ઉરનાં સૌ દેતાં દાન
ભારત મોંઘા "કવિકનક"નો, ઉજવે ઉત્સવ રાખી માન
જ્યાં જ્યાં વસતો એક ગુજરાતી, ત્યાં ત્યાં અરદેશરનું નામ
યુગયુગ જીવો "અરદેશર"જી, પ્રાર્થે એવું હિન્દુસ્થાન.

ડૉ. ગુલાબચન્દ મુળચંદ બાવિશી આફ્રિકાવાળા
સૌ. શારદા ગુલાબચન્દ બાવિશી

## અર્પો અભિનંદનો

જન્મ્યા ગુર્જર દેશ પારસી તણી જાતિ જગે ઝળકતી,
પ્રેર્યા નૂતન ભાવ વીજ ચમકે આહ્લાદ વર્ષાવતી;
જ્યાં જ્યાં બુંદ પડે અમીરસતણું સંતોષ રેલી રહે,
ને સંસાર તણી ગૂંચો અટપટી વ્હેલી ઉકેલાય છે.

ગાયાં કાવ્ય ભરી સદા સરસતા શ્રેણી નવી આદરી
આધ્યાત્મે, રસ, રાસ, કાવ્ય કલિકા પ્રેમે સ્વદેશે ઝીલી;
હૈયું નિત્ય ઉદાર રાખી ખબરે ઇન્સાફ આપ્યા કર્યો,
તેવા આ કવિરત્ન શું અદલને અર્પો અભિનંદનો.

મહીપતરામ હિંમતરામ જોષી

## અભિનન્દન કવિ અર્દેશીર ખબરદારને

શિષ્ટ કવિ ગુજરાત તણા, પંકાયા અર્દેશીર,
દુવા આપો દેશ દે, બહુ જીવો એ વીર!

( ગીત )

બનાવ સુંદર સોનાનું મુગટ સોનાર,
કવિશ્રીની સોનેરી જુબીલી સાર.
શોભાવ્યે એ મુગટથી કવિનું શિર,
સદા સુખરૂપ રાખે પ્રભુ અર્દેશિર !

મચી રહ્યું છે ગુજરાત ઉજવવા કાજ
કવિ અર્દેશીરનો કનકોત્સવ આજ.

અરે બેહેની માલણ તું લાવ તારી ઝાબ,
ભરી તેમાં મોધરાં, ચમેલી, ગોલાબ.
કવિ ગરવી ગુજરાતના શ્રી ખબરદાર,
તે શાહેરના શિર પર એ પુષ્પો ઉડાર.

મચી રહ્યું છે ગુજરાત ઉજવવા કાજ
કવિ અર્દેશીરનો કનકોત્સવ આજ.

અરે માલી લાવ ગુંઠી ફુલોનો હાર,
કે કરીએ કવિશ્રીનાં ગળે શૃંગાર.
વળી લાવ બનાવી તું ગજરા સુંદર,
કે તેથી શોભાવ્યે કવિશ્રીના કર.

મચી રહ્યું છે ગુજરાત ઉજવવા કાજ
કવિ અર્દેશીરનો કનકોત્સવ આજ.

ભરતભૂમિની પુત્રી ગુજરાત પ્રખ્યાત,
છે ગુણવંતી ગુણ્યળ ભલી આપણી માત.
એ માતાએ નીજસ્તાનથી આપી પોષણ
ઉછેર્યો ખબરદાર સંતાન સજન.

મચી રહ્યું છે ગુજરાત ઉજવવા કાજ
કવિ અર્દેશીરનો કનકોત્સવ આજ.

**જેહાંગીર બરજોરજી સંજાણા**

## કવિ ખબરદારને અભિનંદન

આજે અભિનંદન " ખબરદાર " ને
સેવા કીધી મન માનતી રે
ગુર્જર સાહિત્યે સુજાણ ( ૨ )
ગુંજે યશપુંજ એનાં કિર્તનો
વને પ્રવેશ્યા પ્રમાણ ( ૨ ) રે...આજે. ૧

રંગમાં જીવન રસ છાંટણે રે
અંગત વિકસ્યાં ચૈતન્ય ( ૨ )
મીઠી મઘમઘે કુસુમ વાટીકા
એમ ફોરે સૌજન્ય ( ૨ ) રે...આજે. ૨

હાર્દિક સંદેશ સુમાર્ગના રે
ચેતન પ્રેરક પ્રચારી ( ૨ )
આદર્શભુત જીવન નીવડે
એવી કર્તવ્યતા ધારી ( ૨ ) રે...આજે. ૩

ગુંથી ગુંથવણી, મીઠાં કાવ્યની રે
આંકયાં મુલ શું અંકાય ! ( ૨ )
રસીયાં ઝીલાવ્યાં રસ લ્હાણુમાં
પ્રેમ પ્રભુત્વે પંકાય ( ૨ ) રે...આજે. ૪

આશિશ અંતરની ઉચ્છીએ રે
દેવ આપો દીર્ઘાયુ ( ૨ )
દૈવી વ્યવહાર ફળો કામના
માનવ જીવન ચિત્તચ્હાયું ( ૨ ) રે...આજે. ૫

**સાંકળેશ્વર હરગોવિંદ દ્વિવેદી**



